# चिंतननुं खेडाण

'જીવનચિંતન' એ એક ભારેખમ અને જવાબદારીભર્યું મથાળુ છે મારી સમગ્ર લેખનપ્રવૃત્તિને પણ જીવનચિંતનનુ નામ આપતા હુ સકોચ કરુ એ વાત ખરી છે કે ગાધીજીની કૃપાથી જે થોડીઘણી સમાજ-સેવા કે રાષ્ટ્રસેવા કરવાની તક મળી, તેમા રચ્યાપચ્યા રહેતા છતા કાઈક સ્વાભાવિક અલિપ્તપણું સાચવવાથી જીવનનુ ચિંતન કરવાનો અવકાશ મને મળી શક્યો અને એમાથી અનેક વિષયો પર લેખો લખાયા અને છતા, હુ કહી ન શકુ કે સમગ્ર જીવનનુ સાગોપાગ ચિંતન કરી શક્યો છુ

ચિત્તનો સ્વભાવ જ છે કે કોક વખતે એ પોતાની બધી શક્તિઓ લઈને એકાગ્ર થાય છે અને કોક વખતે દીવો જેમ પોતાના પ્રકાશકિરણો 'વિશ્વતો' એટલે કે બધી બાજુએ ફેલાવે છે, તેમ, અદમ્ય જિજ્ઞાસાને કારણે એ બધી દિશાએ આક્રમણ કરે છે કેન્દ્રીકરણ અને વિકીરણ એવી એ બન્ને શક્તિનો વિકાસ યથાપ્રમાણ થતો જાય એ મનુષ્યજીવન માટે આવશ્યક છે

જીવન એટલે વ્યક્તિગત જીવન, કૌટુબિક અથવા પારિવારિક જીવન, ધર્મસમૂહનુ જીવન, સામાજિક જીવન, રાષ્ટ્રીય અને આતરરાષ્ટ્રીય જીવન —એમ એનો ઉત્તરોત્તર વિકાસ થતો જાય છે

આમા કેવળ વ્યક્તિગત જીવન લઈએ તોપણ તેનો કેટલો બધો વિસ્તાર છે! એકલા શારીરિક જીવનમા બાલ-જીવન, તારુણ્ય, પ્રૌઢાવસ્થા, પરિણત અવસ્થા અને જીવનનો સધ્યાકાળ—એ બધાના અલગ અલગ અનુભવ વિચારી શકાય છે અને દરેકમા આરોગ્ય અને અનારોગ્ય, પ્રકૃતિ, વિકૃતિ અને સસ્કૃતિ, એવા પ્રકારો છે જ ગીતાએ બ્રહ્મચર્યને શારીરિક તપ ગણ્યુ છે એટલે બ્રહ્મચર્યનો આધ્યાત્મિક અનુભવ પણ શરીરના ક્ષેત્રમા જ ગણી શકાય ગૃહસ્થાશ્રમ પણ બ્રહ્મચર્યનો જ એક વિશિષ્ટ પ્રયોગ છે એટલે એ રીતે ચિંતન કરવા જતા એક વિશાળ ક્ષેત્ર ખેડી શકાય છે

વ્યક્તિગત જીવનમા જ્ઞાનોપાસના, કૌશલ્યની ખિલવણી, સૃષ્ટિ નિરીક્ષણ અને ભ્રમણ, કલાત્મક જીવન તેમ જ પ્રયોગપરાયણતા—કેટલી બધી

વસ્તુઓ આવી જાય છે! માનસશાસ્ત્ર મોટે ભાગે અત્યાર સુધી વ્યક્તિગત માનસને જ ખેડતુ આવ્યુ છે સામુદાયિક માનસનુ ખેડાણ હમણા જ શરૂ થયુ છે

દાપત્યજીવન તો વ્યક્તિગત જીવન અને સામાજિક જીવન વચ્ચેનો અકોડો ગણાય એની પોતાની દુનિયા નાનીસૂની નથી ધર્મકારોથી માડીને નવલકારો સુધી, અને શિક્ષકોથી માડીને ન્યાયાધીશો સુધી બધાએ ગાર્હસ્થ્ય જીવનનું જેટલુ ચિતન કર્યુ છે તેટલુ બીજા કોઈ પણ ક્ષેત્રનુ કર્યું નહીં હોય. અને છતા એના એકે સવાલનો હજી ઉકેલ આવ્યો નથી

આજની દુનિયા જીવનના આર્થિક પાસાને જ સર્વોપરી મહત્ત્વ આપે છે અને જીવન અગેના કોઈ પણ સવાલનો ઉકેલ અર્થવ્યવસ્થામા જ શોધે-છે આ મનોવૃત્તિ હવે ઘેલછા સુધી પહોચી ગઈ છે આપણુ અર્થ-ચિતન સ્વદેશી, ટ્રસ્ટીશિપ અને સર્વોદય મારફતે સામાજિક આરોગ્ય સ્થાપવા મથે છે; જ્યારે પશ્ચિમના લોકો બાહ્ય નિયત્રણથી સમાજસત્તા-વાદના અને સામ્યવાદના આદર્શો અમલમા મૂકી રહ્યા છે

માણસજાતનું જૂનામા જૂનુ ચિતન ધર્મને અગે જ થયુ છે પ્રથમ આ સાર્વભૌમ ધર્મચિતન ચાલ્યુ ત્યાર પછી વિજ્ઞાનની શોધખોળ વધી બન્નેમા માણસ, તે તે જમાનાની શક્તિ પ્રમાણે, ઠીક ઊડો ઊતર્યો અને હવે એ તમામ ચિતનનો વિરાટ સમન્વય કરવાનો જમાનો આવ્યો છે

સમન્વયનો તકાજો હવે વશભેદ મટાડી સસ્કૃતિ-સમન્વય સાધવા સુધી પહોચ્યો છે પ્રથમ પ્રથમ વશભેદ પરત્વે ધર્મો રચાયા હતા તે વખતે પણ લોકો દુનિયાના વિસ્તાર વિષે થોડુઘણુ જાણતા હતા ખરા, પણ વશો ઓત-પ્રોત થયા ન હતા ધર્મપ્રચાર અને સખ્યાવિસ્તારની ઘેલછા જાગી એની સાથે સામ્રાજ્યવાદ પણ જાગ્યો કોક ઠેકાણે સમન્વય અપરિહાર્ય થયો અને કોક ઠેકાણે, ઉચ્ચનીચ-ભાવ વધવાથી વાશિક અન્યાય રૂઢ થયો અને એમાથી વશવિગ્રહ ઉત્પન્ન થયો હવે પછી મૂડીવાદ, સમાજવાદ અને સામ્યવાદનો ઝઘડો વિશ્વવ્યાપી બને છે? કે વશવિગ્રહ જોર પકડે છે? કે સર્વોદય બધાને શાત પાડે છે? એ જોવાનુ રહ્યુ માણસ જો સયમશક્તિ પાછી મેળવે અને સમન્વયવૃત્તિ કેળવે તો માનવજાતિનુ ભવિષ્ય ઊજળુ છે પણ એને અગેનુ ચિતન અને એના પ્રયોગો હજી બરાબર જામ્યા નથી ઊડાણ અને વિસ્તાર બન્ને દિશાએ આ નવુ ચિતન વધવુ જોઈએ

હવે પછીનો સમન્વય એટલે સાર્વભૌમ સમન્વય બધા જ ક્ષેત્રોમાં એ ફેલાવવો જોઈએ એ નવા જમાનાનુ નવુ ચિતન શરૂ કરતા પહેલા, અત્યાર સુધીનુ જીવનચિતન એકત્ર થવુ જોઈએ અને એમાથી જે કાંઈ સાર મળી શકે તે આગળની પ્રવૃત્તિ માટે વાપરવુ જોઈએ

* * *

મારા નિબધો તે તે વખતના ચિતનના પ્રતિબિબરૂપે અનેક ઠેકાણે છપાયા એ બધા કયા કયા વેરાયા છે એનો પણ હિસાબ મારી પાસે નથી ન એનો સગ્રહ કાલક્રમે થયો અથવા વિષયને અનુસરીને થયો મિત્રોએ વિચાર્યું કે જરૂરી કાટછાટ અને વર્ગીકરણ પાછળથી થશે અત્યારે તો એ બધાનો સગ્રહ જેમ બને તેમ વખતસર પુસ્તકાકારે પ્રકાશિત થવો જોઈએ. આને પરિણામે સન ૧૯૨૪ પહેલા ‘કાલેલકરના લેખો’ નામનો એક લેખસગ્રહ પ્રકાશિત થયો ત્યાર પછી શ્રી જેઠાલાલ ગાધી જેવા સ્નેહીઓએ નિબધોનુ સ્થૂળપણે વર્ગીકરણ કર્યુ અને ‘જીવનવિકાસ’, ‘જીવન-ભારતી’, ‘જીવનનો આનદ’, ‘રખડવાનો આનદ’, ‘જીવનસસ્કૃતિ’, ‘જીવનપ્રદીપ’, ‘અવારનવાર’ ઇત્યાદિ નામે પુસ્તકો પ્રકાશિત થતા ગયા છપાતા પહેલા એ બધા લેખો હુ જોઈ ગયો ખરો પણ એના વર્ગીકરણ તરફ મેં જરાયે ધ્યાન નથી આપ્યુ કયા લેખો રહી ગયા, કયા ન આવ્યા હોત તો ચાલત, કયા કયા પુનરુક્તિ છે અને કયા વિચારો કાલગ્રસ્ત થયા છે એ પણ મેં જોયુ નથી તટસ્થપણે અને આભારપૂર્વક બધુ પ્રકાશિત થવા દીધુ આમા વર્ગીકરણ શાસ્ત્રશુદ્ધ ન હોય, નિબધો છૂટાછવાયા તો છે જ અને છતા એ બધા ચિતનમા એકરૂપતા જણાઈ આવશે એક જ માણસના આ વિચારો છે એ એકતા તો દેખીતી રીતે છે જ, પણ એ ઉપરાત જીવનની અને જીવનના આદર્શની એક કેન્દ્રીય કલ્પનાને આધારે જ આ બધુ ચિતન થયુ છે એ દૃષ્ટિ અને એ આદર્શો મારા એકલાના નથી ભારતીય સસ્કૃતિમા જે ઉત્તરોત્તર વિકાસ થતો આવ્યો છે તેનો સ્વીકાર જેમણે કર્યો છે અથવા જેમને એ વારસામા મળ્યો છે તેમની શ્રદ્ધા, તેમનો પુરુષાર્થ, તેમનો અનુભવ અને તેમની આકાક્ષા આમા પ્રતિબિબિત છે એમા મારા જેવા અસખ્ય લોકો આવી જાય છે એમનો જ હુ એક સામાન્ય પ્રતિનિધિ છુ

જ્યારે સ્વરાજની લડત ચાલતી હતી અને દેશનુ નેતૃત્વ ગાધીજીના હાથમા હતુ ત્યારે લોકો ઊંડાણમા ઊતરી સત્યનો અને અહિંસાનો વિચાર કરતા હતા એમા સત્યની ચર્ચા મોટે ભાગે તાત્ત્વિક જ હતી અને છતા એ સત્યનો આગ્રહ રાખીને જ ગાધીજીએ આ દેશનુ રાજકારણ અને જાહેરજીવન શુદ્ધ કરી ઊચી ભૂમિકાએ પહોચાડી દીધુ જ્યારથી રાજ્યાધિકાર આપણા હાથમા આવ્યો અને અનેક પક્ષો ચૂટણીના જંગમા ઊતર્યા, ત્યારથી સત્યની વ્યાખ્યા મોળી પડવા લાગી છે!

અહિંસાનુ ક્ષેત્ર સકુચિત થઈ આતર-રાષ્ટ્રીય સબધ પૂરતુ જ મર્યાદિત થયુ છે અને અહિંસાનું વિવેચન દેશની આતરિક સ્થિતિ પરત્વે નહીં પણ જાગતિક પરિસ્થિતિ માટે વપરાવા લાગ્યુ છે.

ગાધીજીએ પોતાની બધી હૃદયશક્તિ વાપરીને ખીલવેલુ પ્રાર્થનાપ્રધાન આશ્રમજીવન પહેલા જેટલુ કચાય રહ્યુ નથી અને છતા એની આવશ્યકતા બધા જ લોકોને હવે એક અથવા બીજી રીતે જણાવા લાગી છે એવે વખતે ગાધીજીના સમયનુ જીવનચિતન આજના જમાનાને ઉપયોગી નીવડવુ જોઈએ જમાના પરત્વે એનુ આકલન બદલાશે અને નવા નવા પ્રયોગો ચલાવવા પડશે એને માટે પણ આત્મપરાયણ, સયમપ્રધાન, સર્વોદયી સસ્કૃતિનુ ચિતન જરૂરી હશે જ.

૨-૧૦-'૫૯ — કાકા કાલેલકર

ગાધીજયતી

મુબઈ

# અનુક્રમણિકા

## ખંડ બીજો: પ્રાર્થનાનું રહસ્ય

## ૧

# સત્યનિર્ણય

અનાદિ કાળથી દુનિયામા સત્યાન્વેષણ ચાલતુ આવ્યુ છે સત્ય એ જ પરમ ધર્મ છે એ તત્ત્વ માણસ આગળ પ્રત્યક્ષ થયુ છે, પણ સત્ય શુ છે એ તેટલુ પ્રગટ નથી થયુ, અને તેથી દુનિયાનો વ્યવહાર અત્યન્ત સાશક અને જોખમભરેલો બન્યો છે ઈશ્વરનુ સ્વરૂપ કેવુ છે એનો છેવટનો નિર્ણય હજાર બે હજાર વર્ષ સુધી ન થાય તોપણ ચાલી શકે છે, પણ સત્યનુ સ્વરૂપ નક્કી કર્યા વગર એક ક્ષણ પણ ચાલે તેમ નથી ડગલે ને પગલે આપણે સત્યનો નિર્ણય કરવો પડે છે મનુષ્ય અલ્પજ્ઞ છે, સર્વજ્ઞ તો એક ઈશ્વર છે તેથી પરમ સત્ય શુ છે એ તો એક ઈશ્વર જ જાણે, છતા સત્ય વિષે આપણને જેટલો અને જેવો સાક્ષાત્કાર થયો હોય તે ઉપરથી આપણે આપણો વ્યવહાર ચલાવવો પડે શ્રદ્ધા કહે છે, પરમ સત્ય—એકમાત્ર સત્ય ક્યાક પણ હોવું જોઈએ અનુભવ કહે છે, દરેક માણસને પોતાને સૂઝેલી વસ્તુ જ સત્ય લાગતી હોવાથી સત્યમા વ્યક્તિ પરત્વે વિવિધતા આવવાની જ વાસનાને લીધે સત્યનુ સ્વરૂપ ઢકાય છે, મોહને લીધે સત્યનુ આપણે દર્શન કરી શકતા નથી, એ સિદ્ધાન્ત યથાર્થ છે, છતાં જેઓને આપણે વીતરાગ, સ્થિતપ્રજ્ઞ ગણીએ છીએ તેઓમા પણ તત્ત્વ વિષે મતભેદ જોઈને સત્યાન્વેષણ વિષે લગભગ નિરાશા ઉત્પન્ન થાય છે સત્યાન્વેષણની યાત્રા કોઈ કાળે બધ થવાની નથી, કેમ કે જીવનયાત્રાનો તે પ્રધાન ઉદ્દેશ છે

આમ સત્યાન્વેષણ જીવનયાત્રાનો પ્રધાન ઉદ્દેશ હોવાથી જેવી આપણી જીવન વિષેની કલ્પના તેવો માર્ગ લઈને આપણે સત્ય નક્કી કરવા મથીએ છીએ કેટલાક બાહ્ય જીવન ઉપર વધારે ભાર મૂકે છે, તો કેટલાક આન્તર વૃત્તિ ઉપર, કેટલાક સામાજિક નિર્ણયને પ્રમાણ માને છે તો કેટલાક વ્યક્તિ અને વ્યક્તિની અન્ત.સ્ફૂર્તિને સર્વોપરી માને છે બેમાથી કયો પક્ષ શ્રેષ્ઠ એ હજુ નક્કી નથી થયુ, અને જે દિવસે તે નક્કી થશે તે દિવસે પરમ સત્યની શોધ પણ થઈ હશે.

આ ભેદ પ્રમાણે અન્તઃસ્ફૂર્તિ ઉપર ભાર મૂકનાર લોકો કહે છે કે દરેક વ્યક્તિને નિષ્પક્ષપણે જે સત્ય લાગે તે જ તેને માટે સત્ય છે આખી દુનિયા એક તરફ થાય અને પોતે બીજી તરફ રહે તોપણ તે પોતાને લાગતા સત્યને જ વળગી રહે, સત્યને દગો ન દે બીજો પક્ષ કહે છે કે દરેક મનુષ્ય—દરેક વ્યક્તિ કેટલી અલ્પજ્ઞ છે એનો અનુભવ એટલો બધો વિશાળ છે કે વ્યક્તિની સત્ય વિષેની કલ્પના ઉપર આધાર રાખવો એ મિથ્યાભિમાન છે આ જગત સત્ય છે, આ જગતનો વ્યવહાર સત્ય છે, આપણી ક્ષણિક કલ્પના અસત્ય છે વ્યક્તિ મરણાધીન છે, પણ સમાજ પ્રમાણમા અમર છે વ્યક્તિ મોહાવૃત છે, સમાજ પ્રમાણમા વધારે યોગયુક્ત રહે છે તેથી જ તો દુનિયાનો વ્યવહાર પચના નિર્ણય દ્વારા ચલાવીએ છીએ તમે કહો છો તેમ સત્ય એ પરમ મગલ છે એ જો સપૂર્ણ સત્ય હોય તો તમારે એ પણ કબૂલ કરવુ પડે કે જે પરમ મગલ છે એ સત્ય છે એ સિદ્ધાન્ત માનીને જ જગદ્ગુરુએ કહ્યુ છે

यद्भूतहितम् अत्यन्त तत् सत्यम् अिति न श्रुतम् ।

જગદ્ગુરુએ અહીંયા 'अिति मे मति' કહ્યુ નથી, 'न श्रुतम्'—પૂર્વાચાર્યો પાસેથી આપણે સાભળ્યુ છે, એટલે કહેનાર અને સાભળનાર અનેક છે સત્યની વ્યાખ્યા કરવાનો અધિકાર પણ સમાજને જ છે એમ 'न श्रुतम्' કહીને જગદ્ગુરુએ સ્પષ્ટ કરી દીધુ છે ભૂતમાત્રનુ આત્યન્તિક કલ્યાણ જેની અંદર છે તે જ સત્ય છે અમને લાગતુ નથી કે આ વ્યાખ્યા સામે કોઈ પણ વાધો ઉઠાવી શકે પરમ માગલિક સર્વભૂતહિતકૃત સત્યનો નિર્ણય બીજી રીતે ન જ કરી શકીએ આજે આપણો ભૂતમાત્રની સાથે પૂર્ણ સમભાવ નથી જેટલે દરજ્જે મનુષ્યમા પ્રેમવૃત્તિનો વિકાસ થયેલો હોય તેટલે દરજ્જે ભૂતહિતનો તે વ્યાપક અર્થ કરે, અને તેટલે દરજ્જે સત્યનો તેને સ્થૂલ કે સૂક્ષ્મ સાક્ષાત્કાર થાય ઘણા લોકોને માટે કુટુબહિતમા જ ભૂતહિત સમાયેલુ છે એથી ચડિયાતા લોકોને જ્ઞાતિનુ હિત, સપ્રદાયનુ હિત, રાષ્ટ્રનુ હિત, એ જ ક્રમશ ભૂતહિતનો સપૂર્ણ અર્થ જણાય છે આજે સર્વોચ્ચ કોટિ પર પહોચેલા લોકોમા પણ ભૂતહિત એટલે મનુષ્યહિત એ જ ખ્યાલ વધારે પ્રવર્તે છે નિષ્પાપ જીવન ગાળવા માટે મધ અને તીડ ઉપર રહેનાર બાઈબલમા વર્ણવેલો સાધુ મનુષ્યહિત એટલે ભૂતહિત એમ

માનતો હોવો જોઈએ જેમ ભૂતહિત વિષેનુ યથાર્થ જ્ઞાન ક્રમશ સૂક્ષ્મ થતુ જાય છે તે જ પ્રમાણે 'અત્યન્ત' શબ્દનો ભાવ પણ ક્રમશ વધારે ને વધારે સ્ફુટ થતો જાય છે આજે ક્ષુદ્ર સ્વાર્થને માટે, ક્ષણિક લાભને માટે રાષ્ટ્રનુ નુકસાન કરનાર લોકોના કરતા દેશહિતની ખાતર સર્વસ્વ હોમી દેનાર વ્યક્તિ 'अत्यन्तम्'નો અર્થ વધારે જાણે છે ન્યાય-અન્યાયનો કશોયે વિચાર કર્યા વગર રાષ્ટ્રોપાસના કરનાર વ્યક્તિના કરતા માનવકોટિનુ હિત જાળવવા પરમ ધર્મને જ વળગી મૅઝીની, ટૉલ્સ્ટૉય કે ગાધી જેવા મહાત્મા 'अत्यन्तम्'નો અર્થ વધારે જાણે છે આમ જેમ જેમ સમાજમાં ભૂતહિતનો અને અનન્તકાળનો સાક્ષાત્કાર વધતો જશે તેમ તેમ સત્યનુ દર્શન વધારે ને વધારે સ્પષ્ટ થશે

આમ સત્યની કસોટી બે રીતે થાય છે વ્યક્તિગત ધર્મબુદ્ધિ (Individual Conscience) દ્વારા અગર સમાજબુદ્ધિ (Social Conscience) નિર્ણીત આત્યન્તિક કલ્યાણની કલ્પના દ્વારા બન્ને નિર્ણયોમા જોખમ રહેલુ છે અને તેથી તેને માટે તે તે પક્ષના હિમાયતીઓએ એક એક ઉતાર રાખેલો છે અન્ત કરણપ્રવૃત્તિને પૂજનાર આખી દુનિયા પર જુલમ ગુજારે તેના આત્મવિશ્વાસમા અપાર અહકાર છુપાયેલો હોઈ શકે એને સઘરવામા સમાજ સુરક્ષિત ન પણ રહે બીજી બાજુએ સમાજનિર્ણયને પ્રધાનપદ આપનાર પ્રગતિનો વિરોધી અને રૂઢિનો દાસ બની જવાનો સભવ રહે એની જોડે લડી લડીને જ સત્યને પોતાનો રસ્તો કરવો પડે છે સમાજનિર્ણયને માન આપવામા વિનય છે ખરો, પણ તેમા આત્મિક વિકાસને માટે અનુકૂળતા નથી

આ જોખમો ઓછા કરવાના ઉપાયો પણ જોવા ઘટે અન્ત કરણપ્રવૃત્તિનો પૂજક પોતાના હાથમા ઐશ્વર્ય કે સત્તા લેતા અચકાય છે કોઈ પણ જાતનો અધિકાર હાથમા ન લેવો એ જ તેનો અધિધર્મ છે એ ધર્મનુ પાલન ન કરે તો તે પોતાની ઉન્નતિમા પોતાને હાથે વિઘ્ન લાવે અને સમાજને અસહ્ય થઈ પડે માટે તેણે પોતાના સિદ્ધાન્તને લગતી બાબતોમા આખી દુનિયા સામે થાય તોપણ છાટાભાર નમતુ ન મૂકવું જોઈએ, પણ જ્યા આવો તત્ત્વનો આગ્રહ ન હોય ત્યા દરેક બાબતમા જતું કરવુ, પોતાનો આગ્રહ ન ચલાવવો અને ડગલે ડગલે સ્વત.નો હોમ કરવો ઘટે

એ જ તેને માટે ધર્મનો રસ્તો છે, બીજો રસ્તો નથી સમાજનિર્ણયને પ્રધાનપદ આપનાર આવી કચ્છપ-વૃત્તિ (પોતા પૂરતો જ આગ્રહ રાખી હાથપગ પેટમા સકેલી રાખવાની વૃત્તિ) ન રાખી શકે તેનો તે ધર્મ નથી પોતાને વિષે તે વિનયપૂર્વક અશ્રાદ્ધા રાખે છે પણ સમાજ ઉપર — જનતા ઉપર તેની અમર્યાદ શ્રદ્ધા રહેલી હોય છે જનતા એ જ જનાર્દન છે એમ તે માને છે દુનિયાનો વહેવાર અધિકારથી જ ચાલે છે, સત્તાથી જ ચાલે છે, કેમ કે લોકો તો એ સમાજ-સમ્રાટની વફાદાર પ્રજા છે અને એ સમ્રાટે જ તેનુ નિયમન કરવું જોઈએ, એવી તેની માન્યતા હોય છે.

હિંદુ ધર્મમા આ બે ધર્મવૃત્તિના બે મહાન દાખલાઓ પણ પડેલા છે: રાજા રામચદ્ર અને જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણે કોઈ દિવસ રાજ્યપદ હાથમા લીધુ નહીં, જ્યારે સમાજને સતોષવાને ખાતર સીતાનો ત્યાગ કરતા કે શબૂકનો વધ કરતા રાજા રામચદ્ર બિલકુલ અચકાયા નહીં આ બે સપ્રદાયો-માથી કયો જૂનો છે કે કયો ઉત્તમ છે એ કોણ કહેશે? શ્રીકૃષ્ણ બન્નેને સરખા જ ઉત્તમ માનતા અને પોતાના શિષ્યોમાથી જેનો જે અધિકાર હોય તેને તે જાતનો ઉપદેશ આપતા તેથી જ ઉદ્ધવગીતા અને અર્જુન-ગીતાના ભેદ પડયા ઈશ્વરની યોજના કહો અથવા સત્યની સુદરતા કહો, આ બન્નેમા આત્યતિક વિરોધ થઈ શકતો નથી, અને તેથી જ વિશ્વનો વ્યાપાર આજ સુધી સુવ્યવસ્થિત ચાલતો આવેલો છે જ્યારે જ્યારે વૃત્તિભેદનુ આ સુદર રહસ્ય ધ્યાનમા આવ્યુ નથી અથવા જ્યારે જ્યારે મોહને લીધે સમર્થ વ્યક્તિઓએ આ વિશિષ્ટ વૃત્તિભેદમા સ્વધર્મનુ પાલન કર્યું નથી ત્યારે ત્યારે જ દુનિયામા ગાઝીપણુ ઉત્પન્ન થયુ છે અને ઉત્પાત થયો છે

મે, ૧૯૨૨

# ૨

# સત્યની કૂંચી

આપણા ધર્મના ઉત્તમમા ઉત્તમ ગ્રંથો તે ઉપનિષદો ધર્મનુ તત્ત્વ જાણવા માટે પ્રાચીન આર્યોએ જે જબરદસ્ત તાત્ત્વિક પ્રયોગો કર્યા તેનો હેવાલ તે આ ઉપનિષદ છે ઉપનિષદોમા અનેક ઋષિઓના નામ આવે છે પણ પોતાના તેજથી ઉપનિષદોનો આખો ભૂમિભાગ ભરી દેનાર ઋષિરાટ્ તો યાજ્ઞવલ્કય જ છે આજકાલ મોટી મેદનીમા રાત્રીનો દહાડો કરનાર મોટા દીવાઓ ઊભા કરેલા હોય છે તે જ રીતે યાજ્ઞવલ્કયના વચનો ઉપનિષદોમા જ્યા ત્યા ચળકતા અને પ્રકાશ પાડતા દેખાય છે

ઉપનિષદના ઋષિઓ એટલે સત્ય પાછળ મરણિયા થયેલા અખતરા-ખોરો યુરોપના વિદ્વાન સમાજસેવકોએ ભૌતિક-વિજ્ઞાન, સમાજવ્યવસ્થા અને રાજતંત્ર આ ત્રણે ક્ષેત્રોમા પુરુષાર્થથી અસાધારણ પ્રયોગો કર્યા છે આપણા દેશમા પણ તે કાળના પ્રમાણમા આ ત્રણે ક્ષેત્રમા આપણા લોકોએ ઓછા-વત્તા પ્રયોગો કર્યા હતા જ એટલુ જ નહીં, આ ત્રણે બાબતમા આપણો દેશ દુનિયામા અગ્રેસર હતો, પણ આપણા ઋષિઓએ પોતાનુ શક્તિસર્વસ્વ બાહ્ય વસ્તુઓ કરતા આતરવસ્તુની ખોજમા વધારે ખરચ્યુ છે એકલા યાજ્ઞવલ્કય અધ્યાત્મ ક્ષેત્રના કોલબસ, ન્યૂટન અને નેપોલિયન જેવા હતા, એ સાહસિક શોધક, સાર્વભૌમ શાસ્ત્રીય સિદ્ધાન્તોને તારવનાર અને તે સિદ્ધાન્તોનુ મહાસામ્રાજ્ય સ્થાપિત કરનાર સમ્રાટ જેવા હતા

એમણે પોતાના સવાદોમા પોતાની અલૌકિક શોધની કૂચી એક ઠેકાણે આપી દીધી છે

જ્ઞાનેન્દ્રિયો તીક્ષ્ણ કરવાથી આપણને સત્ય હાથ લાગશે એમ સામાન્ય રીતે મનાય છે મન દ્વારા મનન કરવાથી સત્ય સુધી પહોચી શકીશુ એવી માણસની અપેક્ષા હોય છે સત્ય એ બુદ્ધિનો વિષય છે માટે તર્કનુ હથિયાર તીક્ષ્ણ કરવાથી સત્ય હાથ લાગશે એ વિષે તો કોઈને શકા પણ નથી હોતી યાજ્ઞવલ્કય કહે છે કે, "ના, એમ નથી, સત્ય જાણવાનું સાધન તર્ક કે બુદ્ધિ નથી, પણ હૃદય છે हृदयेन हि सत्य जानाति, हृदये हि अेव सत्य प्रतिष्ठित भवति ।" બીજે ઠેકાણે યાજ્ઞવલ્કય જનક રાજાને કહે છે·

हृदय वै सम्राट् सर्वेषां भूतानां प्रतिष्ठा, हृदय वै सम्राट् परम ब्रह्म ।

યાજ્ઞવલ્ક્યે આ રીતે આપણી ખોજની દિશા જ બદલાવી નાખી છે ત્રાજવાથી વસ્તુ તોળવી હોય તો ત્રાજવુ નિર્દોષ અને સમ હોવુ જોઈએ, શસ્ત્રવૈદ્યે વાઢકાપ કરવી હોય તો તેનુ શસ્ત્ર પણ તીક્ષ્ણ અને શુદ્ધ હોવું જોઈએ સંસારના પરમ રત્ન સત્યની ખોજ જો હૃદય દ્વારા જ થવાની હોય તો હૃદય પણ નિર્દોષ, શુદ્ધ, લાગણીવાળુ અને સમ હોવું જોઈએ

યાજ્ઞવલ્ક્ય પછી હજારેક વર્ષે એ જ સદેશો લઈ એવો જ એક ઋષિ યાર્ડન નદીને કિનારે ભમતો હતો એણે પણ એમ જ કહ્યુ, 'જેમનુ અતઃકરણ નિર્મળ છે, તેઓ ભાગ્યવાન છે, કેમ કે તેમને સત્ય જડશે અને સત્ય દ્વારા તેમને પરમાત્માનુ દર્શન થશે' અને તે સત્ય તેમને મુક્ત કરશે

છાદોગ્ય ઉપનિષદમા એક અજ્ઞાતનામા ઋષિએ આખો સવાલ ટૂંકાવીને કહ્યુ છે:

यत् अेतत् हृदय मनश्चैतत् ।

હૃદય અને મન એક જ વસ્તુ છે

૧૯૩૧

## ૩

# સત્યની વિભૂતિઓ

ભગવાન વ્યાસે સત્યના તેર આકાર વર્ણવ્યા છે અહિંસા, સમતા, સતોષ વગેરે બધી જ સદ્‌વૃત્તિઓનો એમણે સત્યમા અતર્ભાવ કર્યો છે. જીવનના વિશાળ નિરીક્ષણ અને ઊંડા અધ્યયન પછી જ એમણે એ શોધ કરેલી હોવી જોઈએ કે અતે સદ્‌ગુણ તો એક જ છે અને તે છે સત્યનુ પાલન જેમ બીજમાથી અકુર અને પલ્લવ ફૂટે છે તેમ એક સાર્વભૌમ સત્યમાથી જ બધી શુભ વૃત્તિઓ અને અશેષ ધર્મસિદ્ધાન્તો નીકળે છે

આવા અનુભવ પછી જ સાર નીકળ્યો કે સત્ય એ જ આત્મા, એ જ અતરાત્મા અને એ જ પરમાત્મા કે વિશ્વાત્મા.

આમા જો અતિશયોક્તિનુ કાવ્ય ન હોય તો આપણો પરમ ધર્મ એ થાય છે કે સત્યનુ સ્વરૂપ શુ છે એ આપણે શોધવુ જોઈએ જીવનની જરા સરખી પણ જેને પિછાન છે તે જાણે છે કે સત્ય જેટલુ સાવ પરિચિત લાગે છે તેટલુ જ તે ગૂઢ છે, અદ્‌ભુત છે જે લોકોએ જીવન સમસ્તને જોખમે સત્યની શોધ કરી છે, તેઓ કહે છે કે સત્ય અનાત છે, એનો અત હજી હાથ લાગ્યો નથી એ સીધુ છે, સહેલું છે પણ અમર્યાદ છે, અને વિશેષ તો એ કે તે અવ્યર્થ છે

સત્યનો અર્થ આપણે સામાન્ય રીતે શો કરીએ છીએ? સત્યનો હમેશનો અર્થ યથાર્થ કથન એટલો જ થાય છે જેવુ જોયુ, જાણ્યુ અથવા કલ્પ્યુ હોય તેવુ ને તેવુ જ પ્રામાણિકપણે કહી દેવુ તેનુ નામ સત્ય કહેલી વાત પરમાર્થત સાચી હોય કે ન હોય, આપણે જેવી સાભળી અથવા જાણી, ધારી અને માની તેવી ને તેવી તે કહી દેવી એ આપણો ધર્મ છે આપણે એમા અપલાપ ન કર્યો, પ્રતારણા ન કરી, ચિત્તશાઠચ ન કર્યું એટલે પત્યુ આપણે પોતાની સાથે સીધા રહીએ, સાચા રહીએ એ જ એમા મુખ્ય વાત છે યથાર્થ કથન એ જેટલો સામાજિક ધર્મ છે, (એમા જેટલી સમાજસેવા રહેલી છે) એટલો જ એ સ્વધર્મ પણ છે (એટલી જ એમા આત્મસેવા પણ છે) એ વ્રતની જેણે દીક્ષા લીધી છે તેને ધીમે ધીમે સત્યની સર્વ વિભૂતિઓ સુલભ થઈ જાય છે અન્તર્બાહ્ય સૃષ્ટિની રચના જ એવી છે કે જે સાચો સમાજધર્મ છે તે જ આત્મધર્મ પણ છે આત્મધર્મ પ્રત્યેની પરમ નિષ્ઠામાથી સમાજધર્મ સહેજે સૂઝે છે અને પળાય છે

આમ છતા યથાર્થ કથનમા સત્યનો સપૂર્ણ અતર્ભાવ નથી થતો સત્યનિષ્ઠ માણસ પાસેથી એથી ઘણી વધારે અને ઊંચી વસ્તુની અપેક્ષા રખાય છે માણસને ભાગે એકલુ જ્ઞાતૃત્વ કે ભોક્તૃત્વ નથી પણ કર્તૃત્વ પણ છે સત્ય પ્રત્યે સીધા રહેવુ એટલુ બસ નથી પણ પોતે સત્યરૂપ થવુ એ પણ એનો ધર્મ છે માણસ પોતાના અભિપ્રાય પ્રમાણે ચાલે એટલુ બસ નથી, એણે પોતાનુ આપેલુ વચન પણ પાળવુ જોઈએ અને વચન પાળવામા પોતે ઉત્પન્ન કરેલી રાસ્ત અપેક્ષાઓ પૂર્ણ કરવાની વાત પણ આવી જ જાય છે વચનપાલન અને અપેક્ષાપૂર્તિ એ પણ સત્યના પાલનનો આવશ્યક ભાગ છે આ પાલન હમેશા સહેલુ નથી હોતુ કોઈ કોઈ વાર બધી બુદ્ધિ-શક્તિ

અને સકલ્પશક્તિ વાપરીએ ત્યારે જ તે શક્ય થાય છે અને કોઈ કોઈ વાર તો એ પાલન શિરે સાટે જ થઈ શકે છે માણસના હૃદયમા સત્ય વિષે એવો અદમ્ય રસ, એવી પરમ નિષ્ઠા હોય છે કે જિજીવિષાને માત કરીને પણ તે તૃપ્ત કર્યા વગર એનાથી રહેવાતુ નથી પ્રતિજ્ઞાપાલનમા જેટલુ સકટ વધારે તેટલો એ પાલનનો આગ્રહ વધારે કેમ કે એમા જ હૃદય પોતાનો ઉત્કર્ષ અનુભવે છે મનુષ્યનુ જો કાઈ પણ સર્વસ્વ હોય તો એ એનુ જીવન છે એ પણ જેની આગળ ભોગ ધરવા લાયક બને છે, તેને જ જો માણસ ઈશ્વરતત્ત્વ તરીકે ઓળખાવે તો તેમા શી નવાઈ?

અને આખુ વિશ્વ પ્રતિજ્ઞા-પાલનથી બધાયુ નથી શુ? વરસાદ, સમુદ્ર અને વાદળાને ભલે ચચળ લેખો, તરગી કહો કે સ્વૈરાચારી ગણો, પણ તેમનુ નિયમપાલન અનાદિ કાલથી સિદ્ધ થઈ ચૂકયુ છે પવન વાય છે, સૂર્ય, ચદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા ફેરા ફરે છે, જીવનકલા પોતાનો વિસ્તાર વિસ્તારે છે અને સર્વભક્ષી મૃત્યુ એને યથાવકાશ કિંચિત્કાલ ભૂંસી નાખે છે એ બધાની પાછળ ઋતમ્ અને સત્યમ્ જોઈને માણસની ખાતરી થાય છે કે જે સત્ય આપણને સ્ફુર્યું તે જ આ વિશ્વનુ પણ નિબધન છે એટલા માટે જ એણે ઉભય અર્થમા ધર્મ શબ્દ યોજ્યો

યથાર્થ કથન, નિયમાનુવર્તન અને પ્રતિજ્ઞાપાલન એ સત્યના ત્રણ અર્થ તો થયા પણ એટલેથીયે સત્યની વિભૂતિનો અત આવતો નથી જીવનમા જે જે પ્રિય હોય છે, જે જે કષ્ટપ્રાપ્ત હોય છે, જે જે પોષક અને સવર્ધનીય નીવડે છે તે બધુ એકી ક્ષણે ફેંકી દેવાની શક્તિ જેની ઉપાસના વડે પ્રાપ્ત થાય છે, જેને અર્થે જિંદગી ફના કરવામા એની કૃતાર્થતા જણાય છે તે સત્ય જીવનથી પર હોવુ જ જોઈએ જીવન અને એની અદર સમાયેલા અનતવિધ અનુભવ જ્યારે અપૂર્ણ જણાય છે, એથીયે ઊચે ઊડવાનુ મન થાય છે, ત્યારે આપણે શ્રદ્ધાના ક્ષેત્રમા પ્રવેશ કર્યો જાણવો આવી શ્રદ્ધા યથાર્થ દર્શનનો પણ તિરસ્કાર કરી સ્વતત્ર રીતે વિરાજે છે, અનુભવની અપૂર્ણતા સિદ્ધ કરી અને અનુભવ ઉપર પ્રકાશ પાડે છે અને આ રીતે દૃષ્ટ સત્ય કરતા સત્યતમ બને છે સત્યનારાયણનુ આ છે ચોથુ સ્વરૂપ

સત્યનો પાચમો વ્યૂહ તે વિશિષ્ટ અનુભવનુ જ નહીં પણ જેટલાનું આકલન અને જેટલાની માત્ર કલ્પના જ થઈ શકે તે અખિલ વિશ્વનુ જે પરમ રહસ્ય, જે હોવાની સ્ફુરણા જ નહીં પણ ખાતરી દરેક હૃદયમા હોય છે પણ જે પૂરુ જડયાનુ સમાધાન હજી કોઈ હૃદયે અનુભવ્યુ નથી તે છે એનું સ્મરણ કરી કરીને, એનુ ધ્યાન ધરી ધરીને અને એના વિરહની વેદના ક્ષણે ક્ષણે અનુભવીને ઋષિઓએ અને સતોએ આખરે કહ્યુ કે એ જ ઈશ્વર છે, એ જ ધ્યેય છે, એ જ ગેય છે, એને અર્થે બધુ છે, એ કશા અર્થે નથી એનાથી આત્મા જુદો હોઈ શકે એમ કલ્પનામા પણ નથી આવી શકતુ જે કઈ છે તે એને માટે જ છે એટલુ જ નહીં પણ એની અદર જ છે, એ જ છે અને છતા એ એથી વધારે છે આકાશનો અત જાણ્યા વગર જેમ પક્ષીઓ આકાશમા ઊડયા જ કરે છે તેમ આપણે પરમહસ થઈને એ સત્યના અવકાશમા વિહાર કરીએ અને એ વિહાર સાથે અનુભવીએ કે આપણે એ જ છીએ પણ એ આપણા કરતા મોટુ છે

તેમ ન હોત તો ભક્તિનો આનદ ક્યાથી સભવત? એકાગ્રતાનુ પ્રયોજન શુ રહેત? અને સ્વાનુભવનો સપૂર્ણ રસ શી રીતે ચૂસી શકાત?

सामुद्रो हि तरग क्वचन समुद्रो न तारग ।

૧૯૨૯

૪

# સત્ય અને કલ્પના

માટીના વાસણમા પાણી ઝમે છે ધાતુના વાસણમા પાણી આરપાર જઈ શકતુ નથી ધાતુના વાસણમા પાણીને રોકવાની જે શક્તિ છે તે સાધારણ માટીના વાસણમા નથી હોતી સામાન્ય કાચમાથી પ્રકાશ આરપાર જઈ શકે છે ધાતુના પતરામાથી, સ્લેટની તકતીમાથી, અથવા લાકડાના પાટિયામાથી સામાન્ય પ્રકાશ જઈ શકતો નથી, જ્યારે ક્ષ કિરણ લાકડાના પાટિયામાથી સહેજે પસાર થાય છે

વીજળીનું પણ એમ જ છે વીજળી ધાતુમાથી પસાર થાય છે, પણ કાચમાથી પસાર નથી થતી ભીના લાકડા અથવા ભીની હવામાથી એ સહેજે

જઈ શકે છે કોરી હવા અથવા સૂકું લાકડું વચમાં આવે ત્યારે એને મુશ્કેલી પડે છે આવી રીતે તે તે વસ્તુ અથવા શક્તિ પરત્વે પદાર્થો અનુકૂળ અથવા પ્રતિકૂળ હોય છે લાકડાનું પાટિયું પ્રકાશને રોધક છે, જ્યારે એ જ પાટિયું ક્ષ કિરણો માટે વાહક છે

મનુષ્યજીવનમાં ઉષ્ણતા, પ્રકાશ, ધ્વનિ અથવા વીજળી કરતાં અનન્ત ગણી વધારે મહત્ત્વની શક્તિ તે સત્ય છે એની ગતિનું શાસ્ત્ર પણ જાણવું જોઈએ સામાન્ય કાચ પ્રકાશ માટે પરિપૂર્ણ પારદર્શક છે, દૂધી કાચ અપૂર્ણ પારદર્શક છે, જ્યારે સ્લેટની તકતી સાવ અપારદર્શક છે સત્યની બાબતમાં જીવનની કઈ કઈ વસ્તુઓ સત્યને વિરોધક છે, કઈ વસ્તુઓ વાહક છે, અને કઈ વસ્તુઓ વાહક પણ વિકૃતિકારી છે એ તપાસવું જોઈએ બિલોરના ત્રિકોણી કટકા પ્રકાશનું વહન તો કરે છે, પણ એની દિશા ફેરવે છે, અને પ્રકાશના ઘટકોનું પૃથક્કરણ કરી એનું ઇન્દ્રધનુષ્ય પણ બનાવે છે રંગીન કાચ, સામી બાજુની વસ્તુને બતાવે છે જરૂર, પણ એને પોતાના રંગથી રંજિત કરી નાખે છે સત્યને કઈ વસ્તુ ઢાંકે છે, કઈ વસ્તુ વિકૃત કરે છે, કઈ વસ્તુ રંજિત કરે છે, કઈ અસ્પષ્ટ કરી નાખે છે અને કઈ વસ્તુ સત્યને છે તેવું વ્યક્ત કરે છે, એ આપણે જાણવું જોઈએ

અને એવી પણ કેટલીક વસ્તુઓ હોય છે, કે જે દૂરબીનના કાચની પેઠે સત્યને વિશેષ રૂપે સવિસ્તર વ્યક્ત કરી બતાવી શકે છે

સત્યને સંપૂર્ણ રીતે ઓળખ્યા પછી જ સત્યની વાહક અને રોધક વગેરે વસ્તુનો નિર્ણય આપણે કરી શકીશું સત્યને સંપૂર્ણ રીતે હજી કોઈ ઓળખી શક્યું જ નથી તેથી ભિન્ન પદાર્થો ઉપર એની અસર શી શી થાય છે, એ આપણે બરાબર જાણતા નથી

એકાદ વાસણમાં પાણી રેડ્યું હોય, તો વાસણ ઉપર પાણીની ઝાઝી અસર થતી નથી જો એ જ વાસણમાં સમુદ્રનું પાણી મૂકીએ, તો તેની વાસણ ઉપર જરૂર અસર થાય એ જ વાસણમાં સમુદ્રના પાણીને બદલે જો આપણે લીંબુનું કે આંબલીનું પાણી રેડીએ, અને એ વાસણ જો ત્રાંબાનું કે પિત્તળનું હોય તો એ કટાઈ જાય સોનાનું વાસણ હોય તો એના પર ખટાશ કે ખારો એકેની અસર ન થાય સામાન્ય વાસણોમાં તેજાબ નાખીએ તો એને ડાઘ જ પડે પણ સોનાના વાસણ ઉપર કોઈ પણ

એકલા તેજાબની અસર થતી નથી અમુક બે તેજાબ ભેળવીને સોનાના વાસણમા રાખીએ તો સોનું પણ એમા ઓગળી જાય, પણ કાચના વાસણ ઉપર એ તેજાબની કશી અસર થતી નથી પણ કાચને પણ ખાઈ જનાર એક તેજાબ છે એને હાઈડ્રોફ્લુરિક ઍસિડ કહે છે એ જબરદસ્ત તેજાબ મીણના વાસણમા કશું તોફાન કર્યા વિના રહી શકે છે! પદાર્થના ગુણધર્મ કેટલા વિચિત્ર છે! પણ સત્યના અદ્ભુત ગુણધર્મ આગળ પદાર્થના ગુણધર્મ ડૂલ છે

સત્ય આગળ અજ્ઞાન અને અસત્યનું સરવાળે કશુ બળ ચાલતું નથી સત્ય એ બેને સહેજે વીંધી શકે છે

હવે કલ્પના એ વસ્તુ સત્યથી જુદી છે; પણ સત્યને મારક નથી. ઘણી વાર કલ્પના સત્યને ઢાકી દે છે પણ તે કયા સુધી? સત્યે પોતાની નજર તીક્ષ્ણ કરી નથી ત્યા સુધી જ સૂર્યનારાયણની પેઠે સત્યનારાયણ જો પોતાની બારેબાર આખો ખોલે તો કલ્પના બળીને ભસ્મ થઈ જાય કલ્પના એ પદાર્થ વિચિત્ર છે સત્ય જ્યારે ગફલતમા રહે છે ત્યારે કલ્પના સાવ ધન અને અપારદર્શક બને છે સત્ય એક આખ ખોલે, કે તરત કલ્પના પાતળી થઈ જાય છે, કઈક પારદર્શક થાય છે અને ઇન્દ્રધનુષ્યની જેમ અનેક રગોના વિહાર કરી બતાવે છે. કલ્પના જેમ સત્યને વફાદાર રહેવાને બધાયેલી નથી તેમ જ સત્યનો દ્રોહ કે વિરોધ કરવાનીયે એની ટેક નથી એ તો એક રમતિયાળ બાળા છે એને જેમ કેળવો તેમ એ સતી કે કુલટા થઈ શકે છે કેટલાક લોકો માને છે કે કલ્પના સત્યની વિરોધી જ હોય છે અને તેથી એ બેને કોઈ કાળે બને નહીં એવા લોકો કલ્પનાથી બચાવવા માટે સત્યને એવુ તો નાગુ અને રૂક્ષ રૂપ આપવા માગે છે કે એ સત્ય માણસને માટે સત્ય રહી શકતુ જ નથી

જેમ માણસ કાન વગર સાભળી ન શકે, આખ વગર જોઈ ન શકે, તેમ ઘણી વાર કલ્પના વગર જીવન પરત્વેના સત્યનું એ આકલન કરી ન શકે જો કાન દ્વારા સાંભળવામા કાઈ વિકૃતિ આવતી હોય તો આપણે કાન સુધારવાનો પ્રયત્ન કરીએ, કાન વગર સાભળવાનો પ્રયત્ન આપણાથી ન જ થાય આખમા વિકૃતિ હોય તો આખ સુધારીએ, ન કે આખ વગર જોવાનો પ્રયત્ન કરીએ કલ્પનાનું પણ એમ જ છે.

સત્યના આકલનમા જો કલ્પનાની મદદ ન મળતી હોય તો સત્ય-ધર્મી, સત્યવીર ઉપનિષદકારો અને ગ્રીક ફિલસૂફો અને દુનિયાના તમામ ઋષિઓ પોતાને જડેલુ સર્વોચ્ચ જ્ઞાન કલ્પના દ્વારા, ઉપમા અને રૂપક દ્વારા, વ્યક્ત કરવાનો આગ્રહ ન જ રાખત જ્યા તાર્કિક ભાષા હારે છે, વૈજ્ઞાનિક સૂત્રો અપૂરા પડે છે ત્યા સત્યના ઉપાસકો, સૂફીઓ અને ઓલિયાઓ, મિસ્ટિકો અને અતિવાદીઓ હિંમતપૂર્વક કલ્પનાનો આશ્રય કરે છે અને એ રીતે પોતાનો અનુભવ બીજાને આપવામા ઘણી વાર આબાદ સફળ થાય છે

એક વસ્તુ ખાસ સમજવી જોઈએ તે એ કે સત્ય અસદિગ્ધ અને નિશ્ચિત હોવા છતા જીવનધર્મી હોવાથી બહુરૂપી હોય છે સત્યના એ વિવિધ રૂપો ઓળખવાની જેની શક્તિ છે એ જ સત્યદ્રષ્ટા થઈ શકે કલ્પના સ્વભાવે સત્યનિષ્ઠ હોય જ છે એમ ન હોવાથી એની મદદ લેતા પહેલાં એની મર્યાદાઓ અને એના જોખમો જાણવા જોઈએ જે કવિઓ કેવળ કલ્પનાપરાયણ હોય છે તેઓ મોટે ભાગે સત્યનો દ્રોહ જ કરે છે કેમ કે કલ્પનાને એક વાર ખબર પડી કે પોતાના નખરાની અમુક માણસ પર અસર થાય છે એટલે એ અનેક જાતના નખરા કરી એને પોતાની પાછળ નચાવે છે આવા કલ્પનાવિલાસને કારણે પ્રથમ પ્રથમ એ સરસ ફાવી પણ જાય છે પણ અતે હાસીપાત્ર બને છે નરી કલ્પનાના ઉપાસકો આતશબાજીના બાણની પેઠે ક્ષણભરની જ્યોતિ બતાવતા ચડે છે અને અતે ઓલવાઈ જાય છે ખરાબ રીતે તેમનો અધ પાત થાય છે પણ જેઓ નક્કરપણે સત્યનિષ્ઠ છે તેઓ કલ્પનાને પોતાને વશ કરી એની પાસેથી ધાર્યું કામ કઢાવે છે

કલ્પનાનો ત્યાગ કરવાની જરૂર નથી કોઈક કોઈક વાર તો કલ્પનાનો ત્યાગ થઈ શકતો પણ નથી એટલે આપણો એકમાત્ર પ્રયત્ન એ હોવો જોઈએ કે કલ્પના સત્ય પ્રત્યે પારદર્શક રહે જ્યા કલ્પના બિલોરી કાચની પેઠે સત્યની ગતિ ફેરવી એનુ અણછાજતુ પૃથક્કરણ કરી નાખે છે ત્યા પણ એનો ત્યાગ કરવા કરતા એની સામે એથી ઊલટી બીજી કલ્પના ગોઠવી દઈ પૃથક્કરણને ફરી પિંડીકૃત કરી દઈએ અને જે દિશા વળી હોય એને પાછી વાળી મૂળ દિશાએ લઈ આવીએ યન્ત્રશાસ્ત્રીઓ જાણે છે કે કોઈક કોઈક વાર બે બિલોરી કાચ અનુકૂળ રીતે ગોઠવવાથી એવી તો ગગવડ ઊભી થાય છે કે કાચ ન હોય તો તે મળી ન શકે

જીવન એ વસ્તુ જ એવી ગૂઢ છે કે એને ભૂમિતિના નિયમો લગાડીને આપણે આગળ વધી નથી શકતા ભૂમિતિ સાથે પદાર્થવિજ્ઞાનની પણ મદદ લેવી પડે છે

અંતે એક વિશ્વાસ રાખવો જોઈએ કે જીવન અને સત્ય એ પરસ્પર એટલા તો દૃઢપણે અને ગૂઢપણે પરસ્પર વફાદાર થશે કે સત્ય અને જીવન એકબીજાનો અનુનય કરતા હોય ત્યારે કલ્પના ઝાઝી ધાંધલ કરી જ ન શકે. મુખ્ય વસ્તુ છે સત્ય અને જીવન બન્ને પ્રત્યેની અભેદ દૃષ્ટિ અને વફાદારી.

૬–૬–'૪૦

# ૫

# સત્યાગ્રહ*

## ૧

મિત્રો,

રાષ્ટ્ર-રાષ્ટ્ર વચ્ચે બંધુતા ફેલાવવાના ઉદ્દેશથી સ્થપાયેલા તમારા મંડળ આગળ ગાંધીજીના સત્યાગ્રહના સિદ્ધાંત પર વિવેચન કરવા તમે મને જે આમંત્રણ આપ્યું તે માટે તમારો આભારી છું સત્યાગ્રહની ફિલસૂફીનો મેં અભ્યાસ કર્યો છે એવો દાવો હું નથી કરતો તાત્ત્વિક વિવેચનના શાસ્ત્રીય અભ્યાસથી નહીં પણ સત્યાગ્રહીનું જીવન ગાળવાના અવિશ્રાંત પ્રયાસથી જ સત્યાગ્રહનું રહસ્ય આપણે સમજવાના છીએ આમ જોવા જઈએ તો સત્યાગ્રહનો સિદ્ધાંત એક જ વાક્યમાં મૂકી શકીએ 'પોતાને જે સત્ય લાગે તેને જ ગમેતેવે પ્રસંગે વફાદાર રહેવાની નિષ્ઠા કેળવો, અને એમાથી નીપજતા પરિણામોની જરાયે ચિંતા નહીં કરતા' પણ આ સાદું દેખાતું તત્ત્વ પોતાપૂરતું પણ બરાબર સમજવા માટે એકાન્તિક નિષ્ઠાવાળા જીવનરૂપી ભાષ્યની જરૂર છે સત્યાગ્રહનો સિદ્ધાંત બીજાને સમજાવવો હોય તો એટલાથીયે બસ ન થાય તેને માટે તો અસાધારણ સેવાની પરાકાષ્ઠા કરીએ તો જ ફાવીએ

---

* મુંબઈની 'ઇન્ટરનેશનલ ફેલોશિપ' સમક્ષ જૂહુ ખાતે જાન્યુઆરી ૧૯૩૧માં આપેલું (મૂળ અંગ્રેજી) ભાષણ

આમાની એકે યોગ્યતાનો હુ દાવો નથી કરતો એટલે અહીં હુ અધ્યાપક તરીકે નથી બોલતો પણ અભ્યાસી તરીકે બોલુ છુ મારી બીજી મુશ્કેલી ભાષાની છે સ્વજનોની સેવા દેશી ભાષા મારફતે જ કરવાનો નિશ્ચય કર્યા પછી વીસપચીસ વરસ થયા મેં અગ્રેજીનો ઉપયોગ બનતા સુધી ન કરવાનો જ પ્રયત્ન કર્યો છે એથી મેં કશુ ખોયુ નથી અગ્રેજી ભાષામા ભૂલો કરતા મને જાણે આબરૂ ગઈ એવી લાગણી નથી થતી અહીં ભેગા થયેલા સસ્કારી સમાજ આગળ હિંદી, ગુજરાતી કે મરાઠીમા આપણુ કામકાજ કેમ ન ચાલે? અહીં દેશી ભાઈઓ પણ છે અને ગોરાઓ પણ છે એ ખરુ, પણ બધા અહીંની પ્રજાની સેવા કરવા મથે છે ને! પણ વસ્તુસ્થિતિ એવી છે કે ભાષાની બાબતમા પણ આપણી ઉપર બધુભાવ કરતા સામ્રાજ્યવાદની અસર વધારે છે હિંદુસ્તાનમા ચાલતી ચર્ચા હિંદુસ્તાનની પ્રજા ન સમજે એવી ભાષામા કરાય એમા કેટલો અવિવેક રહેલો છે એ આપણા ધ્યાનમા જ આવતુ નથી ભણેલાઓનું આ પાપ કઈ આજનુ નથી કરોડો લોકોની ભાષા છોડીને તેઓ એક વખતે સસ્કૃતનો આશ્રય લેતા, ત્યાર પછી ફારસી જબાનમા તકરીર કરવા લાગ્યા, હવે ધાણી અગ્રેજી ભાષામા ફૂટે છે આપણા સાધુસતો સાચા બધુત્વના ઉપાસક હતા, તેથી તેમણે તો હમેશ પ્રજાની ભાષામા બોલવાનુ જ પસદ કર્યું છે ઉપનિષદના ઋષિઓ લો, ભગવાન બુદ્ધ લો, સમ્રાટ અશોક લો, કે આકાશગગાના નક્ષત્રો જેવા આપણા અગણિત સાધુસતો લો, સૌ પ્રજાની ભાષામા જ બોલતા આવ્યા છે એ બધાની શ્રદ્ધા હતી કે આખો મનુષ્યસમાજ એક કુટુબ છે,—અરે, કુટુબ શુ, ઉપનિષદના ઋષિએ કહ્યુ તેમ એ એક જ માળો છે यत्र विश्व भवत्येकनीडम्। આ બધા વિશ્વકુટુબી લોકો પ્રજાની ભાષા જ વાપરતા અને ઈશ્વરની સેવા કરતા

મેં એમ સાભળ્યુ છે કે યુરોપમા જ્યારે આતરરાષ્ટ્રીય સભાઓ થાય છે ત્યારે દરેક જણ પોતાની ભાષામાં બોલે છે, અને ચપળ દુભાષિયો એનો અનુવાદ તરત સભા આગળ રજૂ કરે છે. અહીં આપણે દેશી ભાષાઓ માટે એવુ કરી શકત પણ એવી વ્યવસ્થાને અભાવે અગ્રેજી ભાષાની માગી દેશી આવૃત્તિથી જ તમારે સતોષ માનવો પડશે

હવે આપણે આપણી ચર્ચાના વિષય પર આવીએ મેં શરૂઆતમા જ કહ્યુ તેમ જીવનના દરેક પ્રસગે પોતાને પ્રતીત થતા સત્ય પ્રત્યે અનન્ય

નિષ્ઠા કેળવવી એનુ જ નામ સત્યાગ્રહ જીવનનુ જે કઈ પરમ રહસ્ય હોય તેને આપણે સત્ય તરીકે ઓળખીએ એ સત્યની શોધમા અખડ પ્રગતિ કર્યા કરવી એનુ જ નામ સત્યાગ્રહ. એ સત્ય આ વિશ્વ જેટલુ વિશાળ અને જીવન જેટલુ ઊંડુ છે એનો અત આવે જ નહીં સત્યની ખૂબી જ એ છે કે શુદ્ધ દિગબર રૂપમા આપણી આગળ એ ખડુ થાય કે તરત આપણે એને ઓળખ્યા વગર રહીએ નહીં, અને છતા કોઈ એમ ન કહી શકે કે સત્યને—સપૂર્ણ સત્યને મેં જાણ્યુ છે

સત્ય એટલે શુ? યથાર્થ કથન એટલુ જ કઈ સત્ય નથી સત્ય એટલે જીવનના આખા વિસ્તારનો સાક્ષાત્કાર મહાન ધર્મકાર ભગવાન વેદવ્યાસે સત્યના તેર આકાર વર્ણવ્યા છે પ્રામાણિકપણુ, સમતા, ઈંદ્રિયનિગ્રહ, મત્સરનો અભાવ, ક્ષમા, લજ્જા, સહનશીલતા, સદ્‌ભાવ, ત્યાગ, ધ્યાન, આર્યત્વ, ધીરજ અને અખડ દયા ભગવાન વ્યાસની દૃષ્ટિએ આ તેર વિભૂતિ જાણે સત્યનુ હૃદય જ છે કોઈ કહેશે કે આ કઈ સત્ય નથી પણ સત્યનાં સાધન છે, આમા સત્યનું લક્ષણ નથી આપ્યુ પણ સાધના બતાવી છે, પણ શંકરાચાર્યે કહ્યું છે કે આધ્યાત્મિક બાબતમા લક્ષણ અને સાધન એક જ થઈ જાય છે

સામાન્ય રીતે જોતા સત્યના ચાર અર્થ થાય છે

૧ બનેલા બનાવોનુ કશી રગપૂરણી વગરનુ પ્રામાણિક વર્ણન.

૨ આપેલા વચનના સપૂર્ણ પાલન વિષેનો આગ્રહ.

૩ જીવનના સર્વોચ્ચ એટલે કે આધ્યાત્મિક સિદ્ધાતોનુ મનન અને અનુશીલન

૪. સમગ્ર જીવનનો અતિમ હેતુ શો છે એ જાણવા માટે ચલાવેલી અવિરત ખોજ, અને તેના સાક્ષાત્કાર માટેનો સતત પ્રયત્ન

પણ અહીં આપની આગળ સત્યની આવી તાત્ત્વિક મીમાસા કરવા નહીં બેસુ એક વખતે મેં ગાધીજીને પૂછેલુ કે સત્યની વ્યાખ્યા શી? એમણે જવાબ વાળ્યો કે સત્યની વ્યાખ્યા અપાય જ નહીં. અને એમનો જવાબ સાચો છે સત્યનુ સપૂર્ણ આકલન—સપૂર્ણ સાક્ષાત્કાર થઈ જ ન શકે, એટલા માટે તો એની શોધમા આખું જીવન અર્પણ કરવાનુ હોય છે દરેક માણસમા સત્ય એટલે શુ એ જાણવાની આતરિક ઈંદ્રિય હોય જ છે જીવનના વ્યવહારમા સત્ય એટલે શુ એ જાણવામા મુશ્કેલી નથી આવતી આ સત્યની

આપણી કલ્પનાને જેટલા પ્રમાણમા આપણે વફાદાર રહીએ તેટલા પ્રમાણમા આપણો સત્યનો સાક્ષાત્કાર વધુ ને વધુ નિર્મળ અને સ્પષ્ટ થતો જાય છે જે સાચો છે એને જ સત્ય પ્રતીત થશે કેસરલિંગે પોતાની હમણાની એક ચોપડીમા બાઈબલના એક વચનનુ નવુ ભાષાતર આપ્યુ છે The spirit of Truth will lead you to all Truth આપણી ભાષામા એને આપણે આમ મૂકીએ . 'સત્યનિષ્ઠાથી — પ્રામાણિકપણાથી ચાલીએ તો અન્તે સત્યનારાયણનુ સપૂર્ણ દર્શન થશે જ' સાચ સાચવીએ તો ઊડામા ઊડુ રહસ્ય પણ આપણી આગળ પ્રગટ થયા વગર રહે નહીં સત્યનો પ્રભાવ જ એવો છે બાઇબલનુ ઉપલુ વચન સત્યાગ્રહીના ધ્યાનમત્ર તરીકે સ્વીકારી શકાય સર્વ સત્યના — સત્યદેવના સાક્ષાત્કાર માટે પોતાનુ જીવન અર્પણ કરવાની દીક્ષા લીધી હોવાથી આખો જન્મારો ગમે તે પ્રસગે, ગમે તે ભોગે સત્યાગ્રહી સત્યનિષ્ઠ જ રહેશે, સાચને જ વળગી રહેશે આવી નિષ્ઠાને લીધે સત્યાગ્રહ એ વિશ્વવ્યાપી ધર્મનુ રૂપ પકડે છે પણ સત્યાગ્રહ એ કઈ સિદ્ધાત નથી પણ સાધના છે સિદ્ધાતો ઘણી વાર એકદેશી હોય છે અહીં તો સંપૂર્ણ સત્યની સાધના આચરવાની છે એ તો સર્વવ્યાપી જ હોય આદિ, મધ્ય અને અતમા જેને સત્ય જ સેવવુ છે તેનામા એકાગીપણુ શી રીતે આવે! પણ સત્યની સેવા કરવા માટે જીવનમા ઉત્કટતા જોઈએ છે, નમ્રતા જોઈએ છે. સર્વાર્પણબુદ્ધિ જોઈએ છે સ્વાર્થ, એકાગિતા, પક્ષપાત, પૂર્વગ્રહ કે અભિમાન એમા ન ચાલે

સત્યાગ્રહ બીજી રીતે જોતા પ્રેમધર્મ છે દરેક પ્રસગે, જીવનની દરેક ઘટનામા પ્રામાણિક માણસને પ્રેમ જેમ સૂચવે તેમ વર્તવુ તેનુ નામ તે સત્યાગ્રહ તેથી સત્યાગ્રહનો પ્રયોગ અખડ ચાલે છે સત્યની પ્રતીતિને અર્થે — જીવનના રહસ્યની પ્રાપ્તિને અર્થે જીવન ઉપર પ્રેમની અખડ ધાગ વહેતી રાખવી એનુ જ નામ સત્યાગ્રહ વ્યવહારમા સપડાયેલા સામાન્ય માણસો આવી રીતે બુદ્ધિપુરસર અને અખડ સત્યવ્રતી નથી હોતા, સત્યના ઉપાસકો નથી હોતા એમને બીજી જ વસ્તુની પડેલી હોય છે એ તો અન્ય દેવોના ઉપાસક સત્યદેવના હાથમા આપણુ જીવન સુરક્ષિત છે એવુ તો એમને લાગતુ જ નથી. માણસને એમ લાગે છે કે સત્ય બાપડુ દુર્બળ હોય છે, એને શારીરિક સામર્થ્યનો ટેકો ન હોય તો એ નિર્વીર્ય જ રહેવાનુ, સત્યને વ્યક્તિગત કે સામાજિક સામર્થ્યની ઓથ હોય ત્યા સુધી જ એ ટકવાનુ, નહીં તો એ પાગળુ જ છે

કેટલાક શાક્તો કહે છે કે શક્તિ વગરનો શિવ તે શબ જેવો છે, એના જેવી જ આ માન્યતા છે સત્યાગ્રહીની સત્યની કલ્પના આથી જુદી હોય છે. સત્યાગ્રહી માને છે કે સત્ય એ જીવતી વસ્તુ છે એમા ચૈતન્ય રહેલુ છે. સત્ય એ હમેશ સ્વય સમર્થ છે કાલિદાસની ભાષામા કહીએ તો સત્ય એ સ્વવીર્યગુપ્ત છે સત્ય પોતાના વીર્યથી જ પોતાનુ રક્ષણ કરે છે સત્યની મદદમા પશુશક્તિને આણો એટલે સત્ય અપમાનિત થાય છે, એનુ તેજ ઝાખુ પડે છે

સત્યની સ્વયભૂ શક્તિનુ બીજુ નામ પ્રેમ છે વિશ્વપ્રેમ સત્યમાથી જ નીકળતો હોવાથી સત્યાગ્રહી અહિસાને સત્યના વ્યાકરણ તરીકે સ્વીકારે છે

અહિસા એ જ સત્યપ્રાપ્તિનુ એકમાત્ર સાધન છે એ ગાધીજીની ભારેમા ભારે શોધ છે આ શોધને લીધે જીવનશાસ્ત્ર સપૂર્ણ થયુ

કોઈ પણ પ્રાકૃત માણસને પૂછો કે સત્યાગ્રહ એટલે શુ તો એ કહેશે કે સત્યાગ્રહ એટલે લડાઈની એક નવી ઢબ, યુદ્ધશાસ્ત્રનો એ એક નવો પ્રયોગ છે, બીજુ શું? આમા સત્યાગ્રહનો સપૂર્ણ ખ્યાલ નથી આવતો સત્યાગ્રહી એ લડવૈયો છે એ ખરુ છે, કેમ કે એ કોઈ કાળે હાર ખાવા તૈયાર નથી હોતો મોઢામા તરણુ લેવા સત્યાગ્રહી કોઈ કાળે તૈયાર નહીં થાય કર્તવ્યપાલન અઘરુ છે, અણગમતુ છે, માટે એ જવા દઈએ એવી વૃત્તિ સત્યાગ્રહીને હોતી જ નથી જાતને બચાવવા ખાતર એ જોખમ ટાળે એ ન બને અમારે રાજદ્વારી હિલચાલમા પડવુ નથી, અમે ધર્મના સવાલને અડતા નથી, તેમ કરવા જઈએ તો નોકરી જાય, પ્રતિષ્ઠા જાય, અકારા થઈ પડીએ, રઝળવુ પડે એમ સત્યાગ્રહી કોઈ કાળે કહે નહીં બૌદ્ધિક કે નૈતિક જડતા એ સહન જ ન કરે ઘણા લોકો અમુક મત ધરાવે છે અથવા અમુક ઢબે વર્તે છે માટે એવી માન્યતા સામે ન થવાય એવો વિચાર પણ સત્યાગ્રહી નથી કરતો સત્ય કઈ બહુમતીની પાછળ દોડતુ નથી આખી દુનિયા ભ્રમમા પડી હોય અને એની સામે થનાર એક જ માણસની વાત સાચી હોય એમ ન બને એમ નથી

અને દુનિયામા સત્યની જ શોધ પાછળ મડી પડેલા એવા લોકો કેટલા છે? સત્ય શોધી કાઢનારા કોલબસો એટલા ઓછા છે કે સત્યપાલનમા આપણે એકલા જ થઈ પડીએ તો ગભરાવાનુ કારણ નથી કેટલાક કહે છે કે ઈશ્વર

અમારી તરફેણમા હોવાથી બહુમતી તો અમારી જ છે સત્યાગ્રહીને હમેશ એવી શ્રદ્ધાનુ બળ પણ ન મળે પોતે જેને સાચુ માને છે તે પોતાપૂરતુ તો સાચુ છે પણ તે ખરેખર સાચુ ન હોય તો? તોયે ઈશ્વર મારી તરફેણમાં છે એમ એ કેમ કહી શકે! માણસને સત્યની ખાતરી ન હોય પણ એનામા સત્યની નિષ્ઠા હોય તોયે એને સપૂર્ણ આશ્વાસન મળવુ જોઈએ અમુક વસ્તુને સત્ય માને છે માટે એને તે વળગી રહે છે અને તેથી સત્યાગ્રહી તો એ વિશ્વાસે ચાલે છે કે મારી નિષ્ઠા સાચી હોય તો સત્યદેવ મારી ભૂલોનુ નિરાકરણ કરશે, મારુ પોતાનુ નિરાકરણ નહીં કરે એ નિષ્ઠાથી ગમે તે અથડામણ વહોરી લેતા એને સકોચ નથી થતો સત્યાચરણમા કોઈને નુકસાન થતું જ નથી ન્યાય કોઈને અન્યાય કરતો નથી — Right wrongs no man — એ કાયદાનુ તત્ત્વ સત્યાગ્રહીને માટે ધર્મતત્ત્વ પણ છે, કેમ કે એના જીવનમા કાયદાની પેઠે જબરદસ્તીનુ સાધન વાપરવાનુ નથી હોતુ એ પોતાના હકોનો અમલ પોતાની સહનશક્તિને બળે જ કરે છે અમુક સત્યનો હુ સાક્ષી છુ, મને જ એનો સાક્ષાત્કાર થયો છે, માટે મારે જ એને માટે સહન કરવુ રહ્યુ, આ જાતની નિષ્ઠા મારામા ન હોય તો મારા જીવનની પ્રતિષ્ઠા શી? આવી જવાબદારી વગરના જીવનમા શો રસ હોઈ શકે! એ તો શાપરૂપ જ ગણાય

સત્યાગ્રહી હમેશા લડાયક હોય છે એમ માનવાનુ કારણ નથી એ લોકોને જીતવા નથી માગતો પણ પોતાના કરવા માગે છે, એ દબાવવા નથી માગતો પણ સમજાવવા માગે છે તેથી સત્યાગ્રહીમા અખૂટ ધીરજ અને એટલી જ નમ્રતા હોવા જોઈએ સત્યાગ્રહી જાણે છે કે આજે જેને સત્ય માનીએ છીએ તે આવતી કાલે દૃષ્ટિ નિર્મળ થતા કઈક અંશે અસત્ય જેવુ લાગે છે આમ ભૂલોને વટાવતા વટાવતા સત્યની જીવનયાત્રા ચાલતી આવી છે ધર્માંધ લોકોની પેઠે સત્યાગ્રહી એમ નથી માનતો કે સત્ય તો મને અને મારા ધર્મભાઈઓને જ જડયું છે, અને બાકીની દુનિયા તો અજ્ઞાન અને વહેમમા ડૂબી ગઈ છે એથીયે વિશેષ સત્યાગ્રહી એ જાણે છે કે માન્યતામા ભૂલ હોય તો તેટલાથી કઈ માણસના હૃદયમા હીનતા નથી આવતી કેવળ માન્યતાની ભૂલથી કઈ સત્યદેવ અપમાનિત નથી થતો અમુક માન્યતા કે ધર્મમતો યાન્ત્રિક રીતે માની લીધા, સ્વીકારી લીધા એટલે કઈ માણસનો ઉદ્ધાર થવાનો નથી જે જોઈએ છે તે બૌદ્ધિક અને નૈતિક

પ્રામાણિકપણુ અમુક ધાર્મિક માન્યતા ધારણ કરવાથી સ્વર્ગે જવાતું નથી, ધાર્મિક જીવન જીવવાથી જ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થાય છે માણસની મહત્તા એના હૃદયની શુદ્ધતા અને ઉદારતા ઉપર રહેલી છે જેનું જીવન ઉદાત્ત તે જ ધર્મનિષ્ઠ કહેવાય

સત્યાગ્રહી એ પણ જાણે છે કે સત્યનારાયણ અનતરૂપે પ્રગટ થાય છે ખરુ જોતા રૂપ અથવા આકાર સત્યને જેમ વ્યક્ત કરે છે તેમ તેને મર્યાદિત પણ કરે છે માટે સત્યાગ્રહીએ તો આ સોનાના ઢાકણ તળે સંતાયેલુ સત્ય અહર્નિશ શોધ્યે જ છૂટકો કોઈ કળાકારની પેઠે સત્યાગ્રહી પણ અનેક રૂપો અને અનેક આકાર નિર્માણ કરે છે પણ એ મૂર્તિની પૂજા કરવા નથી બેસતો તેથી સત્ય ગમે તે રૂપ ધારણ કરે તોયે એને એ ઓળખ્યા વગર રહે નહીં અને ધારો કે અમુક વખતે બીજાએ રજૂ કરેલા રૂપમા એ સત્યને ન ઓળખી શકે તોયે એ નમ્રતાથી એટલુ કહેશે કે જેમ મારો અનુભવ સાચો છે તેમ એનો પણ સાચો હોવાનો પૂરેપૂરો સભવ છે, મારા જીવનપૂરતો તો મારા અનુભવને જ હુ વળગી રહીશ, એ મારો સ્વધર્મ રહ્યો, બીજાને વિષે હુ દોષદૃષ્ટિ કેમ રાખું? એવો માણસ કોઈને વટલાવવાનો પ્રયત્ન ન કરે. બીક કે લાલચને એ પોતે વશ નથી થતો તેથી બીક કે લાલચ કોઈની આગળ પાથરી એને પોતાના મતનો કરવાની એને જરાયે ઇચ્છા નથી હોતી એમા એને પોતાની જાતનુ અને માણસજાતનુ ચોખ્ખુ અપમાન દેખાય છે કોઈ માણસને અપીલ કરો તો તેની સર્વોચ્ચ આર્યવૃત્તિને જ અપીલ કરો. અને એ અપીલ પણ દલીલબાજીથી કે લાગણીના વેવલાપણાથી નહીં કરતા, પણ સત્ય અને પ્રેમ જેમ સૂચવે તેમ પોતાનુ જીવન ઘડતા એની જે કઈ અસર પડે તેના પર વિશ્વાસ રાખીને કરજો. આવી રીતે જોતાં સત્યાગ્રહી એ નર્યો લડવૈયો નથી પણ કેળવણીકાર છે બોધ અને ધીરજ, સેવા અને આપભોગ, Persuasion and Patience Service and Sacrifice એ જ એના સાચા સાધનો છે સાચા કેળવણીકારના પણ આ જ સાધનો હોય.

૨

સત્યાગ્રહીની આ બધી નિષ્ઠાના મૂળમા કયા કયા તત્ત્વો રહેલા છે તે હવે આપણે તપાસીએ સત્યાગ્રહી માને છે કે પ્રાણીમાત્રમા આત્મતત્ત્વ રહેલુ છે, દરેક પ્રાણીને આત્મા છે આ આત્માને જો યોગ્ય રીતે અપીલ

કરવામા આવે તો ઓછાવત્તા પ્રમાણમા એનો જવાબ આપ્યા વગર એ રહે નહીં કોઈ પણ પ્રાણી, કોઈ પણ આત્મા એટલી નીચ કોટિએ નથી જ પહોચતો કે જ્યારે એના પર નૈતિક અપીલની કશી જ અસર ન થાય કોક કોક વાર બાહ્યત આપણી અપીલની કશી જ અસર નથી થઈ એમ આપણને લાગે છે પણ એનો ઈલાજ તો ધીરજ એ જ છે કોઈને દબાવવાથી એ અપીલ નહીં પહોચે જેનામા આપણે હૃદયપરિવર્તન કરવા માગીએ છીએ એના સૂતેલા આત્માને એની નિકૃષ્ટ વૃત્તિ જાગ્રત કરીને આપણે નથી જગાડી શકવાના, પણ સર્વોચ્ચ વૃત્તિનો પણ એનામા વાસો છે એટલો વિશ્વાસ રાખી એને જ અપીલ કરવાથી એ જાગ્રત થવાનો છે આવી અખૂટ ધીરજ આપણે ત્યારે જ કેળવી શકીએ જ્યારે આપણે માનતા હોઈએ કે મોત એ જીવનનુ પૂર્ણવિરામ નથી ઘણી વાર મરીને જ જીવન સફળ કરી શકાય છે વાવેલા બીજનો એક રીતે નાશ થવાથી જ જેમ એમાથી અકુર ઉદ્ભવે છે તેમ પોતાના પ્રાકટ્ય માટે સત્ય જે દેહ મારફતે પ્રયત્ન કરતુ હોય તે દેહના નાશથી જ સત્ય સફળ થઈ શકે છે સત્યાગ્રહીને હમેશ એમ જ લાગે છે કે આત્મા એટલે કે સત્ય એ જ સાર વસ્તુ છે, એની પ્રાપ્તિની સરખામણીમા બાકીની બીજી બધી વસ્તુઓ નકામી છે, કૂચા છે જેમ કોલસો બળી જવાથી જ એનું ઉષ્ણતામા રૂપાતર થાય છે તેમ આપભોગ દ્વારા, તિતિક્ષા દ્વારા જીવનનુ રૂપાતર સાક્ષાત્કારમા થાય છે આ પરિવર્તનની ક્રિયાનુ જ નામ સત્યાગ્રહ છે સત્યના ઉપાસકના જીવનમા આ ક્રિયા અખડ ચાલુ જ રહે છે આ ક્રિયા લોકોની નજરમા ત્યારે જ આવે છે કે જ્યારે એની અને એમની વચ્ચે દૃષ્ટિભેદ ઊભો થાય છે અથવા ધર્મવિરોધ ઊભો થાય છે નૈતિક વૃત્તિ અને અનૈતિક વૃત્તિ વચ્ચે એટલે કે સદાચાર અને દુરાચાર વચ્ચે જ્યારે ઝઘડો ઊભો થાય છે ત્યારે પણ સત્યાગ્રહ પ્રગટ થાય છે જેને આપણે આધ્યાત્મિક સાધના કહીએ છીએ તે આપણા હૃદયની અદર ચાલતો પોતાની જ સામેનો સત્યાગ્રહ છે એને જ આપણે આત્મશુદ્ધિ કહીએ છીએ આધ્યાત્મિક સ્વરૂપના સામાન્ય ઝઘડાના મૂળમા પણ એ જ આત્મશુદ્ધિ અથવા સત્યાગ્રહ હોય છે ખાનદાન કુટુબોમા જાતે સહન કરીને ઘરના લોકોના મન પર અસર કરવાની સત્યાગ્રહી પદ્ધતિને લીધે જ કુટુબ-ભાવ ટકાવાય છે અને કુટુબનુ નૈતિક જીવન ઉચ્ચતર બને છે

કુટુબમા વપરાતો આ પ્રેમધર્મ જાતિ જાતિ વચ્ચે, સમાજ સમાજ વચ્ચે અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે પણ લગાડવાનો આગ્રહ ગાધીજીએ શરૂ કર્યો એમા જ એમની મહત્તા રહેલી છે પ્રેમધર્મ સાર્વભૌમ બનાવીને જ તેઓ યુગપુરુષ બન્યા છે આપણે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે જે બધુતા સ્થાપન કરવા માગીએ છીએ તે આ પ્રેમધર્મથી જ સ્થપાશે એ ગાધીજીએ આજે સિદ્ધ કરી આપ્યુ છે સત્યાગ્રહી આ પ્રેમધર્મને અને નીતિના કાયદાને અનન્ય નિષ્ઠાથી વળગી રહે છે તેથી જ એને ગમે તે લૌકિક કાયદો તોડવાનો અને અસહ્ય અન્યાયોનો ઈલાજ શોધવાનો હક પ્રાપ્ત થાય છે સત્યાગ્રહ આવી રીતે ધર્મપાલન પર જ રચાયેલો હોવાથી એનુ ગમે એટલુ ઉગ્ર પાલન કરીએ તોયે, અને જબરદસ્ત હિલચાલ ચલાવતા હોઈએ તોયે એને હાથે સાચી સસ્કૃતિનો નાશ થવાનો નથી પ્રેમની હિલચાલ ગમે તેટલી જબરદસ્ત હોય તોયે શુ? એમાંથી અશ્રેય શી રીતે નીપજે? અને પ્રેમનો વ્યાપાર મુલતવી પણ કેમ રખાય? એ તો હમેશ નવા નવા રૂપમા પ્રગટ થયા જ કરશે કોક કોક વખતે પ્રેમ આજીજીપૂર્વક સમજાવવાનો પ્રયત્ન કરશે, કોક કોક વખતે ધીરજનુ રૂપ પકડી મૌન સેવશે વળી અન્ય પ્રસગે પોતે સહન કરવાની પરમાવધિ કરશે અને જરૂર જણાય તો અતે પોતાની જ આહુતિ આપી દેશે સ્વાર્થ, દ્વેષ, અહકાર, તુમાખી ઈત્યાદિ પ્રેમદ્રોહી વૃત્તિ સામેનુ યુદ્ધ તેનુ નામ સત્યાગ્રહ આમ હોવાથી સત્યાગ્રહી પોતાના જીવનમાથી આ દોષો તો કાઢી જ નાખે સાચો પ્રેમી જેમ પ્રેમની આડે જે જે વસ્તુ આવે તે તે વગર સકોચે જતી કરે છે તેમ સત્યાગ્રહી પણ વિશ્વપ્રેમને અર્થે કોઈ પણ પાર્થિવ વસ્તુને જતી કરતા આચકો નહીં ખાય

નીતિશૂન્ય લોકોમા નીતિનો ઉદય કરાવવાનો ઉપાય તો સત્યાગ્રહ જ છે સ્ત્રીજાતિ કરતા પુરુષો ઓછા સત્યાગ્રહી હોય છે, અને છતા યુગો વીત્યા સ્ત્રીને ઓછા સસ્કારી પુરુષના પ્રભાવ તળે રહેવુ પડયુ છે આ સ્થિતિમા પણ તેણે પોતાની ધીરજથી, પોતાની મૂક સહનશક્તિથી અને સ્વાર્થત્યાગથી પુરુષને સુધારવાનુ કામ ચલાવ્યે જ રાખ્યુ છે સ્ત્રીમા શુદ્ધ પ્રેમનો ઉદય નહોતો થયો તેથી પ્રેમની શક્તિનુ એને ભાન ન હતુ તેથી જ આજ સુધી સ્ત્રી પોતાના પ્રયત્નમા ફાવી નહીં. એ જ સ્થિતિ હિંદી લોકોની છે હિંદુસ્તાનના દુર્દૈવે એને એક જગલી સરકાર તળે રહેવુ પડયુ છે આપણે

લોકસ્થિતિની બાબતમા રાજ્યકર્તાઓને કેળવવા પણ પડે છે અને તેમને સુધારવા પણ પડે છે તેમની શ્રેષ્ઠતા તે કેવળ એમની બાહોશી અને સગઠન-શક્તિ એ જ છે પોતાના બચાવમા રાજ્યકર્તાઓ જરૂર કહી શકે કે અમે છીએ તેના કરતા વધારે જગલી થવુ અમારે માટે મુશ્કેલ ન હતુ આપણે આપણા સત્યાગ્રહ દ્વારા તેમને સમજાવવુ રહ્યુ કે તેઓ છે તેના કરતા સહેજે વધારે સારા થઈ શકે છે, અને તેમ કરતા તેમનુ કશુ નુકસાન તો થવાનુ જ નથી પણ તેમનુ અને આખી દુનિયાનુ કોટિકલ્યાણ થવાનુ છે

ત્યારે આવો સાક્ષાત્કાર કરવામા એમની આડે શુ આવે છે? ભોગ અને ઐશ્વર્યની લાલસા એ જ, બીજુ શુ? આને તેઓ રહેણીનુ ઊચુ ધોરણ કહે છે આવી અમીરી રહેણી જાળવવા ખાતર જેમને તેઓ પછાત ગણે છે તેમની સામે તો તેમનુ અખડ યુદ્ધ ચાલુ છે જ, પણ અકિંચન એવા પોતાના દુર્દૈવી ભાઈભાડુ સામે પણ તેઓ લડી રહ્યા છે રહેણીનુ આ ઊચુ ધોરણ નીતિની દૃષ્ટિએ ઊચુ નથી હોતુ ખરુ જોતા આ છેલ્લા સો વરસમા નીતિને અનેક રીતે તિલાજલિ આપીને જ તેઓએ ભોગ અને ઐશ્વર્યના સાધનો વધાર્યાં છે સુખાકારીની સગવડો અને સામાજિક પ્રતિષ્ઠા મેળવવા માટે આપણી બુદ્ધિ અને આપણો આત્મા વીંખી નાખતા આપણને જરાયે સકોચ રહ્યો નથી જેને આપણે સ્વાભિમાન યા આત્મપ્રતિષ્ઠા કહીએ છીએ એ સાચુ જોતા કેવળ સમાજ આગળની પ્રતિષ્ઠા જ હોય છે પોતાની આગળની પ્રતિષ્ઠા તો આપણે ક્યારની વેચી ખાધી છે આવી સ્થિતિમા આપણા રાજ્ય-કર્તાઓ જે નૈતિક દૃષ્ટિએ માદલુ જીવન ગુજારે છે તેમાથી તેમને મુક્ત કરવા માટે અને માણસ માણસ વચ્ચેનો સ્વચ્છ સબધ કેવો હોય છે એનો અનુભવ કરાવવા માટે આપણે એમની બાદશાહી આવક બધ કરવી જોઈએ અને એમના હાથની અનિયત્રિત સત્તા પણ છીનવી લેવી જોઈએ એમની વધારે-પડતી આવક અને વધારેપડતી સત્તાનો બોજો જ્યા સુધી હળવો કર્યો નથી ત્યા સુધી માણસાઈ સામે, વિશ્વબધુત્વ સામે તેઓ કેવો ઘોર અન્યાય કરી રહ્યા છે તેનો તેમને સાક્ષાત્કાર થવાનો નથી એમ તો બધા જ માણસો કોક કોક વખતે નૈતિક અને બૌદ્ધિક ભૂલો કરે છે આવા દોષો ખમ્યા વગર છૂટકો નથી પણ જ્યારે એક જબરદસ્ત અને સગઠિત સલ્તનત અને તે ચલાવનાર બલાઢ્ય રાષ્ટ્ર નૈતિક જીવનનું આખુ ધોરણ ઉતારી પાડે

છે ત્યારે આખી મનુષ્યજાતિને માટે એ શાપરૂપ બને છે, અને તમામ મનુષ્ય-જાતિએ એ મહાપાપનુ નિવારણ કરવા માટે પોતાની શક્તિ વાપરવી જોઈએ અને તેમ કરવા માટે—આ પાપ દૂર કરવા માટે જે શક્તિ વાપરીએ તે શક્તિ નૈતિક એટલે કે શુભ હોવી જ જોઈએ એટલુ તો સહેજે ધ્યાનમા આવે એમ છે શારીરિક શક્તિથી આપણે ગુનેગારને સજા તો જરૂર કરી શકીએ છીએ, પણ એ સજા સાથે દુનિયામા ગુનો બેવડાય છે એ ધ્યાન બહાર ન રહેવુ જોઈએ ખૂની માણસનુ કાયદેસર ખૂન કરવાથી દુનિયામા એકને ઠેકાણે બે ખૂન કર્યા જેવુ થાય છે, અને તેથી મનુષ્યહૃદય કઠોર બને છે, હીન બને છે અને ગુનો કરવા તરફ વધારે પ્રેરાય છે કોઈ પણ જાતની જબરદસ્તીની સજા કરો તોયે પરિણામ તો ઓછેવત્તે અશે એ જ આવે છે એટલે સાચી સસ્કૃતિ તો સત્યાગ્રહથી જ શરૂ થાય છે એમ કહી શકાય

સત્યાગ્રહીનો સકલ્પ તો એટલો જ હોય છે કે મારા હૃદયને હુ એવી રીતે કેળવીશ કે મારે હાથે ન તો કોઈને અન્યાય થાય અને ન કોઈનો અન્યાય કાયરતાથી સહન થાય હુ તો બધુ સહન કરી છૂટીશ કે જેથી મારો હમેશા સત્પક્ષ જ રહે આ સકલ્પ ખાતર તે ગમે તે કષ્ટ કે વેદના સુખેથી સહન કરશે એકાદ ચોકઠાનો આપણા હાથમા આવેલો ખૂણો જો બરાબર કાટખૂણાનો કરીએ અને એને બરાબર પકડી રાખીએ તો બાકીના ત્રણે ખૂણા એની મેળે સરખા કાટખૂણા થઈ જાય છે એ જેમ આપણો વિશ્વાસ છે, તેમ જીવનમાં જો મારુ જીવન હુ સરળ કરી મૂકુ તો મારી આસપાસની બધી પરિસ્થિતિ યથાકાળે એની મેળે સરળ થયા વગર રહે જ નહીં, આ એક આધ્યાત્મિક શ્રદ્ધા છે માનવજાતિને આ વસ્તુનો વધુ ને વધુ અનુભવ થતો જાય છે

આવો સાચો સત્યાગ્રહી બીજાને સમજાવવા જતા પોતે સમજવા પણ તૈયાર હોય છે જેનામા એ હૃદયપરિવર્તન ચાહે છે તેના પ્રત્યે પ્રેમ, સદ્‌ભાવ અને આદર હોવાથી એ સહેજે જોઈ શકે છે કે મારી પેઠે મારા આ ભાઈ પાસે પણ સત્યની થાપણ છે જ, સત્ય બહુરૂપી છે, મારી પાસે એની એક વિભૂતિ છે તો મારા ભાઈ પાસે સત્યની બીજી વિભૂતિ હોવાનો સભવ છે બધા લોકો પોતાના જ પથના થાય એવો આગ્રહ એ કોઈ કાળે નહીં રાખે

જે કેવળ રૂપની ઉપાસના કરે છે તેને તત્ત્વ જડે નહીં, કેમ કે એક જ તત્ત્વ અનત રૂપમા પ્રગટ થાય છે બે જણ વચ્ચે દૃષ્ટિભેદ રહે એ કઈ દુનિયાનુ દુર્દૈવ નથી કેમ કે દૃષ્ટિભેદને લીધે જ તત્ત્વચિંતન આગળ ચાલે છે, અને એમાથી ઉચ્ચ ભૂમિકા પર પહોચીને સમન્વય સધાય છે. સત્યાગ્રહ દ્વારા બીજાને સમજાવવા જતા આપણી પોતાની દૃષ્ટિ-શુદ્ધિ અને આત્મશુદ્ધિ થાય છે, અને એ રીતે આપણે પણ વધુ સમજીએ છીએ આવી રીતે परस्पर भावयन्त आपणे श्रेय પ્રાપ્ત કરીએ છીએ

## ૩

મિત્રો, અત્યાર સુધી સત્યાગ્રહની સામાન્ય રૂપરેખા મેં આપની આગળ રજૂ કરી તેમા નવુ કે અપૂર્વ એવુ કશુ નથી આજે લગભગ ચાળીસ વરસ થયા ગાધીજીએ પોતે અનેક રીતે સત્યાગ્રહનો સિદ્ધાત વર્ણવ્યો છે એ બધા વિવરણો એકત્ર કરી કોઈ વિદ્વાન એ પરથી સત્યાગ્રહ ઉપર એક શાસ્ત્રીય ગ્ર થ લખે તો તે ભારે કામ થઈ જાય આ નિબધમા મેં એવી મહત્ત્વાકાક્ષા રાખી નથી મેં તો કેવળ ગાધીજીની સત્યાગ્રહની પદ્ધતિ અને એના મૂળમા રહેલા મુખ્ય મુખ્ય વિચારો હુ જેવા સમજ્યો છુ તેવા જ રૂપમા રજૂ કરવા પ્રયત્ન કર્યો છે ગાધીજીએ એ સત્યાગ્રહનો માર્ગ કેવી રીતે અમલમા આણ્યો અને પોતાના જીવનમા ઉતાર્યો એટલુ જ હવે આપણે જોવાનુ રહ્યુ

દુ ખની વાત એ છે કે જ્યારે સત્યાગ્રહની શરૂઆત જ હતી ત્યારે યુરોપમા ચાલતો નિ શસ્ત્ર પ્રતિકાર અને ગાધીજીનો સત્યાગ્રહ એ એક જ છે એવી માન્યતા ફેલાઈ હતી નિ શસ્ત્ર પ્રતિકારી યુદ્ધમા શસ્ત્રો નથી વાપરતો કેમ કે એની પાસે એ શસ્ત્રો હોતા નથી સામાન્ય નિ.શસ્ત્ર પ્રતિકાર-વાદીને વિનાશક શસ્ત્રો વાપરવા સામે વાધા જેવુ કશુ હોતુ નથી આ ઉપરથી આપણે સહેજે સમજી શકીએ કે નિ શસ્ત્ર પ્રતિકાર એ દુર્બળોનુ શસ્ત્ર છે સત્યાગ્રહનો વ્યાપક રૂપમા પહેલો પ્રયોગ દક્ષિણ આફ્રિકાના હિંદીઓમા થયો ગોરી પ્રજા આગળ સખ્યાબળમા તેઓ નગણ્ય હતા એમની પાસે શસ્ત્રો પણ ન હતા તેઓ મોટે ભાગે અશિક્ષિત જ ગણાય એટલે તેમણે કરેલા સત્યાગ્રહ એ પ્રતિકળ પરિસ્થિતિનુ પરિણામ જ છે એમ મનાય

તો આશ્ચર્ય નથી લોકો એમ જ માનવા લાગ્યા કે યુરોપના લોકોએ શોધેલા નિ શસ્ત્ર પ્રતિકારના માર્ગનુ હિન્દી નામ તે સત્યાગ્રહ આવી રીતે સત્યાગ્રહરૂપી અવતારને પોતાના જન્મ સાથે ગેરસમજ અને વિરોધ સામે લડવુ પડ્યું! દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ દરમ્યાન ત્યાની રેલવેના ગોરા નોકરોએ એક મોટી હડતાળ પાડી બધાએ એમ જ માન્યુ હતુ કે સરકારને હેરાન કરવાની આ સુદર તકનો લાભ ગાધીજી પૂરેપૂરો લેશે પણ તેમ નહીં કરતા ગાધીજીએ સરકારની મૂઝવણ જોઈ પોતાનો સત્યાગ્રહ મુલતવી રાખ્યો, અને સત્તાધારીઓને પ્રથમ અનુભવ કરાવ્યો કે સત્યાગ્રહીઓનો વિરોધ દ્વેષ-મૂલક નથી પણ અપકાર કરનાર પ્રત્યે ઉપકાર કરવાનો પ્રેમ-ધર્મનો આદેશ છે એ આદેશને લીધે જ ધાર્મિક મનુષ્ય સત્યાગ્રહ કરવા પ્રવર્તે છે

ગાધીજી બચપણમા જ કવિવચન શીખ્યા હતા

'અવગુણ કેડે ગુણ કરે તે જગમા જીત્યો સહી'

હવે ગાધીજીના જીવનની ખાસિયત એ છે કે જે કઈ વસ્તુ એમને સારી લાગે છે તે તેઓ તરત જીવનમા ઉતારી દે છે સાચાનો સ્વીકાર કરતા અને સ્વીકાર કરેલાનો અમલ કરતાં એમને કશી વાર નથી લાગતી આ સ્વભાવને કારણે એમને અત્યાત ઉગ્રપણે વિચાર કરવો પડે છે ને એ જ કારણે એ ઉગ્રવિચારમય જીવનમા પણ એમને અદ્‌ભુત શાતિ સાપડે છે, વિચાર અને આચારમા વિરોધ નથી રહેતો વિચારની આ ઉત્કટતા અને હૃદયની આ શાતિને લીધે જ તેઓ જીવનમા આટલા ઝપાટાથી પ્રગતિ કરી શકયા છે, અને આખુ જીવન એકરૂપ રાખી શકયા છે

હજારો વરસો થયા હિંદુસ્તાનમા એ શોધ થઈ છે અને સ્વીકારાઈ છે કે સત્ય અનત રૂપો ધારણ કરી શકે છે, અનત રૂપે પ્રગટ થાય છે આને પરિણામે હિંદુદૃષ્ટિ અને હિંદુજીવન સ્વભાવે એટલા ઉદાર થયા છે કે એમા અસહિષ્ણુતાને સ્થાન જ નથી વિવિધતામા એકતા નિહાળવાની શકિત તો હિંદુના હાડમા જ છે એ કેળવવા માટે એને આયાસ નથી પડતો બધા જ ધર્મો સાચા છે અને સમાન છે એ વાત એ સહેજે સ્વીકારે છે ભિન્ન ભિન્ન યુગોમા અને ભિન્ન ભિન્ન દેશોમા મનુષ્યે જે કઈ ધર્મો અથવા જીવનસિદ્ધાતો યોજ્યા છે તે બધાનો આપણે સદ્‌ભાવપૂર્વક સ્વીકાર જ કરીએ છીએ અન્ય ધર્મો ભ્રાન્ત છે પણ મહેરબાની દાખલ આપણે એમના

પ્રત્યે સહિષ્ણુતા કેળવીએ અને એમને રહેવા દઈએ એ જાતની વૃત્તિ હિંદુ નથી બતાવતો તેથી હિંદુને જેમ પોતાનો ધર્મ છોડવો ગમતો નથી તેમ બીજાના ધર્મમા બુદ્ધિભેદ ઉત્પન્ન કરવાનુ પણ એને ગમતુ નથી ધર્મમાત્ર પ્રત્યે આજકાલ ઘણા લોકોમા ઉદાસીનતા અથવા તુચ્છભાવ હોય છે અને તેથી કોઈના ધર્મને તેઓ અડતા જ નથી બધા ધર્મ પ્રત્યેનો હિંદુનો સમભાવ આ જાતનો નથી પણ એણે તો ઉચ્ચ દૃષ્ટિ કેળવી છે અમુક ધર્મના સિદ્ધાતોને કેવળ બૌદ્ધિક, યાંત્રિક માન્યતા આપવાથી દહાડો વળવાનો નથી એક ધર્મ છોડી બીજા ધર્મમા જવામા કેવળ નામનો જ ફેર થાય છે, કેવળ અટક બદલાય છે, એથી કોઈનો ઉદ્ધાર થવાનો નથી એ વાત હિંદુના ખ્યાલમા છે આદર્શને પહોચી વળવા માટે સાધકનુ ઉત્કટ જીવવુ એ જ મુખ્ય વાત છે એ તે સમજે છે

ગાધીજીના સદ્ભાગ્યે એમના જીવનની શરૂઆતમા જ તેઓ ભિન્ન ભિન્ન ધર્મ અને ભિન્ન ભિન્ન કોમના લોકોના સહવાસમા આવ્યા સ્વાભાવિક રીતે જુદી જુદી રહેણીકરણી સાથે એમને ભળવુ પડયુ સુધરેલા ન સુધરેલા, મોટા નાના એવા અનેક જાતના લોકોમા રહેવાની ફરજ એમના પર આવી પડી પૂર્વ અને પશ્ચિમની આખરી અથડામણમાથી તેમને રસ્તો કાઢવો પડયો. એમની પારમાર્થિક બુદ્ધિ અને અસાધારણ ઉત્કટતાને લીધે દરેક મુશ્કેલીને તેમણે સારી તક જેવી ગણી અને જન્મથી જ એમના સ્વભાવમા રહેલી સત્યનિષ્ઠા દ્વારા એમણે પોતાના જીવનની ફિલસૂફી અહીં રચી એક વખતે એમણે મને કહેલુ, ‘મારામા જે કઈ સારુ તત્ત્વ હોય તે પ્રયત્ન ને ધીરજ-પૂર્વક મેં કેળવ્યુ છે, પણ સત્ય પ્રત્યેની નિષ્ઠાની બાબતમા કશો જ પ્રયત્ન કરવો પડયો નથી એ તો મૂળથી જ છે’ એ જ સત્યનિષ્ઠા અને નમ્રતા લઈને ગાધીજી વિલાયત ભણવા ગયા ત્યા તેઓ શુ શુ ભણ્યા એનો ખ્યાલ એમના પ્રોફેસરોને પણ નહીં હોય ઈંગ્લડથી પાછા હિંદુસ્તાન આવ્યા પણ કોઈ અકળ નિયતિએ એમને દક્ષિણ આફ્રિકા પહોચાડયા ગાધીજી આફ્રિકા ગયા એ તો કેવળ અકસ્માત હતો એમ જ તે વખતે લાગતુ પણ ઈશ્વરને તો એક ત્રયસ્થની ભૂમિ ઉપર પૂર્વ અને પશ્ચિમને ભેગા કરી ગાધીજીને એક અસાધારણ તક આપવી હતી આફ્રિકામા ભિન્ન ભિન્ન સમયે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી—બધા જ ગાધીજીના કુટુબના કુટુબી

તરીકે ભળ્યા છે આવી રીતે ‘અગસ્ત્ય અને ત્રિશકુ’ના મુલકમા ગાધીજીએ બહારથી ઐકચ સાધ્યુ અને વિશ્વબધુત્વ અમલમા આણ્યુ માણસ માણસ પ્રત્યે કેટલો દ્વૈષ અને તિરસ્કાર રાખી શકે એનો ગાધીજીએ આ જ ભૂમિમા સાક્ષાત્કાર કર્યો દુનિયા આગળના સૌથી મોટા પ્રશ્નોનો એમણે અહીં જાતે અનુભવ કર્યો જબરદસ્ત ગેરસમજ, અમર્યાદ સ્વાર્થ અને કોમી દ્વૈષ ઉપર અતે વિજય મેળવવો જ છે એવો એમણે અહીં દૃઢ સકલ્પ કર્યો અને આ કામ એમણે જે સાધ્યુ તે કઈ પ્રવચનોથી અથવા ચોપડીઓ લખીને નહીં પણ સેવા અને આપભોગથી, સત્યાગ્રહથી

સ્વભાવે જ ગાધીજી કર્મવીર છે કોઈ પણ સવાલ ખડો થયો કે ગાધીજી તરત પોતાની બધી શક્તિ વાપરીને એનો ઉકેલ આણવા મથે છે, અને એ મથામણમાથી જ પોતાના વિચારો ગોઠવી લે છે સકટમાથી જ એમને રસ્તો જડે છે સકટ જ રસ્તો દાખવે છે

પણ કર્મવીરને નસીબે ગેરસમજ તો હોય જ એક રીતે જોતા પ્રત્યક્ષ ક્રિયા એ એવી ભાષા છે કે એમા બે અર્થ સભવે જ નહીં, અને છતા એમાથી અનેક વાર ગેરસમજ પેદા થાય છે પણ એનો ઉપાય કર્મ દ્વારા જ થઈ શકે છે કર્મવીર પોતાની ક્રિયા દ્વારા જ લોકોને વિચાર કરવા પડકારે છે, જબરદસ્તીથી લોકોનુ ધ્યાન ખેંચે છે, જમાનાઓની જડતાને હચમચાવી નાખે છે અને અતે પોતાની વાત સ્પષ્ટ કરે છે

દક્ષિણ આફ્રિકામા ગાધીજી આગળની પરિસ્થિતિ કેવી હતી? હિદુસ્તાનમાથી ગુલામી જેવી ગિરમીટ પદ્ધતિથી મજૂરોને આફ્રિકા લઈ જવામા આવતા અને ત્યાના ગોરા ખેડૂતોને સોપવામા આવતા હિદુસ્તાનના લોકોને આની કશી ખબર નહોતી એમ કહીએ તો ચાલે હિદી મજૂરોનુ હિત સાચવનાર તો ત્યા કોઈ ન મળે હિદુસ્તાનની સરકાર થોડી જ હિદી છે કે એ દરકાર રાખે? ગાધીજીના ધ્યાનમા આવ્યુ કે ગિરમીટ પદ્ધતિમાં માણસાઈનો જ નાશ છે એમણે પોતાની બધી શક્તિ વાપરીને ગિરમીટ પદ્ધતિનો વિરોધ આરભ્યો વર્ણદ્વૈષ એ દક્ષિણ આફ્રિકાનો બીજો રોગ આ ગયા સૈકામા જ યુરોપે આ રોગ આટલો કેળવ્યો છે દુનિયાને ચૂસવા ને લૂટવા ગોરો ઊપડચો એટલે એણે પોતાના મનને મનાવવા ખાતર જેના પ્રત્યે એ અન્યાય કરે છે તેનો તિરસ્કાર પણ કરવો જ રહ્યો ગોરાના આ બે રોગો સામે

ગાધીજીને પોતાને જડેલુ સત્યાગ્રહનુ નવુ શસ્ત્ર લાગુ કરવુ હતુ પોતાની વાત દુનિયાને સમજાવતા પહેલા નવ વરસ સુધી એમને લડવુ પડ્યું આ નવ વરસ દરમ્યાન ગોરાઓ સાથે માનભેર સહકાર કરવાની અને એમની ભીડને વખતે એમની સેવા કરવાની એકે તક ગાધીજીએ જવા ન દીધી પોતાની જાત ઉપર થયેલા હુમલાઓ, અન્યાયો અને અત્યાચારો એમણે ઉદારતાથી ક્ષમ્યા પણ પોતાના દેશભાઈઓ પ્રત્યે થતા અન્યાય સામે તો કાયદાના જેટલા ઇલાજો હોય તે બધા તેમણે અજમાવ્યા, અને અતે એમને અનુભવ થયો કે કાયદાનો પણ શાસ્ત્રીય રીતે અને મોટા પાયા ઉપર લોકોને ચૂસવાને સારુ ઉપયોગ થઈ શકે છે આનો ઇલાજ શો? આનો ઇલાજ તો કાયદાનો ભગ કરવાથી જ થઈ શકે માત્ર એ ભગ અહિંસક હોવો જોઈએ, સવિનય હોવો જોઈએ

રાજાની જોહુકમી સામે જ્યારે જ્યારે યુરોપમા પ્રજાએ બળવો કર્યો છે, ત્યારે ત્યારે બની શકે તેટલી સત્તા રાજાના હાથમાથી છીનવી લઈ પ્રજાના હાથમા રાખવી એ એનો ઉદ્દેશ રહેતો હિંદુસ્તાનમા આપણે આપણા પર કોણ રાજ્ય કરે છે એની બહુ ચિંતા નથી રાખી પ્રજાના આદર્શ અને પ્રજાની ઇચ્છા પ્રમાણે રાજકર્તાઓ રાજ કરે એટલે લોકો રાજી રાજા જો આડે રસ્તે જાય તો પ્રજા પોતાની ઇચ્છાનો આગ્રહ રાખે અને રાજાને પ્રજામત આગળ નમવુ પડે આમા પ્રજા કાયદો પોતાના હાથમા લેતી હતી એ ખરુ, પણ પ્રજાને રાજપદ હાથમા લેવુ ન હતુ પ્રજા પ્રજા જ રહેવા માગતી હતી આવી રીતે રાજાને કાબૂમા રાખવા માટે પ્રજામા સામાજિક સગઠન અને અખડ જાગૃતિ જોઈએ છે આ બે વસ્તુઓ હોય તો જબરદસ્ત સલ્તનતને પણ પ્રજામત આગળ નમવુ જ પડે આ બધી વસ્તુને ગાધીજીએ નવુ રૂપ આપ્યુ અને પ્રજાશક્તિને ફરી જાગ્રત કરી

ગાધીજીના જીવનમા એક વસ્તુ આપણે જોઈએ છીએ કે દરેક મહત્ત્વની બાહ્ય પ્રવૃત્તિનો એમના આન્તરજીવન પર પડઘો પડે છે દક્ષિણ આફ્રિકાના યુદ્ધોમા સારવારની ટુકડીઓ ગાધીજીએ ગોઠવી તે વખતે જ તેમણે જોયુ કે જાહેરજીવન માટે બ્રહ્મચર્ય આવશ્યક છે જેને જાહેરની સેવા કરવી છે તેના જીવનમા સયમ અને સ્વાર્થત્યાગ હોવા જોઈએ

હિંદુસ્તાનનો અઘરામા અઘરો સવાલ હિંદુ-મુસ્લિમ એકતાનો છે એ સવાલ ગાધીજીએ દક્ષિણ આફ્રિકામા જ હાથમા લીધો સત્યાગ્રહીની દૃષ્ટિએ એમણે તરત જોયુ કે હિંદુસ્તાનની પ્રજાએ જીવવુ હોય અને પ્રજાધર્મનુ પાલન કરવુ હોય તો હિંદુ-મુસ્લિમ સગઠન અત્યત આવશ્યક છે પરસ્પર સહવાસ અને પરસ્પર વિશ્વાસથી એ થઈ શકે ગાધીજીના જીવનમા આપણે જોઈએ છીએ કે દક્ષિણ આફ્રિકાથી જ એમણે મુસલમાન, પારસી, ખ્રિસ્તીઓ સાથે દોસ્તી બાધવાનુ શરૂ કર્યું હતુ આ કઈ રાજદ્વારી પગલુ ન હતુ આ તો ગાધીજીનો સ્વભાવધર્મ જ છે અને હિંદુ ધર્મની પણ એ આજ્ઞા છે— मित्रस्य चक्षुषा सर्वाणि भूतानि समीक्षन्ताम्। બધા ધર્મો સમાન છે એ વસ્તુનો સાક્ષાત્કાર પણ એમણે દક્ષિણ આફ્રિકામા જ કર્યો

આમ ધીમે ધીમે સત્યાગ્રહમાથી આશ્રમજીવન ઘડાયુ એમના જર્મન મિત્ર, ભાઈ કેલનબૅકે એમને માટે ટૉલ્સ્ટૉય ફાર્મ કરીને એક સસ્થા ખોલી ગાધીજીએ પોતે ‘ફિનિક્સ’મા એક વસાહત સ્થાપી આ બન્ને સસ્થાની મૂળ કલ્પના તો એમને ટૉલ્સ્ટૉય અને રસ્કિનના લખાણોમાથી મળી છે એ તો ખરુ, પણ બન્ને પ્રયોગ પાછળની ભાવના તો ગાધીજીની પોતાની હતી ભારતસેવક ગોખલેએ કહ્યુ હતુ તેમ આ પ્રયોગમા હિંદુસ્તાનના આદર્શ જીવનની ભરતી દેખાઈ આવે છે આ બે સસ્થામાથી સત્યાગ્રહાશ્રમનો પ્રસવ છે સાબરમતીને કાઠે આજે જે આશ્રમ બિરાજે છે તેમાના દરેક નિયમ અને દરેક પ્રથા પાછળ આધ્યાત્મિક જીવનના પ્રયાસનો ઈતિહાસ સમાયેલો છે

દક્ષિણ આફ્રિકાના પ્રયોગાલયમા ઘડાઈને પોતાના જીવનકાર્યને માટે ગાધીજી હિંદુસ્તાનમા આવ્યા પાછા ફરીને હિંદુસ્તાનમા પગ મૂકે તે પહેલા જ એમણે બ્રિટિશ સામ્રાજ્યને એની કટોકટીની પળે મદદ આપી પણ એ સારવારની ટુકડીના રૂપમા જ. ખેડા જિલ્લામા સૈન્યભરતી માટે એમણે જે પ્રયાસ કર્યા તેની પાછળનો હેતુ આપણે તપાસીએ તો એમનો સત્યાગ્રહ આપણે ઉત્તમ રીતે સમજી શકીએ અહિંસા અને વિશ્વબધુત્વમા માનનાર ગાધીજી બ્રિટિશ સલ્તનતને જગદ્‌વ્યાપી યુદ્ધ ચલાવવામા મદદગાર થવા તૈયાર થયા એ કેવુ આશ્ચર્ય! યુદ્ધમાત્ર પ્રત્યે ગાધીજીનો અણગમો જગજાહેર છે કોઈ પણ પ્રાણીને મારવુ એ ગાધીજીને પોતાને માટે તો અશક્ય હતુ પણ

એમણે જોયુ કે જ્યાં સુધી આપણે સામ્રાજ્યના છત્ર તળે રહીએ છીએ ત્યાં સુધી આપણે માટે યુદ્ધ ટાળવુ શક્ય જ નથી અપ્રત્યક્ષ રીતે આપણે મદદ કરીએ જ છીએ રાષ્ટ્ર તરીકે આપણો યુદ્ધ ઉપર વિશ્વાસ છે ત્યારે એ જ અપ્રત્યક્ષ મદદ સમજણપૂર્વક પ્રત્યક્ષરૂપે કેમ ન કરીએ ? રાષ્ટ્રના પ્રતિનિધિ તરીકે ગાધીજીએ યુદ્ધમા મદદ કરવાની હા પાડી ગાધીજીના આ પગલાથી ભારે ચર્ચા શરૂ થઈ આજે પણ કેટલાક લોકોને એમ જ લાગે છે કે ગાધીજીના વિશ્વબધુત્વ ઉપર એક ક્ષણને માટે એમની રાષ્ટ્રભક્તિએ વિજય મેળવ્યો અને ગાધીજી પાટેથી ઊતર્યા ગાધીજીનુ ત્યાર પછીનુ જીવન જોતા લાગે છે કે એમને માટે તો એમા ઊતરવાપણુ હતુ જ નહીં

હિદુસ્તાનમા આવી એક વરસ સુધી એમણે નિરીક્ષણ કર્યુ અને સિધ હૈદરાબાદમા પોતાનો ત્રિવિધ સદેશો હિદુસ્તાનને આપ્યો નિર્ભયતા, સ્વદેશી અને અહિસા—આ ત્રણ વસ્તુઓ હિદુસ્તાને કેળવ્યે જ છૂટકો

બૉમ્બવાળાઓની કાર્યપદ્ધતિથી દેશનુ વાતાવરણ કેટલુ હીન થઈ જાય છે એ એમણે જોયુ હતુ ક્રાતિકારી માણસ જાતે ગમે તેટલો સાહસિક હોય, એ જાતે સાવ નિર્ભય હોય, છતા એની ગુપ્ત હિલચાલને લીધે અને દ્રૂપ અને હિસાના વાતાવરણને લીધે પ્રજાની શક્તિ જરાય વધતી નથી

ચપારણમા ગાધીજીને સત્યાગ્રહનો સદેશો ભજવી બતાવવાનો અવસર પ્રાપ્ત થયો ત્યાના ગરીબ ખેડૂતોને માટે તો સત્યાગ્રહ જાણે આ યુગનો નવો અવતાર નીવડ્યો બિહારના એમના સાથીઓને જાહેર સેવા અને જાહેર હિલચાલ વિશેની પોતાની આખી કલ્પના ફેરવવી પડી ખેડાનો સત્યાગ્રહ એ એ જ વખતનો બીજો દાખલો આવા અનેક દાખલાઓથી ગાધીજીએ લોકોને ધીમે ધીમે પોતાના તરફ ખેચ્યા, અને નિરાશાની અણીએ પહોચેલા રાષ્ટ્રમા આશા રેડી રાષ્ટ્રે ધીમે ધીમે જોયુ કે અન્યાય અને દુ ખના પ્રતિકાર માટે હિસા કરવાની જરૂર નથી હિસાને ઠેકાણે પૂરેપૂરા અસરકારક એવો બીજો ઉપાય છે હજારો વરસ થયા માણસે હિસા પર વિશ્વાસ રાખ્યો છે પણ દુનિયાભરની આમપ્રજા તો લાબા વખત સુધી હિસા ન જ ચલાવી શકે

ખેડાનો સત્યાગ્રહ ચાલુ હતો એ જ અરસામા મહાયુદ્ધમા ભાગ લેવાનુ આવ્યુ યુદ્ધને પરિણામે મોટી મોટી આશાઓ બધાઈ યુદ્ધ પૂરુ થયુ

અને બધી આશાઓ સુકાઈ પ્રજાનો ભરમ ભાગ્યો. રૉલેટના નામથી પ્રસિદ્ધ થયેલા કાળા કાયદાઓને લીધે નિરાશાની ચીડ ખૂબ જ વધી પછી તો ઐતિહાસિક ઘટનાઓની પરંપરા ચાલી ૧૯૨૦મા અહિંસક અસહકાર જન્મ્યો એણે જ ૧૯૩૦મા કાયદાના સવિનયભંગનુ ઉગ્ર રૂપ ધારણ કર્યું, અને દાંડીની ઇતિહાસપ્રસિદ્ધ કૂચ દુનિયાએ જોઈ હજારો ને લાખો પ્રજાજનો અહિંસક રહી શકે છે ને ઉગ્ર હિલચાલ કરી શકે છે એ સિદ્ધ થયુ પ્રજાકીય અહિંસાનો એ મહાન વિજય છે એ વિષે હવે કોણ શંકા ઉઠાવી શકે? સત્યાગ્રહ તરફ આખી દુનિયાનુ ધ્યાન ખેંચાયુ છે મનુષ્ય-જાતિના ઇતિહાસને સત્યાગ્રહને લીધે નવુ વલણ મળવાનું છે એ આશા હવે સર્વત્ર બંધાઈ છે

## ૬

## હત્યાગ્રહ અને સત્યાગ્રહ

સ્વામી રામતીર્થે ક્યાક એક પુરાણા કિસ્સાનો ઉલ્લેખ કર્યો છે

બે ભાઈ કે મિત્રો બાદશાહ પાસે નોકરી માગવા ગયા બાદશાહે પૂછ્યું, 'તમે શુ શુ કરી શકો છો? કઈ યોગ્યતાને આધારે નોકરી ઇચ્છો છો?' બન્નેએ કહ્યુ, 'અમે શૂરવીર છીએ પ્રાણની પણ પરવા કર્યા વગર અમે લડી શકીએ છીએ' બાદશાહે કહ્યુ, 'તમારી આ યોગ્યતા સિદ્ધ કરી બતાવશો તો નોકરી મળશે'

સામે કોઈ શત્રુ તો હતો નહીં અને યોગ્યતા તો પુરવાર કરવી રહી શુ થાય? બન્નેએ શસ્ત્રો કાઢીને એકબીજા પર હુમલો કર્યો પ્રાણની પણ પરવા કર્યા વિના બન્ને લડ્યા અને બન્ને એકબીજાના પ્રહારથી નીચે ઢળી પડ્યા સ્વામી રામતીર્થ કહે છે કે બન્નેએ પોતાની વીરતાનુ સંપૂર્ણ અને અન્તિમ પ્રમાણ આપી દીધુ

વીરતાનુ પ્રમાણ તો એ હતુ જ પણ તે સાથે એક બીજી વાતનું પ્રમાણ પણ એમણે આપી દીધુ પણ એની આલોચના એમની પાછળ આપણે શા માટે કરીએ?

* * *

હિંસા જેવી નિર્વીર્ય ચીજ આ દુનિયામા બીજી એકે નથી હિંસાથી બીને ન તો કોઈ દુર્જને તેની દુર્જનતા છોડી છે કે ન તો કોઈ સજ્જને એની તેજસ્વિતા છોડી છે હિંસાનો ઉદ્દેશ લોકોને બિવડાવીને વિરુદ્ધ કામ કરતા અટકાવવાનો છે ખૂનીને ફાસીની સજા એટલા માટે આપવામા આવે છે કે જેથી તે ફરી ખૂન ન કરી શકે પણ એ ઉદ્દેશ ગૌણ છે મુખ્ય ઉદ્દેશ તો એ છે કે ખૂનીને થતી સજા જોઈને બીજા લોકો હત્યા કરતા ડરે પણ એવુ કદી બન્યુ છે ખરુ ?

માણસ કાઈ ટેવને લીધે હત્યા નથી કરતો, પણ એટલા માટે કરે છે કે કોઈ વ્યક્તિનુ જીવન એને માટે અસહ્ય થઈ પડે છે એણે એકની હત્યા કરી એટલે એ દરેકને મારતો જ ફરશે એમ માનવુ બરાબર નથી જે લોકો હત્યા કર્યા છતા પણ તેમની પ્રતિષ્ઠાને કારણે પકડાયા નથી હોતા તે લોકોએ વારવાર હત્યા કરી હોય એવો અનુભવ નથી

આપણે એ પણ જોઈએ છીએ કે ખૂનીને ફાસી આપો કે ન આપો તોપણ ખૂનની સખ્યા આખા દેશનો હિસાબ જોતા દર વર્ષે લગભગ સરખી જ રહે છે જે ખૂન કરવા માગે તે ફાસીની બીકથી કદી અટકતો નથી અને નીડર માણસ મોતની બીકને લીધે પોતાના કામમા પાછો પડતો નથી નીડર સજ્જન હોય કે દુર્જન, એને માટે હિંસા જરાયે બાધનકર્તા નથી હોતી ઍબિસીનિયા, પોલૅન્ડ અને ફિનલૅન્ડના લોકો જાણતા જ હતા કે જબરદસ્ત જાલિમનો વિરોધ કરવો એટલે જાતે મોત વહોરવુ અને એ જાણતા છતા તેઓ લડયા એમણે વિચાર્યું કે 'લડયા વગર મરવુ એ અપમાનજનક છે એટલે મારતા મારતા મરીશુ અને જો મરવાનું જ છે તો અમારુ મોત શત્રુને જેટલુ મોઘુ પડે તેટલુ સારુ શત્રુના જેટલા વધારે માણસો મારીને અમે મરીએ એટલુ સારુ અમે એટલું જ ઇચ્છીએ છીએ કે અમારા મોતની કિંમત શત્રુને વધારેમા વધારે ચૂકવવી પડે

*            *            *

એથી ઊલટુ ચેકોસ્લોવાકિયાના મુખ્ય પ્રધાને આધુનિક વૃત્તિ દેખાડી છે જ્યા વિજયમા પણ આત્મરક્ષાને અવકાશ નથી ત્યા બન્ને દળોના મનુષ્યોનો સહાર કરાવવાથી શો ફાયદો ? જેવી રીતે સશસ્ત્ર ડાકુઓને જોઈને મુસાફર પોતાનુ ખીસુ ખાલી કરી આપે છે, ચારે બાજુ પોલીસથી ઘેરાઈ જવાથી જેમ ડાકુ તરત તાબે થઈ જાય છે, તેવી જ રીતે શત્રુની મરજીમાગણીમા આપણ

બળ પામી જઈને, જ્યા વિજયની સહેજ પણ આશા ન હોય ત્યાં શરણે જવુ જ સારુ, એમા જ માણસાઈ છે. એક પ્રધાને કહ્યુ, 'થૅંક ગૉડ વી સરૅંડર્ડ' (ઈશ્વરનો આભાર કે અમે શત્રુને તાબે થયા) પાનાની રમતમા જો હુકમના બધા પાનાં સામાવાળા પાસે ચાલી ગયા હોય તો પછી રમવામા મજા શી? શુ હાર કબૂલીને ફરી રમવુ વધારે સારુ નહીં?

* * *

જર્મન જહાજ 'ગ્રેફ સ્પી'ના કપ્તાને જ્યારે જોયુ કે પોતે એકલા છે અને આસપાસ બહુ મોટી સખ્યામા શત્રુના જહાજો છે ત્યારે તેની સામે ત્રણ રસ્તા હતા એક, આત્મ-સમર્પણ કરવાનો; બીજો, લડતા લડતા ડૂબી જવાનો અથવા પકડાઈ જવાનો, અને ત્રીજો, કે જે તે જહાજના કપ્તાને લીધો, જેને જાપાનમા 'હરિ-કેરી' કહે છે આત્મ-સમર્પણનો રસ્તો બહુ જૂનો છે લડતા લડતા મરી જવાનો રસ્તો ઝાસીની રાણી લક્ષ્મીબાઈએ બતાવ્યો હતો. લડ્યા વિના આત્મનાશ કરીને શત્રુના હાથમાથી બચી જવાના રસ્તાનો અમલ સીઝરના મિત્ર બ્રૂટસે કર્યો હતો રજપૂત રાણીઓ પણ એવી જ રીતે જૌહર કરતી હતી.

* * *

જ્યારે બાદશાહ નીરોએ પોતાના મહાન મત્રી દાર્શનિક સીનેકાને દેહાતદડની સજા કરી ત્યારે તેને પકડીને જલ્લાદને નહોતો સોપ્યો એવુ કલાશૂન્ય કામ એ શું કરવા કરે? એણે સીનેકાને કહેવડાવ્યું કે, 'તમને દેહાતદડની સજા થઈ છે તમને ઉચિત લાગે તે રીતે પ્રાણત્યાગ કરી દો.' તે વૃદ્ધે પોતાને હાથે પોતાની નસો કાપી નાખી તોપણ શરીરમા લોહી ઓછુ હોવાને કારણે તે સારી રીતે વહી ગયું નહીં તેથી તે જઈને ગરમ પાણીમાં બેઠો અને એ રીતે એણે દેહત્યાગ કર્યો

* * *

સત્યાગ્રહી મફતનુ મરણ નથી ઇચ્છતો જરૂર પડચે તે મૃત્યુદડ જરૂર સ્વીકારે છે પરતુ શત્રુની સાથે લડીને, તેને મારવાનો પ્રયત્ન કરીને, તેને આત્મ-સમર્થન કરવાની તક નથી આપતો શત્રુની અદર વીરતાનો સચાર પણ થવા દેતો નથી સત્યાગ્રહી સશસ્ત્ર પ્રતિકાર કર્યા વગર અને હાર પણ માન્યા વગર વિરોધ કરતો રહે છે જેથી શત્રુને કા તો પોતાની દુષ્ટતા

છોડવી પડે છે, અને નહીં તો દુનિયાની સામે અને પોતાના અંતરાત્માની સામે પોતાને હત્યારો જલ્લાદ સાબિત કરવો પડે છે માણસ ગમે તેટલો ખરાબ કેમ ન હોય પણ લાબા સમય સુધી આવી પરિસ્થિતિ બરદાસ્ત નથી કરી શકતો

"થેંક ગૉડ વી સરેંડર્ડ" "ઈશ્વરનો આભાર કે એણે અમને આત્મ-સમર્પણ કરવાની સદ્‌બુદ્ધિ અને હિંમત આપ્યા" એમ કહેવાનો અવસર સત્યાગ્રહીને આવતો નથી

* * *

પોલૅન્ડના લાખો લોકો મરી ગયા હશે જર્મનીના પણ એથી ઓછા નહીં મર્યા હોય પોલૅન્ડની વીરતા સિદ્ધ થઈ ચૂકી, પણ જર્મનીની ક્રૂરતા ઓછી જાહેર ન થઈ જો પોલૅન્ડે સત્યાગ્રહ કર્યો હોત તો પોલૅન્ડને આજે થયુ છે એથી વધુ નુકસાન ન થાત પોલૅન્ડનુ સ્વાભિમાન આજથી કોઈ રીતે ઓછુ નહીં બલ્કે કઈક વધ્યુ હોત જર્મનીને આજે એમ કહેવાની તક મળી છે કે 'પોતાનું કીમતી અને ગરમ લોહી વહેવડાવીને પોતે પોલૅન્ડ પર વિજય મેળવ્યો' છે' તે ન મળત જર્મન લોકો પોલૅન્ડ પરના વિજયનુ અભિમાન કરવાને બદલે શરમથી માથુ નમાવત જર્મનીની અત્યાચાર-વૃત્તિ જે આજે સગઠિત થઈ છે તે સગઠન નબળુ થઈ જાત અને પોલૅન્ડે જર્મનીમા તેમ જ આખી દુનિયામા કઈ નહીં તો ધર્મબુદ્ધિનુ બીજ વાવ્યુ હોત

* * *

રોમન ઇતિહાસના આરભની વાત છે જ્યારે રોમ લડતા લડતા હારી ગયુ ત્યારે બધા નગરપાલકો રાજ્યસભામા ગભીર થઈને સ્થિર બેસી ગયા હતા શત્રુની સેનાએ અદર જઈને આ જોયુ અને તે ચકિત થઈ ગઈ આ જીવતા માનવી છે કે પથ્થરની મૂર્તિઓ એ જાણવા માટે એક સૈનિકે એક નગરપિતાની દાઢીને સ્પર્શ કર્યો તે વૃદ્ધ સત્યાગ્રહ તો જાણતો નહોતો એણે ક્રોધે ભરાઈને તે સૈનિક પર પ્રહાર કર્યો પછી શુ થાય? શત્રુના સૈનિકોએ તે તમામ વૃદ્ધોને ત્યા ને ત્યા ઢગલો કરી દીધા

જો તેઓ સત્યાગ્રહનુ તત્ત્વ જાણતા હોત તો કતલમાથી બચી જાત એમ કહેવુ તો કઠણ છે, પણ જાણી જોઈને સત્યાગ્રહની વૃત્તિ ધારણ કરીને

.ઓ કતલ થયા હોત તો તેમના બલિદાનની અસર કંઈ જુદી જ

* * *

શત્રુ હિમ્મત હારી જાય, એની શક્તિ નાશ પામે અથવા તે નિરાશ . યુદ્ધ છોડી દે' એ જ યુદ્ધ કરવાનો ઉદ્દેશ હોય છે. સત્યાગ્રહનો ઉદ્દેશ ભિન્ન છે સત્યાગ્રહી ઇચ્છે છે કે શત્રુ પોતાના કાર્યમા નિષ્ફળ એટલુ જ નહીં પણ પોતાના કાર્યથી વિરક્ત પણ થઈ જાય શત્રુનુ જો ક્રૂરનુ ક્રૂર રહે તો આપણે એના પર વિજય શો મેળવ્યો? જો શત્રુ ઈ ગયો હશે તો તે અતરમા બળ્યા કરશે ' जय वेर पसवति दुक्ख सेते જિતો ।— જેનો પરાજય થયો છે એને રાતે ઊંઘ નથી આવતી, એના ા વૈરભાવ વધતો જ જાય છે ' આમ શત્રુને હરાવીને તેનો તેજોવધ ાથી દુનિયામા હિંસા વધે છે અને જો આપણે હારી ગયા તો આપણી એ જ દશા થાય છે સત્યાગ્રહી પોતે નિર્ભય થઈને બીજાને અભયદાન ં છે જેથી લોભી પોતાના લોભની શરમ અનુભવે છે, અને ક્રોધીનો શમી જાય છે સત્યાગ્રહીની વીરતા પ્રત્યે આખી દુનિયાના હૃદયમા ર પેદા થાય છે અને દુનિયામા માણસાઈ અને મિત્રતા વધે છે

* * *

આજકાલ નાના નાના રાષ્ટ્રોનુ અને શસ્ત્રહીન રાષ્ટ્રોનુ લડવુ વ્યર્થ છે નુ શાસ્ત્ર અને પ્રાણ લેવાના સાધનો એટલા વધ્યા છે કે નાનાઓને માટે, ળાઓને માટે અને તૈયારી વગરનાઓને માટે યુદ્ધનો માર્ગ રહેતો જ . એમને તો ગમે તે દિવસે કોઈ ને કોઈ બળવાનના પેટમા જઈ બેસ્યા ા છૂટકો નથી જે લોકોને યુદ્ધનો રસ્તો જ પસંદ છે અને જેઓ ચહથિયારી' યોદ્ધાઓની જેમ નખશિખ સુસજ્જિત છે તેઓ એકબીજા ં લડતા રહેશે અને એકબીજાનો નાશ કરતા રહેશે યુદ્ધજ્વર, ડર, ., લોભ, ઈર્ષા આ બધા ભૂતડા છે જેના પર તે સવાર થાય છે એનો ાનાશ કર્યા વિના તે જપતા નથી એ ભૂતડાંઓથી બચવાનો એક જ ર્ગ છે અને તે છે સત્યાગ્રહ

સત્યાગ્રહને પોતાની અસર પાડવાને માટે જે કિંમત આપવી પડે છે તેનાથી તે પાછો પડતો નથી જો હિંસા નિર્વીર્ય અને અફળ છે તો સત્યાગ્રહ રામબાણ, અમોઘ અને વિશ્વવિજયી છે એમા કોઈનો પરાજય નથી સત્યાગ્રહના વિશ્વવિજયમા આખા વિશ્વને પરાજિત કરીને કોઈ એકની જીત થવાની વાત નથી એમા તો આખુ વિશ્વ જ વિજયી થઈને રહે છે

જાન્યુઆરી, ૧૯૪૦

## ૭

# નિઃશસ્ત્ર પ્રતિકાર વિ૦ સત્યાગ્રહ

જ્યારે ગાધીજીએ દક્ષિણ આફ્રિકામા પોતાની કાર્યસિદ્ધિ માટે કાયદો તોડવાનુ શરૂ કર્યું ત્યારે દુનિયા નિ શસ્ત્ર પ્રતિકારથી જ વાકેફ હતી જ્યારે પ્રતિપક્ષી પાસે યુદ્ધનો સપૂર્ણ સામાન તૈયાર હોય છે અને તેની શક્તિ પણ આપણી ,શક્તિ કરતા ખૂબ વધારે હોય છે ત્યારે સશસ્ત્ર વિરોધનો કઈ અર્થ રહેતો નથી, સશસ્ત્ર વિરોધ કરવાની સાથે જ દુશ્મન આપણી શક્તિને કચડી નાખે છે દુશ્મનના આ હુમલાથી બચવા માટે નિ શસ્ત્ર પ્રતિકારની રીત લોકોએ શોધી કાઢી અને તેનો પ્રયોગ પણ કર્યો ઈગ્લડમા મતાધિકાર પ્રાપ્ત કરવા માટે ત્યાની સ્ત્રીઓએ નિ શસ્ત્ર પ્રતિકાર વડે પુરુષોને અને રાજ્યસત્તાને હેરાન કરી મૂકયા એ લડતમા શસ્ત્ર લઈ પ્રતિપક્ષીને મારવા અને ઘાયલ કરવાની વાત છોડી બીજા બધા તોફાન હલાલ ગણાતા જનતા અને સરકારનુ ધ્યાન પોતા પ્રત્યે દોરવા માટે ઈગ્લડની મતાધિકાર માગતી સ્ત્રીઓ પોસ્ટની ટપાલ નાખવાની પેટીઓના મોમા તેજાબ રેડતા પણ ન ચૂકી

મિલમજૂરો અને મિલમાલિકો વચ્ચે જ્યારે ઝઘડો થાય છે ત્યારે મિલ-મજૂરો સમજે છે કે તેમનાથી સશસ્ત્ર પ્રતિકાર થઈ જ ન શકે સશસ્ત્ર વિરોધ થતા જ લશ્કર બોલાવવામાં આવે છે, લશ્કરી કાયદો જાહેર કરવામા આવે છે, મજૂરોના આગેવાનોને દેશનિકાલ કરવામા આવે છે અથવા એમને સખતમા સખત સજા કરવામા આવે છે એવુ તો દમન કરવામા આવે

છે કે ફરી વર્ષો સુધી મજૂરો પ્રતિકારનુ નામ જ લઈ શકતા નથી આ બધુ વિચારી નિ શસ્ત્ર પ્રતિકારનો ઉપાય શોધવામા આવ્યો

પણ આમા પ્રતિપક્ષીને દબાવવો, તેને હેરાન કરવો, બની શકે તેટલુ તેને નુકસાન પહોચાડવુ, તેના દુશ્મન જોડે સુલેહ કરવી અને બન્નેએ મળી તેને હરાવવો, ગમે તે પ્રકારે પોતાના પ્રતિપક્ષીને પરાસ્ત કરવો વગેરે બધી વાતો યોગ્ય ગણાય છે

ગાધીજીને આ દુર્નીતિ પસદ ન હતી તેઓ પોતાની આર્યતા અને સર્વહિતની કલ્યાણકામનાનો ત્યાગ કર્યા વિના જ લડવા માગતા હતા તેથી તેમને વારવાર પોતાના પક્ષને તેમ જ વિરોધીઓને કહેવુ પડતુ કે પોતાની કાર્ય-પદ્ધતિ ઓર જ છે, પોતાનો ઉદ્દેશ કઈ બીજો જ છે, સત્યાગ્રહની ફિલસૂફી જ જુદી છે આ નવી દૃષ્ટિ માટે તેમને એક નવા અને સમર્થ શબ્દની જરૂર પડી. જાહેર નિમત્રાણ કરીને તેમણે એક આવા શબ્દની માગણી કરી આ માટે તેમણે એક હરીફાઈ પણ જાહેર કરી સ્વ મગનલાલભાઈએ આ હરીફાઈમા જીત મેળવી નવો શબ્દ આપ્યો—સદાગ્રહ તેમા થોડોક ફેરફાર કરી ગાધીજીએ તેને 'સત્યાગ્રહ' નામ આપ્યું થૅારોએ જેને 'સિવિલ ડિસઓબીડિયન્સ' (સવિનયભગ) નામ આપ્યુ તેને માટે જ મગનલાલભાઈએ સદાગ્રહ શબ્દ સૂચવ્યો વિનયનો અર્થ છે ચારિત્ર્ય ઉચ્ચ ચારિત્ર્યનો ત્યાગ ન કરવા છતા જે વિજય પ્રાપ્ત થાય છે અથવા જે વિજય વડે ઉચ્ચ ચારિત્ર્યનો પ્રભાવ ઉત્કટ રૂપે પ્રતિપક્ષી પર પડે છે તેનુ જ નામ 'સત્યાગ્રહ' સત્યાગ્રહ વડે આપણે પ્રતિપક્ષીને બતાવી આપીએ છીએ કે જે માણસ સત્ય પર આરૂઢ છે અને દુનિયાદારીની વાતોથી નિર્લિપ્ત છે તેને હરાવવો, કચડી નાખવો, એ કોઈ પણ મહાન બળશાળી સમ્રાટ માટે પણ સહેલુ નથી દરેક માણસમા ક્યાક ને ક્યાક આત્મશક્તિ છુપાયેલી પડી જ હોય છે જ્યારે સત્યાગ્રહીની આત્મકલેશજનિત બહાદુરીથી—સહનશક્તિની વીરતાથી —દમન કરનાર પરાસ્ત થઈ જાય છે, તેની હીનતા નિર્વીર્ય બને છે ત્યારે તે વિચારે છે કે આ આત્મશક્તિ શી વસ્તુ છે? આ માણસ શા માટે પોતાનુ બધુ હોમવા તૈયાર થયો છે? અને શા કારણે મારુ તેની આગળ કશુ ચાલતુ નથી? જ્યારે ઉચ્ચ ચારિત્ર્યની આગળ ક્ષુદ્ર સ્વાર્થ અને હીન વૃત્તિઓ હારી જાય છે ત્યારે ત્યા આર્યતા, સાધુતા અને ન્યાયબુદ્ધિનો ઉદય થાય

છે જ. સત્યાગ્રહી પોતાના આર્યત્વથી પહેલા પ્રતિપક્ષીને હરાવે છે, પછી કિંકર્તવ્યમૂઢ બનાવે છે અને અતે પોતાના તેજથી તેને અમુક અંશે સદાચાર-પરાયણ બનાવે છે.

કોઈ એક બાદશાહે કહ્યુ હતુ કે જો હુ કોઈની જોડે વ્યવહાર કે સબધ રાખુ અને છતા તે માણસ દીન અને દરિદ્રી રહે તો તેમા મારી સાહેબી શાની? આ રીતે સત્યાગ્રહી પણ કહે છે કે હુ કોઈની જોડે સઘર્ષમા આવુ છતા પણ તે માણસમા હીનતા અને અનાર્ય વૃત્તિ કાયમ રહે અથવ વધે તો સત્ય અને પ્રેમની કિમત શી રહી?

મેં જેનો વિરોધ કર્યો તે અતે જ્યારે સત્યાગ્રહીનો યોગ્ય પ્રતિપક્ષી બને—મારે માટે શોભાસ્પદ વિરોધી બને—ત્યારે જ મારા વિરોધની કઈક અસર થઈ કહેવાય જો હુ કલ્યાણકારી હુ તો મારા વિરોધથી મારા પ્રતિપક્ષીમા આર્યવૃત્તિનો ઉદય થવો જ જોઈએ શ્રી ભગવાને અવતાર લઈ જે જે દૈત્યોનો વિરોધ કર્યો તે બધાઓનો અતે ઉદ્ધાર જ થયો તેથી જ્ઞાની ભક્તે કહ્યુ . क्रोधोऽपि देवस्य वरेण तुल्य । ભગવાનના ક્રોધનો અસર વરદાનની જેમ કલ્યાણપ્રદ હોય છે સત્યાગ્રહનુ પણ આવુ જ છે કોઈને પરાસ્ત કરવો એ બિલકુલ ગૌણ વસ્તુ છે તેની હીનતાનો નાશ કરી તેનો ઉદ્ધાર કરવો એ જ મનુષ્યોચિત મહત્ત્વાકાક્ષા હોઈ શકે છે

નિ શસ્ત્ર પ્રતિકારની સામે આવો ઊચો આદર્શ નથી સશસ્ત્ર પ્રતિકાર કરી નથી શકતા એ જોઈ લાચારીથી, દ્વેષથી, બળતા હૃદયે, કાતર બુદ્ધિથી, પ્રતિપક્ષીને જેમ બને તેમ નુકસાન પહોચાડવુ એમા ચારિત્ર્યનો ક્યાયે વિકાસ નથી બન્ને પક્ષોનો ઉત્તમ વિકાસ એ જ સત્યાગ્રહને અભીષ્ટ છે જેણે સત્યાગ્રહ ધર્મનો સ્વીકાર કર્યો તેની પરમ મગલકારી વીરતા સહુને માટે આશીર્વાદ સ્વરૂપ છે કેમ કે તેમા કોઈનુ પણ અધ પતન વિચારાતુ જ નથી સત્યાગ્રહમા તો બધાનો ઉદય સાધવામા આવે છે નિ શસ્ત્ર પ્રતિકારમા પોતાનુ ચારિત્ર્ય ગુમાવી દુશ્મનને ક્ષીણસત્ત્વ, ક્ષીણચારિત્ર્ય અને ક્ષીણતેજ બનાવવામા આવે છે સત્યાગ્રહને પરિણામે સાર્વત્રિક સર્વોદય જ નિષ્પન્ન થઈ શકે છે

ફેબ્રુઆરી, ૧૯૩૯

# ૮

# હૃદયપરિવર્તન

શસ્ત્રયુદ્ધમા આર્યવૃત્તિવાળા લોકોને પણ સામા પક્ષની નીચી કક્ષાએ ઊતરવુ પડે છે પહેલા રાત્રે યુદ્ધ કરવાનો નિષેધ હતો સૂર્યાસ્ત થતાની સાથે યુદ્ધ બધ કરવામા આવતુ બીજે દિવસે સૂર્યોદય થાય ત્યા સુધી બને પક્ષના લોકો સાથે બેસીને ભોજન કરતા ને વાર્તાલાપ કરતા પણ કૌરવોએ યુદ્ધમા નિરાશ થતા રાત્રિયુદ્ધ શરૂ કર્યું અને તેના જવાબમા પાડવોને પણ રાત્રે યુદ્ધ કરવુ પડ્યુ

પ્રાચીન કાળમા પહેલા તો માયાયુદ્ધ અથવા કૂટયુદ્ધ, વિષપ્રયોગ વગેરેની મનાઈ હતી આગળ જતા એક પક્ષે માયા એટલે દગાબાજી શરૂ કરી બીજા પક્ષને પણ તરત તેનુ અનુકરણ કરવુ પડ્યુ. તે જમાનાનો અનુભવ નીચેના શ્લોકમા સઘરાયેલો છે

व्रजन्ति ते मूढधिय पराभवम् ।
भवन्ति मायाविषु ये न मायिन ।।

‘દગાખોર લોકો પ્રત્યે ભલાઈ કરનાર બેવકૂફ લોકોનો પરાજય થાય છે’ આ અનુભવ થવા માડ્યો એટલે ભલા માણસો પણ પોતાની શ્રદ્ધા ખોઈ બેઠા અને તેમણે પોતાના વર્તન માટે એક સૂત્ર નક્કી કર્યું ‘शठे शाठ्य समाचरेत् ।’ તેઓ ભૂલી ગયા કે એમ કરવાથી શઠને તો વખતે સીધો કરી શકાય પણ ‘શાઠ્ય’મા તો વધારો જ થાય છે અર્થાત્ એક શઠને સીધો કરવા જતા તેઓ પોતે તેના શિષ્ય કે અનુયાયી બને છે એટલુ જ નહીં, પોતે ‘સવાઈ શઠ’ બનીને ‘શઠ’નો તેના પોતાના ક્ષેત્રમા પરાજય કરવા ઈચ્છે છે

આવા છળકપટના યુદ્ધમા હૃદયપરિવર્તન તો થાય છે પણ કોનુ? શઠનુ નહીં, જે સજ્જન પહેલા શાઠ્યથી દૂર ભાગતો તેનુ હૃદયપરિવર્તન થાય છે અને તે શઠતા કરવા તૈયાર થાય છે અને તેમા પારગત થઈને તે શઠોનો પણ ગુરુ બની જાય છે પછી તેનો વિજય થાય છે તેમા આશ્ચર્ય શુ?

બે કાછિયણો જ્યારે ગાલિ-યુદ્ધે ચડે છે ત્યારે જેની પાસે ગાળોનો ભંડાર મોટો હોય અને જેની જીભ વધારે વેગથી ચાલતી હોય તેનો જ વિજય થાય છે આવી કાછિયણ લડતા લડતા સૌની ગુરુ બની જાય છે ગાલિયુદ્ધ એ એક પ્રકારની હીનતાના ક્ષેત્રમા હરીફાઈ છે, જેને અગ્રેજીમા अे कॉम्पिटिशन अिन मीननेस ॲन्ड ब्रुटेलिटी (હલકટપણુ અને પાશવતાની હરીફાઈ) કહી શકાય

આજે હિટલરનો વિરોધ કરતા કરતા અગ્રેજ લોકો હિટલરના અનુયાયી બનતા જાય છે હિટલર લડનનો નાશ કરે તો બર્લિનનો નાશ કરવો જ જોઈએ જર્મની જ્યારે કોઈ હીન કર્મ વારવાર કરે છે ત્યારે ઇગ્લડના લોકો ચિડાઈને કહે છે કે આજ સુધી તો અમે સહન કર્યું પણ હવે વેર લેવામા જરાય કચાશ રાખવાના નથી

બર્લિન પર બૉમ્બ પડવા લાગ્યા ત્યારે હિટલરે પણ કહ્યુ કે આજ સુધી મેં આ જગલીપણુ સહન કર્યું હવે નહીં કરુ ઇગ્લડના આ જગલીપણાના ફળ લડનને ચાખવા પડશે હિટલર અને ચર્ચિલ બને પોતાને સજ્જનતાના હિમાયતી માને છે, પણ બને પાશવતા અને જગલીપણાના અખાડામા ઊતર્યા છે બને કહે છે કે શત્રુ પર વિજય મેળવતા સુધી જ આમ નિર્દયપણે વર્તવુ પડશે યુદ્ધમા વિજય મેળવ્યા પછી અમે બતાવી આપીશુ કે અમે પહેલા હતા તેવા જ સજ્જન છીએ બને પક્ષોને, બને જાતિઓને ખબર નથી કે તેમનુ હૃદયપરિવર્તન થઈ રહ્યુ છે દરેક મહાયુદ્ધ પછી દેશમા ગુનાઓનુ પ્રમાણ વધી જાય છે, લોકોના મનમા જીવન પ્રત્યે અનાદર પેદા થાય છે શાતિનુ જીવન લોકોને લુખ્ખુ લાગવા માડે છે, જુગાર અને ભોગવિલાસ વધી જાય છે, અને પરસ્પરનો વિશ્વાસ ઘટી જાય છે આ બધુ હૃદય-પરિવર્તન જ છે ને? ભલે પછી તે અધોગતિની દિશામા હોય દરેક શસ્ત્ર-યુદ્ધમા આપણે પ્રતિપક્ષીને પશુતાની અને પશુ કરતાયે બદતર નીચતાની દીક્ષા આપીએ છીએ

સત્યાગ્રહ યુદ્ધની અસર આથી બિલકુલ ઊલટી છે એક પક્ષ પોતાની સજ્જનતા જરાયે છોડવા નથી માગતો ઊલટુ, પરિસ્થિતિ જેમ જેમ મુશ્કેલ બનતી જાય છે તેમ તેમ સત્યાગ્રહી પોતાની સાત્ત્વિકતા,

પોતાની તેજસ્વિતા અને સસ્કારિતા વધારતો જ જાય છે અને એમ કરતા કરતા શત્રુને પણ સસ્કારિતા તરફ આવવા આમત્રે છે શત્રુને એ ગમતુ નથી, એ ચિડાય છે પણ અતે તે જુએ છે કે, નીચતાથી તો તેની શક્તિ ક્ષીણ થતી જાય છે તેની નીચતાનો જવાબ જે સવાઈ નીચતાથી મળવો જોઈએ તે નથી મળતો એટલે તે ગભરાઈ જાય છે, આશ્ચર્યચકિત થઈ જાય છે એને લાગે છે કે હવે તેનુ સ્થાન ક્યાય નથી રહ્યુ, તેના પગ નીચેની જમીન સરતી જાય છે અને તે ઊડો ઊતરતો જાય છે છેવટે વિચાર કરી કરીને તે એવા નિર્ણય પર આવે છે કે, 'સજ્જનતાની આ હરીફાઈમા હુ હારી જાઉં એ કામનુ નહીં દુનિયા આગળ મારી પ્રતિષ્ઠા તો જવા જ માડી છે, પણ હુ પોતેય મારી જાતને ધિક્કારવા લાગ્યો છુ' આ બધુ જોઈને એની આખો ઊઘડી જાય છે અને તેને સજ્જનતા ને સસ્કારિતા ગમવા માડે છે ધીમે ધીમે તેને આ ગુણો અપનાવેવા પડે છે નવી ચીજ હોવાથી અને લાચારીથી સ્વીકારેલી હોવાથી મોકો મળતા જ તે છોડી દે છે પણ જો તેને સત્યાગ્રહીઓ સાથે જ હમેશ પાના પડે તો વારવાર હાર ખાઈને અને વારવાર સજ્જનતા ગ્રહણ કરીને આખરે તે સજ્જન બનવા માડે છે. તેનુ ઊર્ધ્વગામી હૃદયપરિવર્તન થાય છે

શસ્ત્રયુદ્ધ અને સત્યાગ્રહયુદ્ધ બનેમા હૃદયપરિવર્તન તો છે જ, પણ એના સ્વરૂપમા ભેદ છે એકની ગતિ કળિયુગ તરફ છે, બીજાની સત્યયુગ તરફ બસ આટલો જ ફરક છે

નવેમ્બર, ૧૯૪૦

૯

# અહિંસક પ્રતિકાર વિ૦ શરણવાદ

ઑક્ટોબરના સર્વોદયમા 'ત્રિવિધ હિંસાનુ નિવારણ'* વિશે મેં જે કઈ લખ્યુ છે તેમાથી નીચેના વાક્યો પર એક પ્રતિષ્ઠિત મિત્રની નજર પડી અને તેમણે એનુ સ્પષ્ટીકરણ માગ્યુ છે — 'દુનિયામા શોષણ ચાલુ છે ત્યા સુધી યુદ્ધ ન તો બધ થઈ શકે ન તો બધ થવુ જોઈએ લોહી બગડે ને તાવ ન આવે, એ કેમ કરીને બનતુ હશે?'

એ મિત્રનો પ્રશ્ન છે, લોહી બગડે તો તાવ આવવો અપરિહાર્ય છે, એ સમજી શકાય શોષણ ચાલુ છે ત્યા સુધી યુદ્ધ બધ ન થઈ શકે એ પણ સમજી શકાય, પણ તમે 'યુદ્ધ બધ થવુ પણ ન જોઈએ' એમ કહેશો એવી આશા અમે તમારી પાસે નહોતી રાખી ત્યારે ખાસ સજોગોમા યુદ્ધ થાય એ તમને ગમે છે?

અને જો 'જ્યા શોષણ છે ત્યા યુદ્ધ થવુ જોઈએ' એ સિદ્ધાત માન્ય રાખવામા આવે તો તમે ક્યા યુદ્ધને અયોગ્ય કહી શકશો?

કોઈ રાજાની કામવાસના તૃપ્ત કરવા માટે તેના લાખો સૈનિકો બીજા રાજાની કુવરીનુ અપહરણ કરવામા પોતાના પ્રાણ આપે એવી મૂર્ખાઈ-ભરેલી સ્થિતિ હવે તો દુનિયામા ક્યાય રહી નથી હવે તો જે યુદ્ધો થાય છે તે શોષણને પરિણામે જ થાય છે, એ આપણે જાણીએ છીએ પરતુ ઉપરનુ વાક્ય તો ખાસ ધ્યાન ખેંચવાના ઈરાદાથી જ લખવામા આવ્યુ હતુ ઘણા લોકો માની બેઠા છે કે જ્યા શોષણ છે ત્યા પણ આપણે શોષણનો અન્યાય સહન કરવાની સલાહ આપીએ છીએ આપણે વિશે એવો ભ્રમ ફેલાવવામા આવે છે કે ન્યાય કે અન્યાય ગમે તે થાય, હરેક સ્થિતિમા યુદ્ધ ટાળવાની સલાહ આપણે આપીએ છીએ કોઈકે તો આપણા પક્ષની નિંદા કરતા નીચેનુ ઉદાહરણ આપ્યુ હતુ "આ શાંતિવાદી પાડવોને કહેત કે 'ભલા માણસ, તમે દ્રૌપદીને કૌરવોના હાથમા સોપી દીધી હોત, તો એક વ્યક્તિને અન્યાય થાત, પણ અઢાર અક્ષૌહિણી સેનાનો સહાર તો ટળી જાત!!'"

---

* જુઓ આગળ ૧૪ મો લેખ, પૃ. ૬૨

અહિંસાવાદીની મજાક કરવી સહેલી છે, એમા સહીસલામતી તો છે જ પણ 'અહિંસાવાદી' 'શરણવાદી' નથી હોતા તેઓ કહે છે કે માણસ સામે બે રસ્તા છે—એક તો અન્યાય વેઠી લઈને સામા પક્ષને શરણે જવાનો, અને બીજો અન્યાય સામે લડવાનો! આમાથી પહેલા પક્ષના તો આપણે નથી જ

હા, આપણે કોઈ વાર અન્યાયનો પ્રતિકાર ક્રમે ક્રમે કરવાનુ રાખીને થોડો અન્યાય થોડા સમય સુધી વેઠી લેવાની વાત જરૂર કરીશુ જેમ કે આપણે હરિજનોને કહીએ છીએ કે, 'તમે તમારી આતરિક શક્તિ વધારો તમારી શારીરિક, આર્થિક, બૌદ્ધિક અને નૈતિક શક્તિ વધારો અને સગઠિત થાઓ એક તરફ અમે સવર્ણ હિંદુઓના દોષો જાહેર કરીને તે છોડી દેવા કહીશુ ત્યા સુધી તમારે સત્યાગ્રહનુ શસ્ત્ર હાથમા લેવુ ન જોઈએ' હરિજનોને સત્યાગ્રહનો અધિકાર નથી એમ નથી, અને એવુ પણ નથી કે અસ્પૃશ્યતા-નિવારણને માટે સત્યાગ્રહ યોગ્ય શસ્ત્ર નથી પરતુ હરિજનોએ હજી સુધી સત્યાગ્રહ કરવાની શકિતનો વિકાસ નથી કર્યો આજે તેમને સત્યાગ્રહ કરવા પ્રેરવા એ કા તો એમની મજાક કરવા જેવુ છે અથવા એમને નુકસાન કરવા બરાબર છે આથી આપણે એમને ધીરજ રાખવાનુ શીખવીએ છીએ, અકર્માણ્યતા નથી શીખવતા આપણે ઇચ્છીએ છીએ કે દરેક વ્યક્તિ અને સમાજે અન્યાયનો પ્રતિકાર કરવાની તૈયારી હમેશા રાખવી જોઈએ અને જ્યા અન્યાય થાય ત્યા પોતાની શક્તિને સગઠિત કરીને અને અનુકૂળ સમય જોઈને પૂરી તાકાતથી અન્યાયનો વિરોધ કરવો જ જોઈએ

હવે, અન્યાયનો પ્રતિકાર કરવાની, એટલે કે યુદ્ધની પણ બે રીત છે (૧) યુદ્ધ અને (૨) સત્યાગ્રહ યુદ્ધની રીત હીન, વધુ ખર્ચાળ અને ઓછી લાભદાયી છે બીજી રીત સત્યાગ્રહની તે અત્યત પરિણામકારક અને ઉભયને માટે કલ્યાણકારી છે આ રીતને આપણે સત્યાગ્રહી યુદ્ધ કહીએ છીએ આ સત્યાગ્રહ યુદ્ધની શોધ નહોતી થઈ ત્યા સુધી લોકો આગળ બે જ માર્ગ હતા· 'શરણે જવુ' એટલે ,કે 'આત્મહત્યા' કરવી, અથવા યુદ્ધ કરવુ એટલે કે 'પર-હત્યા' કરવી હવે જ્યારે સત્યાગ્રહનો પ્રશસનીય માર્ગ ખૂલ્યો છે ત્યારે વિરોધીઓ કોઈ કોઈ વાર પૂછે છે "ત્યારે શુ શ્રી રામચદ્રજી તથા શ્રી શિવાજી મહારાજે યુદ્ધ કર્યું તેથી તેઓ સૌ પાપી થઈ ગયા?" આપણે જવાબ આપીએ

છીએ કે તેમણે અન્યાયનો પ્રતિકાર કર્યો એ તો પુણ્યનુ કાર્ય જ કર્યું તેઓ સત્યાગ્રહની શોધ થઈ તે પહેલાના યુગના છે એમને આપણા આજના ગજથી ન માપીએ એમના સમયને ધ્યાનમા રાખીને આજે પણ એમને ટેકો આપી શકીએ કારણ આપણે ઈચ્છીએ છીએ કે કોઈ પણ અન્યાયનો કોઈ પણ સ્થિતિમા પ્રતિકાર થયા વગર ન રહેવો જોઈએ ! ! ગાધીજીએ હિંસાની મનાઈ કરી છે તેથી અમે દરેક ઠેકાણે ચુપચાપ અન્યાય સહન કરીએ છીએ અને ક્યાય તેનો વિરોધ નથી કરતા, એવુ કોઈ કહે અને તેમ કહીને પોતાની કાયરતા ઢાકવાનો પ્રયત્ન કરે તો તેને આપણે કહીશુ કે અન્યાય સહન કરીને પોતાના અને પ્રતિપક્ષીના આત્માને અપમાનિત કરવા કરતા લડી લેવુ એ જ સારુ છે

પરતુ શસ્ત્રયુદ્ધમા આપણી પોતાની અથવા શત્રુની શારીરિક શક્તિ ખૂટે ત્યા સુધી જ લડવુ યોગ્ય ગણાય વિજયની બિલકુલ આશા ન રહેવા છતા પણ મનષ્યે સહાર કરતા રહેવુ યુદ્ધશાસ્ત્રમા ઉચિત નથી મનાતુ વ્યક્તિગત દરેક જણ પોતાના શરીરમા પ્રાણ હોય ત્યા સુધી લડયે રાખે એ ઠીક છે પરતુ સેનાપતિ તેની આખી સેના કતલ ન થઈ જાય અથવા પકડાઈ ન જાય ત્યાં સુધી લડયા કરે એ યુદ્ધશાસ્ત્રને અને આજની માણસાઈને મજૂર નથી સત્યાગ્રહ યુદ્ધનુ વ્યાકરણ જુદુ છે તેમા શારીરિક બળ પર જરાયે આધાર નથી, આત્મબળ પર જ ઝૂઝવાનુ રહે છે સત્યાગ્રહમા મૃત્યુ થતા આત્મબળ નાશ પામતુ નથી; પણ તે વિમુક્ત થઈને વધારે જોરથી કામ કરવા માડે છે તેથી આ યુદ્ધમા સખ્યાનો વિચાર કર્યા વગર જ્યા સુધી આત્મબળ છે ત્યા સુધી લડતા જ રહેવાનુ છે

આવુ શ્રેષ્ઠ, અમોઘ અને સર્વાનુકૂલ શસ્ત્ર મળ્યા પછી જ આપણે શસ્ત્રયુદ્ધનો વિરોધ કરવા લાગ્યા આથી અમે વારવાર કહેતા રહીશુ કે જ્યા સુધી શોષણ છે ત્યા સુધી યુદ્ધ તો થવા જ જોઈએ. પણ જ્યા સત્યાગ્રહનો ઉદય થયો છે ત્યા શસ્ત્રયુદ્ધ અધર્મ્ય મનાવુ જોઈએ સારી દવા મળતી હોવા છતા કોઈ દાક્તર ખરાબ દવા આપે તો તેણે એ ધધો છોડવો જોઈશે અને હવે તો આપણે જોયુ કે યુદ્ધથી જેટલો લાભ થાય છે તેના કરતા બને પક્ષોનો અધ પાત ક્યાય વધારે થાય છે યુદ્ધથી યુદ્ધનો અત કદી આવતો નથી તેથી આપણે યુદ્ધના કટ્ટર વિરોધી બની ગયા છીએ

અને જ્યા બને પક્ષો લૂંટારા છે, બને પક્ષો શોષક છે, બનેનુ જીવન અન્યાય પર આધાર રાખે છે ત્યા તો બનેને શસ્ત્રયુદ્ધ જ સૂઝવાનુ એમને સત્યાગ્રહનો માર્ગ ગમશે જ નહીં. અન્યાયી પક્ષ જેમ પચનો ચુકાદો કબૂલ નથી કરતો એ જ રીતે જે રાષ્ટ્રોનુ જીવન જ અનીતિમય છે એટલે કે શોષણ કરનારુ છે તેમને સત્યાગ્રહનો માર્ગ પસદ પડતો જ નથી ગાધીજીએ હિટલરને પચ દ્વારા નિર્ણય કરાવવા સૂચવ્યુ અને બ્રિટિશોને સત્યાગ્રહનો માર્ગ લેવા સૂચવ્યુ એકે પક્ષે ગાધીજીની સલાહ ન માની એમા આશ્ચર્ય શુ?

૧૫-૧૦-'૪૦

નવેમ્બર, ૧૯૪૦

## ૧૦

# સાચી અહિંસા

જે લોકો કહે છે કે અહિંસાથી શુ થવાનુ છે, તેમને પૂછવાનુ મન થાય છે કે હિંસાથી પણ અત્યાર સુધી શુ થઈ શક્યુ છે? જેમને એમ લાગતુ હોય કે ચાર દહાડા લહેર કરીએ, પોતાની શક્તિથી મળતો ફાયદો ઉઠાવીએ, ગરીબ હોય તેને પજવીએ, પણ પોતાનાથી વધારે જબરો કોઈ મળે તો તેના ગુલામ થઈએ અથવા તેને હાથે મરી જઈએ, એનુ જ નામ જીવન, એવા લોકોની વાત જુદી પણ જેમને જીવનમા કઈ વિશેષ અર્થ જણાય છે, અને તેને કૃતાર્થ કરવાની જેમની ઇચ્છા છે એવા લોકો જોડે જ વિચારવિનિમય કરવામા અર્થ છે

હિંસાના ભયથી અત્યાર સુધી કોઈ પણ સજ્જન સારા કામો કરવામાથી હમેશને માટે નિવૃત્ત થયો નથી અથવા કોઈ દુર્જન પણ દુરાચારથી કાયમનો અટક્યો નથી દુનિયામા જ્યારે ફાસીની સજા ન હતી ત્યારે ગમે તે માણસ ગમે તેનુ ખૂન કરતો હતો, એવો પુરાવો મળતો નથી, અને તે સજા શરૂ થઈ એટલે ખૂન બધ થયા છે એવો પણ કઈ અનુભવ નથી ભરેલી બદૂકો હાથમા લઈ ચારેય બાજુ સિપાઈઓ ઊભા હોય તોપણ એકાદ સ્વામી શ્રદ્ધાનંદ હિંમતથી તેમની સામે ઊભા રહીને કહે જ છે કે 'ચલાઓ ગોલી!

મેં યહાસે નહીં હટૂંગા! મુઝે તુમ્હારા ક્યા ડર હૈ?' એકાદ ડાકુ પઠાણ તેના વૃષણને ચાપ લગાડીએ તોપણ પોતાના સાથીનુ નામ કહેતો નથી અને આત્યંતિક વેદના સહન કરી મરી જવાનુ જ પસદ કરે છે અમેરિકામા નીગ્રોનુ 'લિંચિંગ' કે પથ્થરમાર થાય છે તોપણ તેમના અત્યાચારો બધ થયા છે એવો પુરાવો નથી 'ઇન્કિવઝિશન' આગળ ઊભા રાખી થાભલા સાથે બાધી ધર્મપ્રચારકોને જીવતા બાળવામા આવ્યા તોપણ યુરોપમા ધર્મપથનો નાશ થયો નથી હિંસા જેટલી નિર્વીર્ય, નિ સાર અને નિષ્ફળ વસ્તુ દુનિયામા બીજી ભાગ્યે જ હોઈ શકે

પોલૅન્ડે યુદ્ધની આટલી બધી તૈયારી કરી હતી, પણ તે કેટલા દિવસ ચાલી? ઇંગ્લડ, ફ્રાન્સ, રશિયા, ઇટાલી, અમેરિકા જેવા શક્તિશાળી રાષ્ટ્રો જોતા હતા છતા તેના પર બળાત્કાર થયો અને કોઈ પણ રાષ્ટ્ર તેને જીવતુ રાખી શક્યું નહીં, એટલુ જ નહીં, પણ અનિચ્છા છતા પરિસ્થિતિ અપરિહાર્ય હતી તેથી રશિયાને પોલૅન્ડનો એક ભાગ ગળી જવો પડયો આખુ પોલૅન્ડ પચાવીને જર્મની પોતાની સરહદ આપણા દેશ સુધી લાવે તે કરતા આપણે જ પોતાની સરહદ વૉર્સો સુધી કેમ ન લઈ જઈએ એવુ નક્કી કરી રશિયાએ પોલૅન્ડ પરના અત્યાચારમા પોતાનો ભાગ પડાવ્યો આજે હિંસાથી વધારેમા વધારે જો કોઈ ડરતુ હોય તો તે જમીન, પાણી અને આકાશના ત્રિરગી દળોથી સજ્જ થયેલા રાષ્ટ્રો જ છે

એમ કહેવાય છે કે એક વાર બકરુ બ્રહ્મદેવ પાસે ફરિયાદ કરતુ ગયુ ને કહેવા લાગ્યુ, 'નિર્દોષ એવા મારુ બલિદાન લોકો આપે છે તમે મને ન્યાય આપો અને મારુ રક્ષણ કરો' બ્રહ્મદેવે દયાભાવે જવાબ આપ્યો, 'તુ પોતે એટલુ બધુ ગરીબ છે અને શાતિથી અન્યાય સહન કરવાથી ટેવ તને એટલી બધી પડી છે કે તને મદદ કરવાની ઇચ્છા જ કોઈને થવાની નથી એટલુ જ શુ, પણ તારુ માસલ શરીર જોઈને મને પણ એમ લાગવા લાગ્યુ છે, કે હુ તને ઓહિયા કરુ! તેથી મારુ જિહ્વાલૌલ્ય વધ્યુ નથી તે પહેલા તુ અહીંથી ભાગી જા, નહીં તો મારા ઉદરમા પહોંચીને જ તને શાતિ મળવાની"

હવે આ બકરાએ શુ કરવુ? નખ, દાત અને શીંગડા વધારીને પોતાનુ રક્ષણ કરવા માગે તો આ ત્રણેય શસ્ત્રોથી સજ્જ એવા જાનવરો પણ હમેશા

હણાતા દેખાય છે જો બકરુ જરૂરી કરતા વધારે માસ કે ઊન સંઘરવાનું બધ કરે અને પોતાનુ માસ લોકોને ભાવે એટલુ રુચિકર ન રાખે તો જ તેનુ રક્ષણ થવાનો સભવ છે જે જાનવરમાથી માસ કે ઊનનો લાભ ન મળે તેને નિષ્કારણ ન મારવા જેટલી ધર્મબુદ્ધિ લગભગ બધા શિકારીઓમા હોય છે જો એકાદ નાશકર્મી શિકારી નિષ્કામ વૃત્તિથી આવા પ્રાણીઓનો શિકાર કરવા લાગે તો બીજા શિકારીઓ તેનો ધિક્કાર કરે છે અને પોતાની ધર્મબુદ્ધિનુ દબાણ તેના પર નાખી તેને નિષ્કામ ક્રૂરતામાથી પરાવૃત્ત કરે છે બધા જ દેશોમા આમ થતુ જોવામા આવે છે.

અહિંસા, ક્ષમા, અપ્રતિકાર વગેરે શ્રેષ્ઠ સદ્‌ગુણોના નામની ઢાલ આગળ કરી બધા પામર લોકો પોતાનો નૈતિક બચાવ કરવાનો નિષ્ફળ પ્રયત્ન હમેશ કરતા આવ્યા છે તેથી દુનિયામા આ આર્યતત્ત્વો વિનાકારણ બદનામ થયા છે. જેમનામા અહિંસા, ક્ષમા અને અપ્રતિકારની ઉચ્ચ કોટી સુધી પહોચવાની શક્તિ નથી તેઓ આ તત્ત્વોને 'અશકચ' તરીકે ગણી કાઢે છે અને વ્યવહારમા તેમનો બહિષ્કાર કરવાનો પ્રયત્ન કરે છે આ પદ્ધતિ કેટલાક દિવસ સુધી ફતેહમદ થાય છે હરહમેશ તે ને તે જ વસ્તુઓ ફરી ફરીથી સાભળ્યા પછી પહેલા લોકોને લાગે છે કે બધા જ કહે છે તેથી આ બાજુ સાચી હોવી જોઈએ પણ માનવી સ્વભાવ જ એવો છે કે છેવટે તે વિચાર કરવા લાગે છે કે 'સાચુ શુ છે તે તો જોઈએ!' અહિંસા સાચે જ બાધાઈ છે કે શુ? સહિષ્ણુતા બીકણ રાસભવૃત્તિ કહેવાય? તેજસ્વી માણસને માટે અહિંસા અને સહિષ્ણુતાનો ઉત્કર્ષ બતાવવો શુ ખરેખર અશકચ છે?

એવી જિજ્ઞાસા અને કર્મ-વિચિકિત્સામાથી સત્યાગ્રહનો જન્મ થયો છે સત્યાગ્રહી શાતિનો ઉપાસક હોય છે તે પોતાની સજ્જનતા કોઈ પણ દિવસ છોડતો નથી એકાદ માણસ તેને ગાળો આપે તો પોતે સામે ગાળ આપીને તે પોતાની જિહ્‌વા ભ્રષ્ટ કરતો નથી જ્યા હલકાઈની હરીફાઈ ચાલતી હોય ત્યા હાર ખાઈને પાછી પાની કરવા માટે તે હમેશા તૈયાર હોય છે એકાદ મુસલમાન હિંદુ સ્ત્રીનુ અપહરણ કરે તો તે બધુ બોલ્યાચાલ્યા વગર સહન કરવાનુ તે કહેતો નથી પણ તેનુ સાટુ વાળવા હિંદુઓએ મુસલમાનની સ્ત્રીઓનુ અપહરણ કરવુ જોઈએ, એવુ તેના સ્વપ્નામા

પણ આવે નહીં 'એક જણ ગાયને મારે તો બીજાએ વાછરડાને ન કાપવુ' એવી જે કહેવત છે તે સત્યાગ્રહનો જીવનમત્ર છે

હીનતાનો ઉપાય હીનતા નથી, પણ મોટાઈ છે, એમ જે સ્વાભાવિક રીતે સમજે છે તે કોઈ દિવસ એમ માનવાનો નથી કે અહિંસાના મૂળમા ડરપોકપણુ જ છે

હૃદયથી હારી ગયા વગર સકટો વહોરી લેવા, ગમે તેટલી પજવણી થાય તોપણ ઢીલા ન થવુ, પ્રસગ આવ્યે, જીવિત અને ધન, જાન અને માલ કુરબાન કરવા તૈયાર રહેવા જેટલુ ક્ષાત્રતેજ બતાવવુ, આ અહિંસાધર્મનુ સાચુ અનુપાન છે આ સદ્‌ગુણો જ્યા છે ત્યા માણસ શા માટે બીકણ થાય?

દુશ્મનનુ હૃદયપરિવર્તન કરવાની વાત સાભળીને કેટલાક લોકો ખૂબ ચિડાય છે જાણે હૃદયપરિવર્તન કરવુ એટલે દયા જ માગવી એમ ન હોય! ગ્રીસ દેશમા એકાદ માણસ પર એકાદ ગભીર કેસ ચાલતો હોય ત્યારે પોતાના બૈરી-છોકરાને કોર્ટમા રડાવી ન્યાયાધીશ પાસે તે દયાયાચના કરતો ન્યાયાધીશનુ મન પિગળાવવા માટે પોતાના અને પોતાના બૈરી-છોકરાના શા હાલ હશે તેનુ દયાજનક દૃશ્ય ખડુ કરવાનો પ્રયત્ન કરવામા આવતો. સૉક્રેટીસે આવુ કઈ પણ ન કર્યું એ તેની મોટાઈ છે સત્યાગ્રહી પણ કોઈ દિવસ દયાની યાચના કરતો નથી ઊલટુ, તે પોતાના આચરણ વડે જુલમ કરનાર આગળ એમ સિદ્ધ કરવા માગે છે કે તેજસ્વી માણસ આવે વખતે તકલીફથી ઢીલોપોચો થતો નથી બલ્કે વધારે મક્કમ થાય છે આવો અનુભવ થયા પછી જુલમી માણસમા માણસાઈ હોય તો તે શરમાય છે અને પછી પોતામા વધારે ને વધારે માણસાઈ દેખાય એવા પ્રયત્નો તે શરૂ કરે છે તેમ ન થાય તો તે ચિડાઈ જાય છે અને વધારે ને વધારે જુલમ કરી જુએ છે તેની પણ કઈ અસર થતી નથી એમ જોઈને તે પોતે કેટલો શક્તિહીન બન્યો છે, તેનો અનુભવ કરવા લાગે છે અને સાથે સાથે તેની વૃત્તિ અતર્મુખ થવા લાગે છે— તે સુધરે છે

શત્રુનો પરાભવ થાઓ, તે પોતાનો દુષ્ટ આગ્રહ છોડે, તે શરણે આવે પણ તેનામા માણસાઈ કે સજ્જનતા માત્ર ન આવે, એવી શા માટે આપણે ઇચ્છા રાખવી જોઈએ? પોતાની ભલમનસાઈને લીધે દુશ્મન પણ હૃદયથી

ભલો થાય તો તેથી આપણે શા માટે નારાજ થઈએ? જુલમ કરીને કાર્ય નથી સધાતુ એવો અનુભવ થાય ત્યારે સ્વાભાવિક રીતે માણસ વિચાર કરવા લાગે છે કે 'જુલમ શા માટે?' અહિંસામય પ્રતિકાર કરનારને પજવવો અને હેરાન કરવો એ સહેલુ હોય છે, આ વાત સાચી, પણ તેમ કરતા પીડનારનુ હૃદય તેના તેવા કૃત્યને તદ્દન અનુમોદન ન આપતુ હોવાથી તેનુ જોર પાછુ પડે છે.

"અંગ્રેજોમા આટલુ ભોળપણ હોઈ જ શકે નહીં," "મુસલમાનોના મન પર એવી વસ્તુઓની અસર પણ થઈ શકે જ નહીં," અથવા "આમ કરવાથી દુશ્મન ચડી બેસશે," એમ કહેવુ એટલે માનવસ્વભાવ વિશે આશા રાખવા જેવી નથી એમ કહેવા જેવુ છે અનુભવ એવો છે કે પાપ કરવાની શક્તિ ખલાસ થયા પછી પુણ્યનો રસ્તો માણસને આપો-આપ સારો લાગવા લાગ્યો જ છે અહિંસાના માર્ગથી અન્યાયનો ખાલી પ્રતિકાર જ થાય છે એટલુ નહીં, પણ અન્યાયના બીજનો નાશ થવાનો પ્રારભ થાય છે અને માણસાઈ વધવા લાગે છે

૨-૧૦-'૩૯

## ૧૧

# અહિંસાના ત્રણ ઋષિ

### ૧

બુદ્ધ ભગવાન જીવનના અસાધારણ કળાકાર હતા તેમના જીવનમા તથા તેમના ઉપદેશમા ઊંચુ કળાતત્ત્વ મળે છે, અને એ જ કારણને લીધે દુનિયાભરના સસ્કારી લોકો બૌદ્ધ ધર્મ અને બૌદ્ધ સાહિત્ય તરફ આટલા આકર્ષાયા છે. બુદ્ધ ભગવાનનુ પોતાનુ જીવન પણ એટલુ કળાપૂર્ણ છે કે જુદા જુદા દેશના કવિ અને નાટ્યકારો બુદ્ધની જીવનકથા લઈને પોતાની કવિત્વશક્તિ અજમાવવા તત્પર થાય છે

બન્ને છેડાઓને છોડીને મધ્યમ માર્ગ લેવાની બુદ્ધ ભગવાનની શિખામણ એ જ ઉચ્ચ કળાવૃત્તિની દ્યોતક છે ગ્રીક ફિલસૂફ ઍરિસ્ટોટલમાં અને બુદ્ધ ભગવાનમાં આ એક ભારે સરખાપણુ છે કે બન્ને સમ્યક્-દૃષ્ટિ તથા સમ્યક્-જીવન ઉપર આટલો ભાર મૂકે છે

બુદ્ધ ભગવાને અહિંસાનો પુરસ્કાર કર્યો; પરંતુ તેમણે માંસાહારનો નિષેધ ન કર્યો તેમની અહિંસા મનુષ્ય મનુષ્યની વચ્ચે 'અવેર' ભાવના રાખવા સુધીની હતી પશુહિંસાની બાબતમા તે એટલુ જ કહેતા હતા કે ધર્મને નામે — બલિદાન રૂપે — પશુહત્યા ન કરો સાધુઓને તે કહેતા હતા કે પોતાના આહાર માટે કોઈને પણ પશુ મારવા ન દો

બુદ્ધ ભગવાન જન્મથી ક્ષત્રિય હતા, સ્વભાવથી પ્રચારક તપસ્વી બ્રાહ્મણ હતા, તેમના જીવનમા તથા તેમની જીવન-દૃષ્ટિમા કળાત્મકતાનુ જ પ્રાધાન્ય હતુ

૨

મહાત્મા ગાધીજી પણ અહિંસાના પુરસ્કર્તા છે અહિંસાનો સદેશ ભારતવર્ષે વૈદિક કાળથી સાભળ્યો છે અને સભળાવ્યો પણ છે. અહિસા એ કાઈ ગાધીજીની નવી શોધ નથી તેમ છતા ગાધીજીને થયેલુ અહિંસાદર્શન એ તેમનુ પોતાનુ જ છે તે તદ્દન નવુ જ છે અને આજની દુનિયાને માટે અત્યત ઉપયોગી વ્યાપક તથા સાર્વભૌમ છે

જો બુદ્ધ ભગવાન જીવનના કળાકાર હતા તો ગાધીજી જીવનના લડવૈયા છે તેમના જીવનમા કળાનુ તત્ત્વ પૂરેપૂરુ ભરેલુ હોવા છતા તેનો પુરસ્કાર તેઓ પરિમિત પ્રમાણમા જ કરે છે કે જેથી તેમની ક્રાતિકારી યુદ્ધમય પ્રવૃત્તિમા તે બાધક ન બને ગાધીજી શાતિના ભક્ત છે પરતુ નરી કે નમાલી શાતિના ઉપાસક નથી. તે બધી જગાએ અહિંસક યુદ્ધ ઇચ્છે છે રચનાત્મક કાર્યના સૌથી મોટા આચાર્ય છે એ ખરું, છતા તે સ્વભાવે યોદ્ધા જ છે

બુદ્ધ ભગવાને દુનિયાને યુદ્ધની વિફળતા સમજાવી, પરતુ યુદ્ધસસ્થાનો વિરોધ ન કર્યો તોપણ બુદ્ધ ભગવાનનુ વલણ વૈરત્યાગની તરફ જ હતુ તેમનુ એક વચન આખા યુરોપે અને દુનિયાએ ધ્યાનમા રાખવા જેવુ છે, 'जय वेर पसवति' 'दुक्ख सेते पराजितो।' — કોઈના ઉપર મેળવેલા વિજયના પરિણામે વેરનો વધારો થાય છે કારણ કે જેની હાર થાય તેને સુખે ઊંઘ આવતી નથી તે બદલો લેવાની વૃત્તિથી સવાઈ તૈયારી કરવા માડે છે

ગાધીજીએ અહિંસાવૃત્તિને મનુષ્ય-જીવનમા સાર્વભૌમ સ્થાન અપાવવા ઇચ્છ્યુ છે મનુષ્યજાતિની સસ્થાઓ, તેના જીવનનો આદર્શ તથા તેની વિચાર-ધારા — એ બધામા તે ક્રાતિ કરવા ઇચ્છે છે ગાધીજીનો યુદ્ધવિરાગ તેમના

જીવન સાથે ઘેરો બનતો જાય છે પોતે જીવનકળાધર હોવાને કારણે જ તેઓ પરિસ્થિતિની સાથે પોતાનો મેળ બેસાડી શકે છે

૩

મહાવીર સ્વામી બુદ્ધ ભગવાનના સમકાલીન હોવા છતા તેમની અહિંસા તેમના જમાના પૂરતી મર્યાદિત ન હતી મુશ્કેલીનો સમય આવે ત્યારે મનુષ્યના માસને પણ હજમ કરનારો એ જમાનો હતો અને એવા જમાનાને તેમણે ઉપદેશ કર્યો કે પશુપક્ષી વગેરેની વાત તો ઠીક, પણ વનસ્પતિ અને જડસૃષ્ટિમા પણ જીવ છે, અને તેથી તેમના પ્રત્યે પણ આપણે અહિંસાધર્મનુ પાલન કરવુ જોઈએ

ભગવાન મહાવીરનુ જીવન તપસ્વી હતુ તેમણે અહિંસાના સપૂર્ણ સ્વરૂપને સમજવાનો અને સમજાવવાનો પ્રયત્ન કર્યો અને સાથે સાથે એવો પણ અનુભવ કર્યો કે તપસ્યા વિના આપણે અહિંસા ન તો સમજી શકીશુ કે ન તેનુ પાલન કરી શકીશુ

આ તપસ્યા કયા પ્રકારની હોવી જોઈએ તેના પણ પ્રયોગ અને આવિષ્કાર થવા જોઈએ અહિંસાનો સાક્ષાત્કાર ક્રમ-મુક્તિની જેમ દિવસે દિવસે વધનારો છે, અને સાચી તપસ્યાનો સ્વરૂપ-નિર્ણય હજી પ્રયોગથી જ સિદ્ધ થનાર છે.

* * *

આજકાલની દુનિયા નરી તપસ્યાથી ગભરાય છે તપસ્યા ઉપર તેને વિશ્વાસ નથી અને ચાલે ત્યા સુધી તપસ્યા વિના જ ચલાવવા તે ઈચ્છે છે

બીજી બાજુ પુરાણી દુનિયા તપસ્યાના પુરાણા ઢગને જ વળગીને બેઠી છે તે હજી પણ સમજતી નથી કે માત્ર કાયક્લેશ અથવા શરીરપીડન એ કાંઈ તપસ્યા નથી તપસ્યાને વૈજ્ઞાનિક અને આધ્યાત્મિક દૃષ્ટિથી સમજવાની જરૂર છે જ્યારે તપસ્યાનુ શુદ્ધ સ્વરૂપ નક્કી થશે ત્યારે અહિંસાનો વિકાસ પૂરા વેગથી થશે

મહાવીરના સદેશાને પૂરેપૂરો અમલમા લાવવાની વૃત્તિ શક્તિ ધરાવનાર જમાનો હજી સુધી આવ્યો નથી. પણ તે આવ્યા વગર રહેવાનોયે નથી, કાર કે અહિંસા વગર — સપૂર્ણ અહિંસા વગર — જીવન પૂરેપૂરુ કૃતાર્થ નહીં.

તે માટે બુદ્ધ ભગવાનનો અષ્ટાગી મધ્યમ માર્ગ, ગાધીજીનો લડાયક સત્યાગ્રહ અને મહાવીરની આત્મશકિત વધારનારી તપસ્યા, એ ત્રિવિધ શક્તિઓ અથવા સાધનાઓ સિદ્ધ કરવી પડશે *

# ૧૨

# અહિંસાની શાશ્વત મીમાંસા

અહિંસાની મીમાસા ઘણી થઈ છે અને ઘણી થશે કેમ કે ખરી અહિસા સર્વશ્રેષ્ઠ જીવનસિદ્ધાત હોઈ એની ચર્ચા પણ જીવનની હયાતી સુધી ચાલ્યા કરે તો એમા આશ્ચર્ય પામવા જેવુ નથી.

અહિંસાના વિરોધીઓ એનો કેમ વિરોધ કરે છે, તેનો વિચાર કરવો જોઈએ. દુનિયાભરમા આજ સુધી જે અહિંસાનો પ્રચાર થયો છે તે અહિંસા, ગાધીજી જેના રાષ્ટ્રવ્યાપી અને જગદ્‌વ્યાપી પ્રયોગો કરવા માગે છે તેથી જુદી જ હતી આ ભેદ સમજાશે નહીં ત્યા સુધી જેમને પુરાણી અહિંસાનો કડવો અનુભવ છે તેઓ આ અહિંસાનો આધળો વિરોધ કર્યા કરવાના

### ડરપોકની અહિંસા

આપણે ત્યા એક એવી અહિંસા પણ પ્રચલિત થઈ જેને આપણે કાયરની અહિંસા કહી શકીએ 'કોઈનો વિરોધ ન કરો, કજિયાનુ મો કાળુ, જીવને જોખમમા ન નાખો, જબરાની આગળ માથુ નમાવો અને ભરતીની સામે નમતુ આપનાર કે દબાઈ જનાર નેતરની 'વેતસ-વૃત્તિ' ધારણ કરો — આ કાયર લોકોનો જીવન-સિદ્ધાત હોય છે 'અમને લૂટવા હોય તો લૂટો, અમને ગુલામ બનાવવા હોય તો ગુલામ બનાવો, અમને ફક્ત જીવવા દો, ને તે પણ તમારી મહેરબાનીથી' — આવી પામર વૃત્તિવાળા લોકો પણ કોઈ કોઈ વાર પોતાને અહિંસાવાદી કહેવડાવે છે જો કોઈ લૂટવા આવ્યો તો આ અહિંસાવાદી કહેશે, 'ઠીક, એને લૂટવા દો આપણે એનો વિરોધ

* તા ૪–૮–'૪૦ના રોજ કલકત્તામા પર્યુષણ વ્યાખ્યાનમાળા અગે આપેલા વ્યાખ્યાનના મૂળ હિંદી સારનો અનુવાદ

કરીશુ તો એના જીવને દુખ થશે, હિંસા થશે કોઈને દુખી કરવાનુ આપણુ કામ નહીં આપણે તો અહિંસાવાદી છીએ'

આ જ વૃત્તિમાથી બીજી એક અહિંસા પેદા થાય છે જે કહે છે, "આપણી પાસે કઈ હશે તો જ લૂટશે ને? અમે કઈ કમાઈએ જ નહીં, અમારી પાસે કઈ રાખીએ જ નહીં તો અમને કોણ લૂટવાનુ છે? અમે કોઈ પણ ચીજનો આગ્રહ નહીં રાખીએ, અમારુ જીવન જ શૂન્ય કરી નાખીશુ. પછી અમને કોણ દબાવશે?" આ છે એનો સિદ્ધાન્ત

ઘર હોય ઝૂપડી ને સ્ત્રી હોય કૂબડી એટલે લૂટાવાનો ડર જ નહીં

'તૂટી સરખી ઝૂપડી, લૂટી સરખી નાર'

જીવનસગ્રામથી બચવા માટે જીવનને શૂન્ય બનાવી દઈને છૂટચા. 'અમે ન તો લગ્ન કરીશુ, ન તો કમાઈશુ, ન તો કોઈ આદર્શને અનુસરીશુ જ્યા પડ્યા છીએ ત્યા જિદગી પૂરી કરીશુ' આ તામસી અહિંસામા માનનારા પામર લોકો પણ દુનિયામા મળી આવે છે પહેલી અહિંસા કાયરોની છે, બીજી જીવનવિમુખ આળસુઓની

એક ત્રીજી અહિંસા પણ છે, જે ઘણા જૈન વાણિયામા, અમેરિકાના ક્વેકરોમા અને જૂના પ્રકારના શાન્તિવાદી (પૅસિફિસ્ટ) લોકોમા જોવામા આવે છે તેઓ ધન તો ખાસુ કમાય છે શોષણ (એકસપ્લૉઈટેશન) ચાલુ રાખવા ન રાખવા વિશે એમને કઈ વિધિનિષેધ નથી એમની અહિંસા કેવળ યુદ્ધમા ભાગ ન લેવા પૂરતી મર્યાદિત છે જૈનો વળી પશુપક્ષી અને કીડીમકોડીને ન મારે ચુસ્ત લોકો ટમાટા અને રીંગણ પણ ન ખાય

પોતાના રોજબરોજના જીવનમા અને આજીવિકા કમાવાના સાધનમા અહિંસાનો ખ્યાલ રાખવા તરફ એમનુ ધ્યાન ઘણુ ઓછુ ખેંચાય છે. કોર્ટમા જઈને કોઈને સજા કરાવવામા જે હિંસા થાય છે તે તરફ પણ ભાગ્યે જ એમનુ ધ્યાન ખેંચાય છે

## ક્ષાત્ર-અહિંસા

ગાધીજીની અહિંસાની મુખ્ય ખૂબી એ છે કે તે ક્ષાત્ર-અહિંસા છે. 'અહિંસક વિરોધ', 'અહિંસક પ્રતિકાર' અથવા 'અહિંસક સઘર્ષ' એ એમની અહિંસાનુ સાચુ સ્વરૂપ છે અહિંસક બનીને ક્ષાત્રધર્મનો ત્યાગ કરનારા આજ સુધીમાં ઘણા થઈ ગયા, પણ અહિંસાને જ ક્ષાત્ર-ધર્મનુ બળ

બનાવ્યુ ગાધીજીએ આ અહિંસામા પરિગ્રહ ઓછો કરવાનો નિયમ હોય છે ખરો, પરતુ એ ડરના માર્યા નહીં, આત્મસ્વાતત્ર્ય વધારવા માટે પાળવાનો હોય છે આ અહિંસકો પણ પોતાની સપત્તિ ન્યોછાવર કરી દેશે, પણ તે ભોગ આપવાની દૃષ્ટિએ, જાન બચાવવા આપેલી લાચ તરીકે નહીં ગાધીજીની અહિંસામા સઘર્ષ છે, યુદ્ધ છે, પ્રતિકાર છે, પણ એ ઉચ્ચ ભૂમિકા પર છે જેઓ ક્ષાત્રધર્મમાથી જલ્લાદની વૃત્તિ બાદ કરીને શહીદની વૃત્તિને અપનાવે છે તેઓ જ ગાધીજીની અહિંસા સમજી શકે છે અને તેનુ પાલન પણ કરી શકે છે

આ વસ્તુ નવી છે, એનુ 'તત્ર' નવુ છે લોકો સહેલાઈથી એને નથી સમજી શકતા અને કેટલાક તો સમજવા માગતા પણ નથી

પોતાનો સ્વાર્થ સાધવા માટે જ જેમને કોઈ સિદ્ધાતનો વિરોધ કરવો છે તે તો સગવડ પ્રમાણે ક્યારેક હિંસાવાદી અને ક્યારેક અહિંસાવાદી બની જાય છે એમની વાત જ જુદી

૧૭-૧૨-'૪૦
જાન્યુઆરી, ૧૯૪૧

# ૧૩

# અહિંસાનાં કેટલાંક પાસાં

હિંસા-અહિંસાનો સવાલ આપણા બચપણમા ખાવાપીવાના સબંધમા જ ઊઠતો હતો જ્યારે વૈષ્ણવોનો દયાધર્મ અને પ્રેમધર્મ આપણા જીવનમા દાખલ થયો ત્યારે, કોઈ પણ વ્યક્તિને ક્રોધથી કઠોર વચનથી દુ ખ પહોચાડવામા પણ હિંસા છે અને પ્રિય અને હિતકર વચનથી તથા સેવાથી સૌને ગજી રાખવામા અહિંસા છે એટલુ સ્થૂળ સ્વરૂપે આપણે સમજી ગયા

ત્યાર પછી આ પ્રશ્ને એક નવુ સ્વરૂપ પકડ્યુ

જાલિમને દડ દેવા માટે કે ગુનેગારને સજા કરવા માટે પણ આપણે હિંસાનો આશ્રય ન કરીએ — આ ખ્યાલ ગાધીજીએ આપણી સામે રજૂ કર્યો. જલિયાનવાલા બાગના પ્રસગ પછી જે રાષ્ટ્રવ્યાપી આદોલન ગાધીજીએ શરૂ કર્યું તેમા ખાસિયત એ હતી કે ગાધીજી જનરલ ડાયરને સજા કરાવવા ચાહતા

નહોતા હિંદુસ્તાનના પૈસામાથી જે પેન્શન જનરલ ડાયરને મળતુ હતુ તેટલું બધ કરવામા આવે અને સરકાર ડાયરને દોષિત જાહેર કરે તેટલાથી ગાધીજીને સતોપ હતો આ જ દૃષ્ટિ અને વૃત્તિ ગાધીજીએ દેશ પાસે પણ સ્વીકારાવી.

નિરામિષાહાર કરીને પશુપક્ષીઓની હિંસા ટાળવી એ અહિંસાનો એક પ્રકાર હતો કઠોરતા છોડીને બધાની સાથે કોમળતાથી વર્તવુ એ એનો બીજો પ્રકાર હતો અત્યાચારી અને ગુનેગારને સજા ન કરીને કેવળ એને દોષિત જાહેર કરીને સતોપ માનવો એ ત્રીજી સ્થિતિ હતી ગુનેગારે ગુનો કર્યો, હત્યા કરવામા તે સફળ થયો કે નિષ્ફળ, પણ છેવટે તે રાજપુરુષોના હાથમાં આવી ગયો આવે વખતે કાયદાનો આશરો લઈને આપણે એનો બદલો લઈએ એ ઉચિત છે કે કેવળ તેને દોષિત ઠરાવીને છોડી દઈએ એ ઉચિત છે? આ એક મહત્ત્વપૂર્ણ પ્રશ્ન કે સમસ્યા હવે આપણી સામે આવે છે

એથી આગળ જતા આત્મરક્ષા માટે પણ આપણે કોઈની હત્યા કરીએ કે ન કરીએ? ક્યાય જવાબરૂપે હિંસાનો ઉપયોગ કરીએ કે ન કરીએ? એ મહત્ત્વનો સવાલ ઊઠે છે

## હિંસા

કેટલાક લોકો કહે છે કે પેટ પાળવા માટે જે હિંસા કરવી પડે છે તેને સદોપ સમજવી ન જોઈએ, ઓછામા ઓછુ એને ક્ષમ્ય તો સમજવી જ જોઈએ આ દૃષ્ટિ ઘણા લોકોની છે એ વાતનો સ્વીકાર કર્યા પછી 'જો ભરણપોપણને માટે હિંસા યોગ્ય છે તો આત્મરક્ષણ માટે તે યોગ્ય કેમ નથી?' એ સવાલ સ્વાભાવિક રીતે જ ઊઠે છે અને આત્મરક્ષાનો સવાલ એટલો ગૂઢ કે છે આત્મરક્ષણ કોને કહેવુ અને આક્રમણ કોને કહેવુ એનો નિર્ણય મોટા મોટા પડિતો પણ નથી કરી શકતા જો મારા ઘરમા કે બગીચામાં એક સાપ ઘસી આવે તો હુ તેને મારુ કે નહીં? નથી એ કોઈને કરડયો કે નથી એણે કોઈ ઉપર આક્રમણ કર્યું તોપણ લોકો એને મારી નાખે છે, અને કહે છે કે કદાચ એ કરડે કે આક્રમણ કરે

આ વાત તો એવી છે કે કદોઈની દુકાનની સામે જે બાળકો ઊભાં છે તે મીઠાઈ ઉઠાવીને ખાઈ જશે એવો સભવ છે માટે એમને પકડીને કેદમા મોકલી દેવામા આવે! આજે ઈગ્લડ અને જર્મની બને આત્મરક્ષાને

માટે જ લડી રહ્યા છે જાપાન પણ કદાચ ચીન સામે આત્મરક્ષાને માટે જ લડી રહ્યુ છે!

ગાધીજી કહે છે કે આત્મરક્ષાનો પ્રયત્ન પણ અહિસક પદ્ધતિએ કરવો જોઈએ અપવાદ રૂપે એમનુ એટલુ જ કહેવુ છે કે કાયર થઈને નાસી જવુ અને મનથી હિંસા કરતા રહેવુ એ વધારે ખરાબ છે એના કરતા નિર્ભય અને બહાદુર થઈને હિંસા કરવી વધારે સારી છે કેમ કે એ રસ્તે મનુષ્ય કોઈ ને કોઈ દિવસ અહિંસા સુધી પહોચી જશે

જ્યારે હુ અહિંસાનો વિચાર કરવા માડુ છુ ત્યારે મને ગીતાનુ એક વચન યાદ આવે છે. ભગવાને કહ્યુ છે કે, આખી દુનિયા સત્ અને અસત્ બને તત્ત્વોથી બની છે, બને ભગવાનની વિભૂતિઓ છે એવી જ રીતે જીવનમાં હિંસા અને અહિંસા બનેને સ્થાન છે પણ બનેમા ભેદ એ છે કે હિંસાને જીવનમા સ્થાન હોવા છતા જીવનની કૃતાર્થતા એમા નથી હિંસાને સ્થાન મળેલુ હોવા છતા તેનુ સમર્થન કરી શકાતુ નથી

Violence is the fact of life, non-violence is the law of life Violence sometimes makes for life, non-violence is the fulfillment of life હિંસા જીવનની એક વાસ્તવિકતા છે, અહિંસા જીવનનો ધર્મ છે હિંસા કોઈ કોઈ વખત જીવનને નિભાવે છે, અહિંસામા જીવનની પરિપૂર્ણતા છે

આવી સ્થિતિમા, જેમ આપણે. એવી પ્રાર્થના કરીએ છીએ કે, "હે પ્રભુ! અમને અસત્માથી સત્ તરફ, અધકારમાથી પ્રકાશ તરફ, અને મૃત્યુમાથી અમૃત તરફ લઈ જા," તેવી જ રીતે આપણે એવી પ્રાર્થના પણ કરવી પડશે કે "હે ભગવન્! અમને હિંસામાથી અહિંસા તરફ લઈ જા" જીવનના પ્રારભમા હિંસા પડેલી જ છે એના ઉપર વિજય મેળવીને જ આપણે અહિંસા તરફ આગળ વધવુ છે અને જીવન કૃતાર્થ કરવુ છે

જ્યારે હુ વિચાર કરુ છુ કે ઇતિહાસ-પૂર્વકાળમા જ્યારે મનુષ્ય-પ્રાણી અગ્નિ સળગાવવાનુ પણ નહોતો જાણતો અને જ્યારે હાથી કરતાયે મોટી છીપો દુનિયામા મળતી હતી અને જ્યારે મોટા મોટા અજગર ગાય બળદ જેવાં મોટા જનાવરને ખાઈ જતા હતા ત્યારે મનુષ્ય પોતાની રક્ષા કઈ અહિંસાથી કરી શકતો હતો? ત્યારે જીવવા માટે હિંસા અપરિહાર્ય જ હતી અહિંસાના

ખ્યાલ પણ લોકોને નહોતો એ જમાનામા એક જ વાત દરેકના દિલમા દિનરાત ઊઠતી હતી કે આપણે પોતાની જાતનુ શી રીતે રક્ષણ કરીશું? આપણને ખાવાનુ શી રીતે મળે? બીજાનો વિચાર કરવાનો તે સમય જ નહોતો પણ એવા વાતાવરણમા પણ માતાના દિલમા પોતાના બાળકો પ્રત્યે પ્રથમ અહિંસાનો ખ્યાલ પેદા થયો, પછી સ્વાર્થત્યાગ અને બલિદાનનો એ જમાનામા જો આપણે સાપ, હાથી, સિંહ વગેરેથી બચવા અહિંસાનો પ્રયોગ કરત તો કોણ જાણે શુયે પરિણામ આવત?

આજ આપણે માંસાહાર વિના જીવી શકીએ છીએ એક સમય હતો જ્યારે મનુષ્યને એ વિશ્વાસ જ નહોતો કે માસાહાર વિના પણ જીવી શકાય છે આજ આપણે માનીએ છીએ કે વનસ્પતિને મારીને ખાધા વિના આપણે જીવી જ નથી શકતા અને એટલા માટે વનસ્પતિની હિંસાને હિંસા ન માનવી જોઈએ દૂરના ભવિષ્યમા કેવી સ્થિતિ થશે કોણ જાણે

એ જ રીતે આજે આપણે સામાજિક જીવન સુરક્ષિત કરવા માટે પ્લેગ જેવા રોગના જતુઓનો નાશ કરવામા કોઈ દોષ નથી જોતા મચ્છરોને અને માકણોને મારતી વખતે કોઈને ખ્યાલ સરખો નથી આવતો કે એમ કરવાનો પોતાને કોઈ જ અધિકાર નથી

ગાધીજીએ પણ એ વાત સ્વીકારી છે કે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના વ્યવહારમા અહિંસાનુ પાલન કરવાનો આટલો આગ્રહી પ્રચાર કરતા છતા પણ ચોર અને લૂટારાઓના ઉપદ્રવથી બચવાનો અને એમના ઉપર પણ અહિંસાનો પ્રભાવ પાડવાનો એમની પાસે કોઈ ઉપાય કે તરકીબ નથી માણસો જ્યારે ગાડા થઈને શહેરમા ખાનાખરાબી કરે છે અથવા મકાન બાળવા માડે છે ત્યારે પણ ગાધીજી એમના ઉપર ગોળી ન ચલાવવાની સલાહ આપે છે અને કહે છે કે એવી હાલતમા કેટલાક શૂરવીરોએ પોતાના પ્રાણની પણ પરવા ન કરતા ગાડી થયેલી જનતાની સામે પોતાનુ બલિદાન આપવા જવુ જોઈએ ત્યારે તે જ ગાધીજી ચોર અને ડાકુઓની બાબતમા એવું કરવાની સલાહ નથી આપતા ઉન્માદવાળી જનતા ગમે તેટલી પાગલ કેમ ન હોય, પણ તે આખરે સમાજની પ્રતિનિધિ છે, જ્યારે ચોર અને ડાકુ સમાજની કેવળ વિકૃતિ જ છે એટલા જ માટે ચોર અને ડાકુઓને સમાજના પ્રતિનિધિ રૂપ સરકાર દ્વારા સજા અપાવવી એ યોગ્ય ગણાય છે

હવે જે લોકો ચોરીલૂટનો જ ધધો કરે છે અને આજીવિકાનુ બીજુ સાધન જાણતા જ નથી, તેમની દ્વારા જે હિંસા થાય છે, તે બિલાડી ઉંદર મારતી વખતે કરે છે એ પ્રકારની હિંસા છે બિલાડીને ખ્યાલ સુધ્ધા નથી હોતો કે પોતે ઉંદરોને દુ ખ દઈ રહી છે એ જ રીતે ચોરી લૂટ કરનારા લોકો અને મનુષ્યનુ અપહરણ કરીને તેનુ ધન વગેરે લેનારા પઠાણોને અહિંસાનો ખ્યાલ સુધ્ધા નથી આવતો

જેની સમજમા હિંસાનો દોષ આવી શકે છે, જેના મનમા અહિંસાનો ઉદય થઈ શકે છે તેને માટે જ સત્યાગ્રહનો માર્ગ છે હિટલર, મુસોલિની અને સ્ટેલિન પોતાની સહારલીલા ભલેને ચલાવે પણ તે અહિંસાને સમજી શકે છે એટલુ જ નહીં પણ અહિંસાથી પ્રભાવિત પણ થઈ શકે છે પણ વાઘ કે રીંછની સાથે આપણે ગમે તેટલો સત્યાગ્રહ કરીએ તોપણ તે આપણી વાત સમજી જ નહીં શકે

ઘરમા જ્યારે બિલાડી પેસી જાય છે ત્યારે આપણે તેને બહાર જવાનુ મોએથી પણ નથી કહેતા, કોઈના દ્વારા સૂચના પણ નથી દેતા, પણ એને પ્રયત્નપૂર્વક નસાડી દઈએ છીએ એવી જ રીતે જે લોકો સ્વભાવે જ દુરાચારી છે અને જેને માટે બીજો ધધો જ નથી, એવા લોકોને સામાજિક સગઠન દ્વારા રોકવા બહુ જ જરૂરી છે અને એ રીતે રોકવામા થોડી હિંસા થઈ જાય તોપણ આપણે તેને અહિંસા જ સમજવી જોઈએ

સરહદમાથી આપણે જ્યારે મનુષ્યના અપહરણની, જબરદસ્તીથો ધર્માન્તર કરાવવાની અને ખૂન વગેરેની ખબર સાભળીએ છીએ ત્યારે વિચાર આવે છે કે આનો શો ઉપાય કરીએ?

લોકોના જાનમાલનુ રક્ષણ કરવાના બોજો જેનો છે તે સરકાર કા તો એનો ઇલાજ કરી નથી શકતી અથવા તો કરવા નથી ચાહતી અને ચાહતી હોય તોપણ તેને માટે પૂરો પ્રયત્ન નથી કરતી એવી હાલતમા આપણે શુ કરવુ જોઈએ? જવાબ સ્પષ્ટ છે જો આપણે આપણુ બલિદાન આપી શકતા હોઈએ તો શુદ્ધ અહિંસક રહીને પ્રસન્નતાથી આપણુ બલિદાન આપી દઈએ જો એ આપણાથી ન બને તો જાનને ભયમા નાખીને પણ જે રીતે થઈ શકે તે રીતે એ અત્યાચારોનો પ્રત્યક્ષ વિરોધ કરતા શીખીએ. અને જો એ પણ ન કરી શકીએ અથવા રાજકીય પરિસ્થિતિને લીધે એમ

કરવામા સફળ ન થઈ શકીએ તો હિજરત કરીને પોતાની શક્તિ વધારવી અને સાથે સાથે સરકારને પણ ઠીક કરવાની કોશિશ કરવી

જ્યા સુધી એવો કોઈ ઈલાજ હાથમા નથી આવ્યો ત્યા સુધી કા તો બધા કષ્ટ સહન કરી લેવા જોઈએ, બધી રીતની મુશ્કેલીઓ બરદાસ્ત કરી લેવી જોઈએ કે પછી આત્મહત્યા કરવી જોઈએ

કહેવાય છે કે કાઠિયાવાડના બહારવટિયા લોકો કોઈ રાજા પાસેથી ન્યાય નહોતા મેળવી શકતા ત્યારે નિર્દય થઈને એ રાજાની નિર્દોષ પ્રજાને હેરાન કરતા જનતાના દોષને માટે રાજાને દડ દેવો એ કદાચ ઉચિત ગણાશે પણ રાજાના દોષ માટે જનતાને દડ દેવો ન્યાયયુક્ત નથી દેશી રાજા આપણને હેરાન કરે છે તો આપણે એનો ઈલાજ બ્રિટિશ સરકારને જ ઠીક કરીને કરી શકીએ છીએ તે જ રીતે સરહદના મુસલમાનો હિંદુઓના અપહરણ કરતા હોય તો એનો ઈલાજ મુસલમાનો સાથે વેર કરવાથી નહીં થાય, પણ એવી હાલતને મજૂર રાખનાર પરદેશી સરકારને જ દડ દેવાથી થઈ શકશે. ત્યારે જ સરકાર પોતાના કર્તવ્યને ઓળખશે

મે, ૧૯૪૦

# ત્રિવિધ હિંસાનું નિવારણ

અહિંસાની ત્રણ બાજુઓ છે આપણા દેશમા અન્નવસ્ત્ર સબધીની અહિંસાનો આપણો જૂનો પરિચય છે "બનતા સુધી માસાહાર ન કરીએ, પશુ-પક્ષી, માછલી ઈત્યાદિને મારીને પેટ ન ભરીએ, પ્રાણીમાત્રને આપણા તરફથી અભયદાન હોય, વસ્ત્રને માટે પણ આપણે રેશમના કીડાને મારીને કપડા ન સિવડાવીએ, ચામડા માટે પશુવધ ન કરીએ, ટોપીઓ શણગારવા માટે પક્ષીઓને ન મારીએ"—આ આપણી પ્રાચીન કાળથી ચાલતી આવેલી અહિંસા મધને માટે મધમાખીઓનો નાશ ન કરવાની વાત પણ આમા આવી જવી જોઈએ આ જ અહિંસાને કઈક વ્યાપક રૂપ આપીને આપણે નક્કી કર્યું કે જે પશુઓ પાસે આપણે સેવા લઈએ છીએ, જેમનુ દૂધ પીએ છીએ, તેમની પાસે અમુક ઉચિત પ્રમાણથી વધુ કામ ન લઈએ, દુધાળા ઢોરને દોહીએ ત્યારે બધુ દૂધ ન નિચોવી લેતા તેમના બચ્ચા માટે પૂરતું દૂધ રાખીએ

આથી આગળ વધીને વનસ્પતિ પ્રત્યે, હવામા ઊડતા જતુઓ પ્રત્યે પણ અહિંસા ધર્મ હોઈ શકે, એ વસ્તુ પ્રત્યે જૈનોએ આપણુ ધ્યાન દોર્યું વિચાર કરીએ તો જણાશે કે આવી અહિંસા અમલમા મૂકવાના દિવસો હજી આવ્યા નથી મનુષ્ય પ્રથમ મનુષ્ય પ્રત્યે અહિંસક બને પછી પશુપક્ષી, માછલી ઈત્યાદિ પ્રત્યે અહિંસક રહેવાનુ શીખી શકશે જેઓ આવી સૂક્ષ્મ અહિંસા સમજ્યા છે તેઓ અવશ્ય તેનુ પાલન કરે, પણ આખી દુનિયાના લોકોને આવી અહિંસા-નો ઉપદેશ કરવાનો વખત હજી નથી આવ્યો એ સ્વીકારવુ જ જોઈએ

## યુદ્ધ-નિવૃત્તિ

યુદ્ધ નિવૃત્તિ એ અહિંસાનુ બીજુ પાસુ છે યુદ્ધમા શત્રુઓનો વધ કરવાનો હોય છે લડનારા બને પક્ષના લોકો માર્યા જાય છે આ મનુષ્ય-સહાર આપણે ટાળવાનો ઉપાય શોધવો એ અહિંસાનુ મહત્ત્વનુ અગ છે બૌદ્ધ અને જૈન ધર્મોને કારણે હિંદુસ્તાન નિર્વીર્ય બનીને પોતાની સ્વતત્રતા ખોઈ બેઠુ એવો આક્ષેપ કરનારા લોકોએ સાબિત કરવુ પડશે કે ક્યા બૌદ્ધ કે જૈન રાજાએ અહિંસાના સિદ્ધાત માટે પોતાની સેના વિખેરી

નાખી હતી અને કયા શ્રમણધર્મી રાજાએ અહિંસાના સિદ્ધાંત માટે યુદ્ધ-ધર્મનો ત્યાગ કર્યો હતો અહિંસાના સિદ્ધાંતને અનુસરીને યુદ્ધ બંધ કરવાનો વિચાર બુદ્ધ ભગવાને જગત આગળ મૂક્યો તો હતો, પણ નદીના પાણી માટે લડતા બે પડોસીઓને રોકવા માટે તેમને એવી દલીલ કરવી પડી હતી કે, 'પાણીની કિંમત વધારે છે કે મનુષ્યરુધિરની? પાણી માટે લોહીની નદી વહેવડાવવા તૈયાર થયા છો?' આટલા પરથી, બૌદ્ધધર્મને કારણે હિંદની ક્ષાત્રવૃત્તિ નષ્ટ થઈ, એમ સિદ્ધ નથી થતુ મહાભારતમા ભાઈઓ ભાઈઓ લોભમા પડીને લડ્યા ને ક્ષત્રિય કુળનો નાશ કર્યો છેવટે તે કાળના સર્વશ્રેષ્ઠ પુરુષો કહેવા લાગ્યા કે, ક્ષાત્રવૃત્તિ જ પાપથી ભરેલી છે

## આપણી અલ્પ નિષ્ઠા

ભારતની સ્વતંત્રતા નષ્ટ થવાનુ કારણ તો આપણી અલ્પ નિષ્ઠા, આપણો સ્વાર્થ, આપણુ સકુચિત અભિમાન, આપણી અનુદાર વેરવૃત્તિ, આપણી ઊંચનીચની ભાવના અને આખા રાષ્ટ્રને નિર્વીર્ય કરનારી આપણી વિલાસિતા ભારતના ઈતિહાસનુ રહસ્ય એક જ શબ્દના અર્થમા આવી જાય છે—સસ્કૃતમા 'સપત્ન' શબ્દનો અર્થ 'શત્રુ', 'દાયાદ' થાય છે. અર્થાત્ આપણે આપણી ક્ષુદ્રતાને કારણે ભાઈને પણ શત્રુ માનીએ છીએ. આ આપણા ઈતિહાસનુ એક પાસુ છે, અને આપણા શત્રુ પણ આખરે આપણા ભાઈ છે, એ આપણે ભૂલી નથી જતા એ આપણી સસ્કૃતિનુ બીજુ પાસુ છે સપત્નને શત્રુ માનવો અને તેનો નાશ કરવા તત્પર થવુ એ આપણી હીનતાનુ લક્ષણ છે, અને આવી હીનતામા પણ આપણે શત્રુ પણ આખરે આપણો ભાઈ જ છે એ ભૂલતા નથી એમા આપણી આર્યતા જણાઈ આવે છે

## બીજુ એક પાસુ

ગુનેગારને સજા ન કરવી, એ આ જ અહિંસાનુ બીજુ એક પાસુ છે. કોઈ વ્યક્તિ એ સમાજનો કઈ ગુનો કર્યો હોય તો તેના પર અદાલતમા કેસ ચલાવીને ન્યાયાધીશ પાસે તેનો ગુનો પુરવાર કરાવ્યો એટલે સમાજનુ કર્તવ્ય પૂરુ થાય છે એટલુ કરવાથી અમુક વ્યક્તિ ગુનેગાર છે, પાપી છે, સમાજદ્રોહી છે એની આખા સમાજને ખબર પડી જાય છે એટલામા સમાજનુ

કામ પૂરુ થાય છે ગુનેગારને સજા કરવી જ જોઈએ એ વિચારને ન્યાય સાથે સબધ નથી. એ વિચારનો જન્મ બદલો લેવાની હીન વૃત્તિમાથી થયેલો છે આથી કોઈને સજા કરવાનો વિચાર જ છોડી દેવો જોઈએ.

આ વિચાર નવો છે 'ગુનેગારને સજા કરવામા નહીં આવે તો ગુનાખોરી વધી જશે,' એવી બીક રાખવી મિથ્યા છે—એટલુ સમાજને સમજાવવુ જોઈએ સમાજ મારફતે સજા કરાવવાથી પણ હિંસાવૃત્તિ તો બમણી થાય છે ને પ્રતિષ્ઠિત પણ થાય છે એક માણસે કોઈનુ ખૂન કર્યું, એટલે સમાજે ન્યાયાધીશ અને જેલર—જલ્લાદની મદદથી એ ખૂન કરનારનુ ખૂન કર્યું પરિણામે દુનિયામા એકને બદલે બે ખૂન થયા—એથી ક્રૂરતા ઘટવાને બદલે વધી આથી સજા કરવાની પ્રથા જ બધ કરી દેવી જોઈએ આ અહિંસાની બીજી બાજુ છે

યુદ્ધને કારણે અથવા સજારૂપે જે હિંસા થાય છે તેમા આજ સુધી આખો સમાજ દાખલ થતો નહોતો આજે પણ યુદ્ધનુ ગાડપણ સતત ચાલ્યા કરતુ નથી કુદરતમા તોફાન પછી જેમ શાતિ આવે છે, તેમ દરેક યુદ્ધ પછી સમાજમા અને રાષ્ટ્રોમા કેટલાક વખત સુધી શાતિ સ્થપાય છે

## હિંસાનું વ્યાપક અને સ્થાયી સ્વરૂપ

પરતુ હિંસાનુ એક સ્વરૂપ એવુ વ્યાપક અને સ્થાયી છે કે એમા ક્યાય ફાટ કે તરાડ નથી દેખાતી એ હિંસા સર્વવ્યાપી છે, સર્વગામી છે હમેશા ચાલ્યા કરે છે અને એનો જ જ્યારે અતિરેક થાય છે ત્યારે તે યુદ્ધને જન્મ આપે છે

આ છે શોષણ (એક્સપ્લૉઈટેશન)ની હિંસા દુનિયામા જ્યા સુધી શોષણ ચાલુ છે ત્યા સુધી યુદ્ધ ન તો બધ થઈ શકે, ન બધ થવું જોઈએ લોહી બગડે છતા તાવ ન આવે, એ કેમ બને વારુ?

શોષણ અનેક રીતે થાય છે એક માણસ અજ્ઞાનને કારણે, દુખી હોવાને કારણે, ગરીબીને કારણે વિવશ થઈ જાય અને બીજો એ પરિસ્થિતિનો અયોગ્ય લાભ લઈને પોતાનો સ્વાર્થ સાધે એ શોષણ છે આ રીતે તવગર લોકો ગરીબોને ચૂસે છે, પુરુષ સ્ત્રીજાતિને પોતાના તાબામા રાખે છે, મનુષ્ય પશુપક્ષીઓના શ્રમનો અનુચિત લાભ લે છે, અને ધર્મ ગુરુઓ ધર્મને નામે અધર્મ ફેલાવે છે શોષણના આવા અનેક અવતારો છે બહુરૂપી શોષણ એ જ

'કલિયુગ' આ વિશ્વવ્યાપી, ભયાનક ને પ્રત્યક્ષ હિંસા પ્રેમધર્મનો નાશ કરે છે

હિંસાના આ સર્વે સ્વરૂપો ઓળખીને આપણે ત્રિવિધ અહિંસાનુ પાલન કરીએ અને માનવતાનો ઉદય થાય એવી પરિસ્થિતિ નિર્માણ કરીએ એ આજનો યુગધર્મ છે

આને માટે આપણે જીવનની સફળતાનો આપણો આદર્શ જ બદલવો જોઈશે, આપણા જીવનમા આવશ્યક પરિવર્તન કરવુ જોઈશે આપણો કોઈ ભાઈ ગમે તેટલો પાગલ બની જાય અને આપણો ગમે તેટલો દ્રોહ કરે તોપણ આપણે એને આપણો ભાઈ જ ગણવો જોઈએ આ જ એક માર્ગ છે, બીજો નથી.

૧૭–૯–'૪૦
ઑક્ટોબર, ૧૯૪૦

## ૧૫

# નિ:શસ્ત્ર યુદ્ધ અને શસ્ત્રયુદ્ધ

શસ્ત્રયુદ્ધમા વિજય મેળવવા રાષ્ટ્રને જે તૈયારી કરવી પડે છે તેથી ભિન્ન પ્રકારની — પણ એથી જરાયે ઓછી નહીં — એવી તૈયારી કર્યા સિવાય આપણે અહિંસક યુદ્ધ ન લડી શકીએ અને વિજયની આશા પણ ન રાખી શકીએ સશસ્ત્ર યુદ્ધમા સૈન્યની પૂરી તૈયારી હોય, સામાન્ય જનતા હિંમત ન હારે, કષ્ટ વેઠવા તૈયાર હોય અને યુદ્ધનીતિથી પ્રતિકૂળ વર્તન ન કરે એટલુ બસ છે

અહિંસક યુદ્ધ માટે અમુક હદ સુધી આખી જનતાની તૈયારી હોવી જોઈએ સશસ્ત્ર યુદ્ધ ચાલુ હોય ત્યા સુધી જ તૈયારીની જરૂર હોય છે યુદ્ધ બધ થતાની સાથે લોકો પાછા પોતાની હમેશની જીવનપદ્ધતિ તરફ વળી શકે છે અહિંસક યુદ્ધનો માર્ગ જુદો જ છે સમાજમા અહિંસક શક્તિ પેદા કરવી હોય તો તેનો જીવનક્રમ જ બદલવો જોઈએ "અમે દુનિયાના બીજા દેશો જેવા જ રહીશુ પણ લડીશુ અહિંસક રીતે"— આ બની શકે એવુ

નથી "અમે બીજા દેશોના જેટલુ પણ રાષ્ટ્રસગઠન નહીં કરીએ, છતા એક રાષ્ટ્ર બનીને લડીશુ"—એમ કહેવુ એ કેવળ મનોરાજ્ય છે.

દેશનુ નેતૃત્વ સ્વીકારતી વખતે ગાધીજીએ સ્પષ્ટ કહ્યુ હતુ કે, મારે દેશમા સર્વત્ર ખાદી જોઈએ ખાદી કઈ વૈદની ફી નથી કે અમુક ફી આપી એટલે તે ઉપચાર કરે ખાદી તો રાષ્ટ્રની પરેજી છે, જેના સિવાય ઉપચાર કામ આવી જ ન શકે

ખાદીમા બે ગુણ છે એક તો ખાદી મારફતે આપણે દેશના ગરીબોને અપનાવી શકીએ આજે જેઓ ભૂખે મરે છે તેમને કઈક ખાવાનુ આપી શકીએ આપણે જાતે કાતીને ખાદી થોડી સસ્તી પણ કરી શકીએ ખાદીનો બીજો અને સૌથી મોટો લાભ એ છે કે, આખો દેશ ખાદી પહેરવા માડશે એટલે હિંદુસ્તાન સાથે કાપડનો વેપાર કરનાર ઈગ્લડ અને જાપાન જેવા દેશોની બગડેલી દૃષ્ટિ શુદ્ધ થઈ જશે હિંદુસ્તાન સાથે ઈગ્લડનો સૌથી વધારે સબધ કાપડનો છે હિંદુસ્તાનના દેશી મિલોવાળા પણ દેશને કમ નથી ચૂસતા ખાદી સાર્વત્રિક થતા અગ્રેજોનો મલિન સ્વાર્થ રહેશે જ નહીં અને તેઓ આપણી સ્વતત્રતાના હિમાયતી બનશે કાઈ નહીં તો વિરોધ તો નહીં જ કરે આજે તેઓ આપણી વચ્ચે ફૂટ પડાવે છે પછી તેવુ નહીં કરે એમને એમ કરતા શરમ આવશે.

કોઈ પણ દેશના લોકો માટે સ્વતત્રતાનો માર્ગ કદી બધ થઈ જ ન શકે એવી શ્રદ્ધા આપણે દૃઢ કરવી જોઈએ. સ્વતત્રતા જ આપણુ ધ્યેય થઈ જાય અને તેને માટે આપણે આપણુ સર્વસ્વ હોમવા તૈયાર થઈ જઈએ તો પછી આપણી સખ્યા ઓછી હોય કે વધારે—આપણા વિરોધીઓ સગઠિત હોય કે અસગઠિત—આપણે સ્વતત્ર થવાના જ એટલે અતિમ વિચાર કરીને ગાધીજીએ કહ્યુ છે કે આપણે જલદીમા જલદી અને ખરેખર આઝાદ થવું હોય તો આપણે મુસલમાનો પ્રત્યે માનસિક વિરોધ પણ ન રાખવો જોઈએ. તેઓ ગમે તેમ વર્તે, પણ આપણે તો તેમને આપણા ભાઈ જ ગણવા જોઈએ અને કાપડ, જે આપણા જીવનની સૌથી મહત્ત્વની જરૂરિયાત છે, તેને વિશે સપૂર્ણ સ્વાવલબી બનવુ જોઈએ કાપડની બાબતમા આપણે ખાદીનિષ્ઠ બનીશુ તો બીજા ગ્રામઉદ્યોગો આપણે સહેલાઈથી ઊભા કરી શકીશુ

જો આપણે મોટા મોટા કારખાના ને મિલો ચલાવવાના મોહમા પડયા તો આપણે દેશમા ન તો અહિંસાનુ વાતાવરણ પેદા કરી શકીશું ન તો શસ્ત્રયુદ્ધ ટાળી શકીશુ

ફેબ્રુઆરી, ૧૯૪૦

# ૧૯
# અશાંતિમાં અહિંસા

મહાભારતમા કૌરવો અને પાડવોના પક્ષના પાચ પચાસ યોદ્ધાઓનાં નામો આપેલા છે યોદ્ધાઓ આપસ-આપસમા લડે છે બાકીની સેના ફક્ત સખ્યા બતાવવા માટે અને યોદ્ધાઓના હાથે મરવા માટે જ હોય છે સૈનિકોનુ મરવુ, એમની પોતાની દૃષ્ટિએ ગમે તેટલુ મહત્ત્વનુ હોય તોયે, મહાભારતમા તો ફોજની સખ્યા ઘટાડવા કે ખુટાડવા માટે જ હોય છે, યુદ્ધ કેટલુ ગભીર હતુ એનો ખ્યાલ આપવા માટે એ સખ્યા કામ આવે છે પણ એ વાચીને મરેલા લોકો વિષે દુ ખ કે સમભાવ પેદા થતો નથી રણનદીના વર્ણનો ફરી ફરી આપવામા લોહીની નદીમાં સૈનિકોના માથાઓ કે હાથપગ કેમ તરતા હતા એનુ વર્ણન કરતા ભારતકારને અસાધારણ રસ છૂટે છે, જ્યારે આપણને એ વર્ણન વાચતા ત્રાસ છૂટે છે છતા મહાભારતના સૈનિકો જીવતાજાગતા અને લાગણીવાળા માણસો છે અને આપણા જ ભાઈભાડુ છે એ કેમે કરી ધ્યાનમા ચડતુ જ નથી કતલખાનામા પહોચેલા ઘેટા-બકરાઓ વિષે જે લાગણી આપણામા સામાન્યપણે હોય છે તેથી જુદી લાગણી મહાભારત વાચતા એ સૈનિકો વિષે આપણા મનમા પેદા નથી થતી સ્વપક્ષના સૈનિકો મરે એટલે દુ ખી થવુ અને ચિડાવુ અને શત્રુપક્ષના લોકો મરે એટલે રાજી રાજી થવુ એટલી જ આપણી પાસેથી અપેક્ષા રખાય છે

આજના મહાયુદ્ધમાં લગભગ એવુ જ નથી ચાલતુ? શરૂ શરૂમા કેટલા લાખ લોકો મરાયા એની સખ્યા મળતી હવે એ પણ આકડા મળતા બધ થયા છે કયુ સ્થાન પડયું અને કઈ સેના હટી એટલુ જ જાણવાની લોકોની ઈંતેજારી હોય છે કેટલા લોકો મરાયા એ ન બતાવવાની નીતિ હવે

બધે સ્વીકારાઈ લાગે છે આપણે ત્યા જ્યારે જ્યારે હિંદુ મુસલમાનના રમખાણો થાય છે ત્યારે ત્યારે દરેક બાજુએ કેટલા લોકો ઘાયલ થયા અને કેટલા મરી ગયા એના હિસાબ છાપાઓમા આવે છે એમા હિંદુ કેટલા હતા અને મુસલમાન કેટલા હતા એ આપણને સીધી રીતે મળતુ નથી રમખાણોમા સામાન્ય રીતે સામાન્ય માણસો જ મરાય છે મોટા લોકો, પૈસાદાર લોકો, આગેવાનો હમેશા સુરક્ષિત હોય છે એકાદ ગણેશ શકર વિદ્યાર્થી હાથે કરીને જાન જોખમમા નાખે, અથવા એકાદ સ્વામી શ્રદ્ધાનદનુ ઈરાદાપૂર્વક ખૂન કરવામા આવે તે વાત અપવાદરૂપ જ હોય છે

હવામાન ખાતાવાળા જેમ વરસાદ ક્યારે પડે છે અને કેટલો પડવાનો સભવ છે એ તારવી કાઢે છે, તેવી જ રીતે જાહેર જીવનના જાણકારો પણ હવે કહેવા લાગ્યા છે કે અમુક આગેવાનોના ભાષણ પછી અથવા એમેરી જેવા સરકારી અમલદારોના સ્ટેટમટ પછી મોટે ભાગે રમખાણો થવા જ જોઈએ

ત્યારે શુ આ મરનારા અને મારનારા સામાન્ય લોકો રાજદ્વારી મામલામાં આટલો રસ ધરાવે છે? શુ આ સામાન્ય લોકોમા જ ધર્મનિષ્ઠા અથવા ધર્મ-ભક્તિ વધારે હોય છે? રાજદ્વારી અધિકારની વહેંચણી થાય છે ત્યારે શું આ લોકોને જ લાભ કે હાનિ સોસવી પડવાની છે?

કેટલાક અનુમાનો છૂટથી બોલાય છે, પણ છાપામા લખાતા નથી અને કેટલાક સિદ્ધાતો છાપાઓમા ચર્ચાય છે પણ ખાનગી સભાપણમા તેમનુ મહત્ત્વ મનાતુ નથી ખાનગી સભાપણમા મોટે ભાગે આ કે પેલા પક્ષનો જ બધો વાક જોવાય છે, જ્યારે છાપામા લખતી વખતે, એકપક્ષી હુમલો થયો હોય તોપણ બન્ને પક્ષનો વાક કઢાય છે

અને સરકારનો તો કોઈ કાળે વાક હોતો જ નથી રમખાણો થાય છે ત્યારે અમુક સમય પછી જ ચાપતા ઇલાજો લેવા એવો કઈક અલિખિત નિયમ દેખાય છે ઉશ્કેરણી ટાળવા માટે સમાચાર-પ્રકાશન ઉપર અકુશ રખાય છે બધુ ઠડુ થઈ ગયા પછી સરકારી રીતે અથવા ખાનગી રીતે એકાદ કમિશન નિમાય છે, કારણો શોધાય છે, ઉપાયો સૂચવાય છે અને આ બધુ થઈ ગયા પછી અચૂક અને સનાતન રીતે મૂઓ જવાય છે!

કાનપુરના રમખાણોમા રાષ્ટ્રવીર ગણેશ શકર વિદ્યાર્થીના બલિદાન પછી કૉંગ્રેસ તરફથી એક કમિશન નિમાયુ એણે બીજે છેડે જઈ, આદમ અને હૌવાના જન્મથી આખા ઈતિહાસને તપાસી લીધો, હિંદુ અને ઈસ્લામી સસ્કૃતિના પ્રધાન તત્ત્વોની તુલના કરી અને રાજદ્વારી તેમ જ સાસ્કૃતિક મોક્ષનો રસ્તો સ્પષ્ટ કરી આપ્યો સરકારને એ બધુ ન ગમ્યુ અને સરકારે એ રિપોર્ટ પ્રસિદ્ધ જ ન થવા દીધો એ જો પ્રસિદ્ધ થયો હોત તો તેમાથી ઐક્ય પ્રસ્થાપિત થાત કે નવા ઝઘડાનુ મડાણ થાત એ કોણ કહી શકે?

(મહાભારત યુદ્ધ પૂરુ થયા પછી, બે પક્ષ વચ્ચે કોનો કેટલો વાક હતો એની ચર્ચા કરતા કરતા યાદવો અદર અદર કપાઈ મૂઆ એ આપણા જાતીય ઈતિહાસની વાત અહીં યાદ આવ્યા વગર રહેતી નથી.)

આવી પરિસ્થિતિમા આ રમખાણો કેમ થાય છે, તે કેમ ટાળવા અને થાય તો કેમ દબાવી દેવા એની મીમાસા કરવાનો ઉત્સાહ કોને હોય? અને તેમાય જ્યારે લોકો પૂછે છે કે આવી સ્થિતિમા તમારા ગાધીજીની અહિંસા શા કામની? ત્યારે તો કોઈ પણ સૂચના કરવાની ઈચ્છા જ મરી જાય છે ઘણી વાર હુ એટલુ જ પૂછીને થોભી જાઉં છુ કે ગાધીજીએ જો હિંસાની મનાઈ ન કરી હોત તો તમારી પાસે હિંસક ઈલાજ હતો અને તમે એ અમલમા મૂકીને રમખાણો દબાવી દીધા હોત એમ જ માનવાનુ ને?

૨

એક વસ્તુનો અનુભવ અત્યાર સુધી આપણે લગાતાર કરતા આવ્યા છીએ અને તે એ કે હિંદુ મુસલમાનોને અદર અદર લડી લઈ એક વાર ફૈંસલો કરી લેવાની તક સરકાર આપવાની નથી એક જ પાજરામા પુરાયેલા બે વાઘ કોઈની પ્રેરણા કે ઉશ્કેરણીના પરિણામે સજાતીયતા વીસરી શકે છે અને એકબીજા સામે જોઈને ઘૂરકી શકે છે વાઘભાષામા એકબીજાની નિંદા કરી એકબીજાને ગાળો કાઢી શકે છે એકમેકને નહોર મારી ઠીક ઠીક લોહીલુહાણ કરી શકે છે પણ આમ બનવા સુધી વાત પહોચે એટલે પાજરાનો ધણી બન્ને વાઘ વચ્ચે ઉપરથી એક બે લોખડી દીવાલ ઉતારે છે અને બન્ને વાઘને છૂટા પાડે છે આમ બને છે ત્યારે "સારુ થયુ કે માલિક વચ્ચે પડયા, નહીં તો આપણુ આવી જ બન્યુ હતુ" એમ માનીને બન્ને વાઘ માલિક પ્રત્યે કૃતજ્ઞતા પણ જાહેર કરી શકે છે પણ બન્ને ન તો દોસ્ત બની શકે છે અને

ન તો એકબીજાને પૂરા કરી શકે છે બને વાઘને મનમા થઈ આવે છે કે "માથે કોઈ માલિક હોય, અને આપણે પાજરામા હોઈએ એ કેટલુ સારુ છે! આપણે જોખમમા તો નથી" .

૩

અંગ્રેજોએ આપણા રાજાઓ જોડે subsidiary system (ખડિયા પદ્ધતિ)ના કોલકરાર કર્યા અને દરેકના રક્ષણનો બોજો પોતાને માથે લીધો. "તમે અમને પૈસા આપો અથવા તમારા રાજ્યનો કટકો આપો! અમે તમારા વતી ફોજ રાખીશુ અને તમારુ રક્ષણ કરવા માટે અમે પોતાની જાતને બાધી રાખીશુ" એમ કહી તેમણે વાઘસિહ પાસેથી તેમના નખ અને દાત પોતાના તાબામા લઈ લીધા એ વાત ઈતિહાસપ્રસિદ્ધ છે

સવાલ એ છે કે બીજી કોઈ પણ કોમે આવી રીતે સલામતી ખરીદી લીધી હોત ખરી? ત્યારે આપણને જ એ વસ્તુ કેમ ગમી ગઈ? આપણે થાકચા હતા, આપણો પુરુપાર્થ હણાયો હતો, એ કારણ તો છે જ પણ એ ઉપરાત આપણી સસ્કૃતિમા લડવાનો ઈજારો અને એના અગેની ફી એક વિશિષ્ટ વર્ગને આપીને નિરાત વાળવાનો પ્રકાર ચાલતો આવેલો હતો એટલે જ આપણે અગ્રેજોને એ ઈજારો આપતા સકોચ ન કર્યો અને આપણા જ દેશી લોકોને જ્યારે તેઓ પોતાની ફોજમા નોકરીએ રાખવા લાગ્યા ત્યારે વાધો ન ઉઠાવ્યો અને દરેક કોમે પોતાનુ રક્ષણ પોતે જ કરવુ જોઈએ એ માનવજાતના સિદ્ધાતને આપણે તિલાજલિ આપી स्ववीर्यगुप्ता हि मनो प्रसूति । 'મનુના વશજ માનવોએ પોતાના વીર્યથી જ પોતાનુ રક્ષણ કરવુ જોઈએ' એ પ્રાથમિક સિદ્ધાત આપણે કોરે મૂકચો અને સીધી ભાપામા કહીએ તો આપણે નામર્દ બન્યા જૂના વખતમા ગામડાઓ તો પોતાના રક્ષણનો ભાર પોતા ઉપર જ છે એમ સમજીને ચાલતા પરિણામે તેઓ વધારે સાવધાન રહેતા બધી ન્યાતો વચ્ચે સજ્જનોનુ સગઠન પણ વધારે રહેતું અને બધા જ લાકોનું જીવન એકબીજામા ઓતપ્રોત રહેતુ રાત્રે ચોકી ચલાવવી, કિલ્લાની દીવાલાની મરામત કરવી, કસરત કુસ્તીમા પ્રવીણ થવુ, નિશાનબાજીનો મહાવરો રાખવો એ બધુ લોકોને માટે સ્વાભાવિક હતુ

આત્મરક્ષણની જવાબદારી પોતાના ઉપર જ હોવાથી દરેક માણસ આસપાસની પરિસ્થિતિને ઓળખતો, દરેક ગામડાની અને દરેક શહેરની

શક્તિ કેટલી છે, કયો માણસ કેવો છે, ગુંડો કોણ છે, સજ્જન કોણ છે, કોની લાગવગ ક્યાં સુધી પહોંચે છે, એ બધું જાણી લેવું એ બધાની ફરજ હતી આ બધી માહિતી પોતાની જાડી બુદ્ધિથી તેઓ જેમ તેમ મેળવતા હશે પણ કાંઈક તો તૈયારી હતી જ જૂના વખતના લોકોની ગફલતની આજે આપણે ઠેકડી કરીએ છીએ, પણ આજની આપણી મોંઘી ગફલત તો માણસજાતિની કલ્પનામાં ન આવી શકે એટલી ઊંડી અને જીવલેણ છે

આજે જ્યારે જ્યારે રમખાણ વિષે વાતો ચાલે છે, ત્યારે ત્યારે લોકો કહે છે કે "કાયમના ઇલાજો પાછળથી બતાવો, અત્યારે માથાં ભંગાય છે, ઘરો બળાય છે અને જાનમાલ જોખમમાં છે એવે વખતે તરત કરવા જેવું શું છે એ તમે બતાવો તો તમારો પાડ માનીશું અત્યાર સુધીની ગફલતના અને દરેક સમાજના સ્વભાવના વર્ણનો નિરાંતે સાંભળીશું"

એવી અધીરાઈથી વાતો કરનારને હું કહું છું કે "તાત્કાલિક કરવા જેવું શું છે એની ચર્ચા હમણાં જ કરીશું પણ એક વાત અત્યારે પણ સમજવા જેવી છે તે એ કે હવે પછી જે જાતના દિવસો આવવાના છે તેના પ્રમાણમાં અત્યારે ચાલે છે એ પણ શાંતિના દિવસો ગણવા જોઈએ અને તોફાનના દિવસો સામે જે પૂર્વતૈયારી શાંતિના દિવસોમાં કરવાની હોય છે તે પણ અત્યારથી જ કરવી જોઈએ નહીં તો હવે પછી રોજ એમ જ કહેવાનો વારો આવે કે "ગઈ કાલનો દિવસ સારો હતો ગઈ કાલે કાંઈક તૈયારી કરી હોત તો સારું થાત આજે તો આજની મુશ્કેલીને પહોંચી વળીએ તો ગનીમત"

૪

કેવળ અહિંસાધર્મ જ નહીં પણ આજકાલનું વિજ્ઞાન પણ કહે છે કે દુષ્ટતા એક જાતનો ચેપી રોગ છે, એક જાતનું ગાંડપણ છે કોઈની દુષ્ટતા જોઈને આપણામાં પણ જે સામી દુષ્ટતા આવી જાય છે એ એક જાતનો હડકવા છે. દુષ્ટ સામે આપણે જો દુષ્ટ થયા તો જાણી લેવું કે આપણે બંને માંદા છીએ, બંને રોગી છીએ, બંનેને હડકવા થયો છે અહિંસાધર્મ કહે છે, "જો મારો ભાઈ ગાંડો થઈને મને મારવા તૈયાર થઈ જાય તો હું કાંઈ સહેજે મરવા તૈયાર નહીં થાઉં, 'આવ ભાઈ, માર મને' એમ કહીને હું મારી ગરદન એની આગળ ધરું નહીં. મારે તો એના ગાંડા હુમલામાંથી બચવું છે અને ભાઈની સેવા પણ કરવી છે પણ જો હું એના હાથમાં એવી રીતે સપડાઉં કે એને માર્યા વગર હું

બચી જ ન શકુ તો બચી જવાના શક્ય તેટલા બધા ઈલાજો અજમાવ્યા પછી, અંતે હુ ભાઈને હાથે મરવા તૈયાર થઈ જાઉં, પણ એને મારવા હાથ ઉગામુ નહીં ભાઈને હાથે મરવુ પોષાય, પણ ભાઈને મારવાનુ પાપ જાણ્યા પછી પણ એના ગાડપણનો લાભ લઈ અથવા એના ગાડપણને લીધે પોતે ગાડા થઈ એને મારવા તૈયાર થવુ એ મારાથી કોઈ રીતે ન થાય એ ત્રીજા ભાઈને, બહેનને કે બાળકને મારવા તૈયાર થવા જેટલુ ગાડપણ બતાવે તો એને તેમ કરતા રોકવાનો અને ગમે તે રીતે એને વારવાનો મારો હક્ક છે. એટલુ જ નહીં પણ મારો ધર્મ છે ”

માટે હવે આપણે તરત આમ કરવુ જોઈએ કે દરેક પોળ, મહોલ્લા, શેરી, આળી, ગલી કે કટરા દીઠ આપણે ચોકી રાખનાર લોકોનુ એક મડળ ઊભુ કરવુ જોઈએ એ મડળનુ કામ પોતાના મહોલ્લામા દિવસરાત ચોકી રાખવી, આવનાર જનાર પર નજર રાખવી, કોણ શુ કરે છે એની ખબર રાખવી અને કોઈ પણ તોફાન થાય તે પહેલા જ એના પૂર્વચિહ્નો ઓળખી એનો વખતસર બદોબસ્ત કરી નાખવો.

જો કોઈ રડ્યોખડ્યો માણસ એકલો એકલો હાથમા તલવાર, બદૂક, પિસ્તોલ કે એવુ જ કોઈ સાધન લઈને આપણા મહોલ્લામા આવી જાય તો એને ઘેરી લેવો, એના હાથમાથી હથિયાર છીનવી લેવુ અને એને એના સમાજના જવાબદાર મુરબ્બીઓને સુપરત કરી કહી દેવુ કે “આ તમારો માણસ છે એને સાચવી લો ફરી એ આવુ તોફાન કરવા ન પામે એટલુ જોજો” તોફાની માણસને કશી સજા કર્યા વગર, કે પોલીસના તાબામા સોપ્યા વગર, એના જ સમાજને સોપી દીધો હોય તો એની અસાધારણ સારી અસર થશે અને ન થાય તોયે શુ? આપણે થોડો જ બદલો લેવા માગીએ છીએ? જૂના કાળના રજપૂતો કે બીજા જેમ ગફલતમાં રહેતા હતા તેમ આપણે રહેવાના નથી એટલુ ચોક્કસ.

હવે જો એકાદ મોટુ ટોળુ રીતસર તૈયારી કરીને આપણો મહોલ્લો લૂટવા કે આપણને મારવા આવે, અને એને માર્યા વગર એના ઉપર કાબૂ મેળવવો અશક્ય હોય તો ત્યા એને મારવાનો પ્રયત્ન ન કરતા પોતે બચાવ કરતા કરતા મરવા તૈયાર થઈ જવુ એ જ અહિંસાનો રસ્તો છે આની અસર અદ્‌ભુત થશે એ વિષે શકા જ નથી

જો આપણા તરફથી બચાવ કરવાનો પૂરતો અહિંસક પ્રયત્ન થાય અને સામા પક્ષને સંપૂર્ણ અભયદાન હોય તો સામા પક્ષની દુષ્ટતા વધી જ ન શકે એનો લોભ પણ ઝાંખો પડશે અને સરવાળે સ્થિતિ સુધરશે જ

૫

હજી એક વાત ધ્યાનમા રાખવી ઘટે છે જોકે તેમા અહિંસાની દૃષ્ટિએ વિચારવાનુ નથી, પણ કેવળ દૂરદેશીથી જ સમજી લેવાનુ છે જ્યા સુધી અગ્રેજોની ઓછીવત્તી ફોજ, પોલીસ કે સત્તા આપણા દેશમા કામ કરે છે ત્યા સુધી આપણા દેશમા આપણે મોટી સખ્યામા એકબીજાના હાથે મરવાના નથી પણ જે પક્ષ પશુબળમા ફાવે એવો સભવ હોય તેને દબાવવા બ્રિટિશ સત્તા પ્રયત્ન કર્યા વગર રહેવાની નથી એટલે કે જે કોઈ પક્ષ હિંસાથી કામ લેવા માગશે તેને પ્રથમ અગ્રેજી પશુબળને હાથે કપાઈ જવાનો અને મરવાનો ભય રહે છે એથી ઊલટુ જો અહિંસક ઢબે બચાવ કરતા મરી ગયા તો તો આપણે આપણા લોકોને નિર્ભય બનાવીશુ અને ભવિષ્ય માટે બન્ને પક્ષની દૃષ્ટિ નિર્મળ બનાવીશુ

અગ્રેજોની સત્તા આ દેશમાથી સાવ અદૃશ્ય નહીં જ થાય એમ કોઈ ખાતરી આપી ન શકે તે છે ત્યા સુધી આપણે અદર અદર લડવાના જ હોઈએ તો તે લડત અહિંસક ઢબે જ લડવામા શ્રેય છે અને તેટલામા જો આપણે અહિંસાનો ચમત્કાર પારખી શકયા હઈશુ તો ત્યાર પછી, અગ્રેજી સત્તાના અભાવે જો આપણે ત્યા કદાચ પુરજોસમા યાદવાસ્થળો જામી હશે તો તેમા પણ આપણે એ અહિંસક ઢબ જ વાપરીશુ સામાન્ય જનતાને ગળે આ વાત સહેજે ઊતરે નહીં પણ જેઓ લશ્કરી દૃષ્ટિએ અથવા ક્રાતિની દૃષ્ટિએ વિચાર કરી શકે છે તેઓ આ વાત સહેજે સમજી શકશે સત્યાગ્રહને અતે શત્રુનો પરાજય એમા રહેલો છે કે, કાઈ નહીં તો એ લડત પૂરતી અહિંસા એને પરાણે સેવવી પડે છે અને તેટલે દરજ્જે એ આપણો સ્વીકાર કરે છે તાત્કાલિક શુ કરી શકાય એનો આપણે અહીં સુધી થોડોક વિચાર કર્યો, પણ હિંદુસ્તાનમા કોમી ઐક્ય સ્થાપવા માટે કાયમી ઇલાજ શા શા કરવા જોઈએ એનો વિચાર સ્વતત્રપણે કરવો જોઈએ

એપ્રિલ, ૧૯૪૧

# ૧૭
# અહિંસાના વમળમાં

૧

પ્રેમીના બચ્ચા ઘણા દિવસ થયા માદા હતા દુર્ગાબહેને એમની સારવારની બાબતમા મણા રાખી ન હતી, પણ દર વરસે અમે જોયેલુ કે પ્રેમીને બચ્ચા થાય છે, પ્રથમ ઠીક ઠીક પુષ્ટ દેખાય છે, પણ પછી એમને કાઈક રોગ લાગુ પડે છે, બચ્ચા સુકાવા લાગે છે, અને અતે રિબાઈ રિબાઈને મરી જાય છે ત્રણેક વરસ મેં આમ જોયેલુ આ ફેરે જ્યારે બચ્ચા સુકાવા લાગ્યા ત્યારે મારા મનમા કાઈ ને કાઈ થવા લાગ્યુ કૂતરા જેવા મૂક જનાવરનું દુ ખ તો કલ્પનાથી સમજાય, પણ તે દૂર શી રીતે કરાય? આખરે જ્યારે એ બહુ જ પીડાવા લાગ્યા ત્યારે મારા મનમા વિચાર આવ્યો કે હવે એને મરણ આપીએ તો ઠીક

આવો વિચાર ગાધીજીની અહિંસાની ફિલસૂફી સાભળ્યા પછી મનમા આવ્યો છે એમ નથી હુ અગ્રેજી બીજી ભણતો ત્યારે મારા ઘરની એક ઘરડી બિલાડી મરી ગયેલી ત્યારે પણ અસ્પષ્ટ રીતે એવો વિચાર આવેલો પણ તે યદૃચ્છાએ એમ બનેલુ કે કોકે મને કહ્યુ કે ટુબાના પાદડાનો રસ બિલાડીના નાકમા રેડો તો તેનો રોગ મટી જશે બિલાડીને જિવાડવાની આશાએ મેં ખૂબ રસ તૈયાર કર્યો અને એના નાકમા રેડ્યો રેડતી વખતે મનમા વિચાર આવ્યો કે, આથી ફાયદો થાય તો સારુ છે, અને રસ વધારે થશે અને બિલાડી ગૂગળાઈ જશે તોપણ એમા શુ ખોટુ? બિચારી રિબાતી તો મટી જશે

ઘણે વરસે બીજી વાર એવો જ પ્રસગ બન્યો વડોદરામા દેશપાડે સાહેબને ત્યા એક ઘરડી ગાય મરવા પડી હતી મને થયુ કે આ ગરીબ ગાયની અતિમ વેદના હુ જોયા કરુ છુ, અને તે મટાડવાનો એકમાત્ર ઉપાય છે, તે અમલમા મૂકતો નથી એમા ઘાતકીપણુ નથી? મેં દેશપાડે સાહેબ સાથે એની ચર્ચા કરી સાહેબે કહ્યુ, 'હિંદુ તો કોઈ કાળે આમ મારવાનો વિચાર ન કરે ઈશ્વરે એને નસીબે જેટલી આવરદા અને જેટલુ સુખદુ ખ

આપ્યુ હશે તેટલુ એ ભોગવી લેશે હુ શાત તો થયો, પણ ચોક્કસ ધર્મનિર્ણય મારા મન સાથે ન થયો શકા ઊઠ્યા જ કરતી હતી કે આમ તો આપણાથી કોઈની દવા કે મદદ પણ ન થાય ઈશ્વરની યોજના હશે તે પ્રમાણે તે પ્રાણી સુખ કે દુ ખ વેઠશે બીજી બાજુએ મન કહેતુ કે, મદદ કરવી ન કરવી એ વાત જુદી છે, પણ દરેક પ્રાણીને વહાલો એવો દેહ અને પ્રાણનો સબધ વિખૂટો કરવામા આપણે આપણી પાસે ઐશ્વર્ય ધારણ નથી કરતા?

પ્રેમીના બચ્ચાની બાબતમા વાત સ્પષ્ટ હતી. એ એક બે દિવસમાં કે થોડા કલાકમા મરવાના તો છે જ, એટલે ખરુ જોતા એમને મારવા જિવાડવાનો સવાલ છે જ નહીં સવાલ ફક્ત એમની અતિમ વેદના ટૂકાવવા જેટલી દયા આપણી પાસે છે કે નહીં? તે, અને એ અમલમા મૂકવાનો આપણો અધિકાર કેટલો? તે

આખરે મેં મહાદેવભાઈને પૂછ્યુ તેમનો જવાબ સ્પષ્ટ ન હતો એમણે કહ્યુ, શુદ્ધ દયાભાવથી જ તમે મારવા માગો છો એવી તમારા અતરાત્માની ખાતરી મળતી હોય તો ભલે મારો મેં નક્કી કર્યું કે બચ્ચાને જીવતા દાટી દેવા એટલે સહેલાઈથી પાર આવશે, પણ દુર્ગાબહેને અમારો સવાદ સાભળ્યો તેઓ મહાદેવભાઈ ઉપર ચિડાયા મને તો એમણે 'મારા'મા જ ગણી કાઢ્યો હશે, પણ ભલમનસાઈને લીધે એમણે મને કશુ ન સભળાવ્યુ પણ મેં જોયુ કે રોઈ રોઈને એમની આખો લાલ થઈ હતી

હવે નવો જ સવાલ ઊભો થયો દુર્ગાબહેનનુ કોમળ હૃદય દૂભવીને મારે પ્રેમીના બચ્ચાને દુ ખમાથી બચાવી લેવા એ મારો ધર્મ છે ખરો? મેં બચ્ચાને મારવાનુ માડી વાળ્યુ બીજે જ દિવસે એક કે બે કલાકને આતરે બને બચ્ચા મરી ગયા, અને હુ જાતે જ એમને જમીનમા દાટી આવ્યો

આપણો દયાધર્મ પોચો છે આકરા પગલામા રહેલી દયા આપણે જોઈ શકતા નથી અનેક પ્રસગોમા દયાધર્મના વિવિધ સ્વરૂપ ઓળખતા આપણે શીખવુ જોઈએ

૨

વિદ્યાપીઠમા નાહવા માટે બાધેલી કેટલીક ઓરડીઓ નકામી પડી હતી પહેલેથી જ એ નાહવા માટે વપરાય એવી ન હતી કોક વખતે એનો

ઉપયોગ નાના રસોડા તરીકે થતો અને કોક વખતે સરસામાનના ભંડાર તરીકે એ વપરાતી જે વસ્તુનો હમેશને માટે ઉપયોગ નથી તે એક વખતે એક બાજુએ ખડકાઈ એટલે વરસો સુધી કોઈ એને ત્યાંથી ખસેડે નહીં આવુ સ્થાન જો રહેવા માટે સર્પો પસદ ન કરે તો એને બીજુ વસનારુ કોણ મળે? પડખે જ બે જૂની થોરની વાડો વચ્ચે આવુ અવાવરુ મકાન, એટલે કેટલાક કાળા કાળા લાબા અને જાડા સર્પોએ પોતાનો સુરક્ષિત વાસો ત્યા કર્યો

ઓછામા ઓછે ખર્ચે વધારેમા વધારે રહેવાની સગવડ શોધવાની દાનતથી મેં આ ઓરડીઓને એક રહેતુ ઘર કરાવ્યુ અદરની નકામી ભીંતો પાડવાનુ કામ મજૂરો કરતા હતા, એટલામા અદરથી એક સર્પ નીકળ્યો મજૂરો કહે કે તેમણે એ પકડ્યો અને દૂર છોડી આવ્યા, તોપણ એ બીજી વાર આવ્યો એને ફરી પકડીને ફરી છોડી આવ્યા એક દિવસે કામ કયા સુધી આવ્યુ છે એ જોવા હુ એ તરફ ગયો ત્યા એક જણે કહ્યુ, અદર એક જાડો સર્પ નીકળ્યો છે મેં જઈને જોયુ તો એક નાનકડી ઓરડીમા લોઢાના એક જાડા પાટ તળે દબાયેલો એક સર્પ પડ્યો છે છટકી જવાને અનેક ફાંફા મારીને એ સાવ થાકી ગયો હોય એમ લાગતુ હતુ એની આંખોમા બીક અને હેરાનગતિ સ્પષ્ટ દેખાતી હતી એ તોફાને ચડ્યો છે એમ જરાયે લાગતુ ન હતુ મેં એક મજૂરને કહ્યુ, તમે બે 'વાર છોડી આવ્યા છો એ જ આ સર્પ હશે બીજા મજૂરે કહ્યુ 'ના, આ સરપ જુદો છે પેલો આવો જ હતો, પણ આ તે નહીં'

હુ સમજી ગયા ગુજરાતમા અહિંસા ધર્મના સાર્વત્રિક પ્રચારને લીધે લોકો કીડીઓ, મકોડા, માકડ, કૂતરા અને સર્પ વીંછી તરફ અસાધારણ દયાભાવથી વર્તે છે ઉજળિયાત કોમોની આ વૃત્તિનો ચેપ મજૂર કોમોમા પણ પહોચી ગયો છે એટલે તેઓ પણ બનતા સુધી આવા પ્રાણીને મારે નહીં ઘેટા, બકરા અને મરઘાને મારી ખાનાર માણસ પણ સર્પ વીંછીને મારી નાખતા ખચાય ધાર્મિક વૃત્તિ એ દેવતાના તેજ જેવી છે માણસ જરા ગાફેલ થયા એટલે દેવતા ઉપર રાખ બાઝે છે અને તેજ મોળુ પડે છે જેનાથી આપણે ભય પામીએ તેનો નાશ ઇચ્છવો એ મનુષ્યની પ્રકૃતિમા રહેલુ છે એ પ્રકૃતિ ઉપર વિજય મેળવવા ધર્મ મથે છે અને ધર્મ એ પાનુ

મનુષ્યસ્વભાવનુ સાચુ અગ છે જ જ્યારે ધર્મનો આગ્રહ મોળો પડે છે, ત્યારે એને ઠેકાણે દભ આવીને બેસે છે જેમ પ્રેમ અને ઉદારતાને ઠેકાણે ઠાલો વિવેક આવે છે, તેમ જ ધર્મના આગ્રહને ઠેકાણે આચારનો દભ ઘર કરે છે. રાતદિવસ ખેતી કરનારા, થોરની વાડો તોડનારા કે બાધનારા અને ઢોરોને ચરવા જગલમા લઈ જનારા લોકોને સર્પ સાથે ગભાધ હમેશા પડવાનો અને તેઓ સર્પોને હમેશા છોડી દે એ તો બને જ નહીં પણ કોઈએ સર્પ માર્યો હોય તો તેવુ કર્યાનો સીધો એકરાર કરતા શરમાય બીજા પ્રાતમા કોઈ સર્પને મારે તો તે પાચપચાસ લોકોને ભેગા કરીને તેમને બતાવ્યા વગર અને પોતાની બડાઈ કર્યા વગર રહે નહીં ગુજરાતમા તેમ નથી કરતા તેથી જ્યારે પેલા મજૂરે મને કહ્યુ કે તે દિવસનો સર્પ જુદો હતો ને આ જુદો છે ત્યારે હુ સમજી ગયો કે આ લોકોએ પહેલાને પૂરો કર્યો છે

પણ હવે આ ઘાયલ થયેલા સર્પનુ શુ કરવુ? સર્પને પકડવાની ફાસલાવાળી ડાગ તો વિદ્યાપીઠમા હતી જ નહીં આશ્રમના છોકરા હોત તો જોતજોતામા ત્રણચાર જણા મળીને સર્પને પકડીને નદી સુધી પહોચાડી આવ્યા હોત પણ અહીં તો પૂરતા વિદ્યાર્થીઓ પણ નહોતા મજૂરોમાથી કોઈને સર્પ પકડતા આવડે નહીં બધા બીકને વશ થયેલા દેખાતા હતા.

અને પેલો સર્પ? સર્પ જ્યારે આમ સપડાય છે ત્યારે મરણિયો થઈને વલખા મારે છે, મો વકાસે છે, કરડવા ધાય છે પણ આ સર્પ તો સાવ થાકી ગયેલો હતો એની આખો જાણે દયા માગતી હતી પીઠ પર પડેલા લોઢાના પાટથી એના હાડકા ભાગી ગયા હતા જ્યારે મજૂરો મને પૂછતા હતા કે હવે આનુ શુ કરીએ, ત્યારે બદીવાન જેમ ન્યાયાધીશ કે નવાબ તરફ દયામણી આખે જુએ તેમ પેલો સર્પ મારી તરફ જોતો હતો એમ મને લાગ્યુ એનું જીવવુ કે મરવુ એ મારા મોઢાના એક વચન પર આધાર રાખતુ હતુ. મજૂરો કહે, એને પકડીને દૂર પહોચાડશો તોયે અહીં ફરીને આવ્યા વિના રહેવાનો નથી એ આપણને જ નડવાનો એ ઘાયલ તો થયો છે, એટલે એણે મનમા વેર બાધ્યુ છે એનુ શુ કરવુ તે અમને કહો મારા મનમા પેલી અગ્રેજી કવિતાની લીટી યાદ આવી 'જેનામા પ્રાણ રેડવાની તારી તાકત નથી તેનો પ્રાણ હરણ કરવાની હિંમત ન કરતો' પણ આ લોઢાનો બોજો એને અસહ્ય છે એ તો સ્પષ્ટ દેખાતુ હતુ બરડાના એક બે હાડકા ભાગેલા એટલે એ

વલખા પણ મારી શકતો નહોતો એને પકડનાર કોઈની રાહ જોઈએ અને પકડીને થોડે દૂર છોડી દઈએ તોયે એ દોડી શકવાનો નહીં અને કીડીઓ કરડી કરડીને એના માસ પર ઉજાણી કરવાની પણ મજૂરો કાઈ ચોખ્ખેચોખ્ખુ કહે નહીં કે અમને એને મારવા દો અને મારો પણ નિશ્ચય ન થાય કે કહુ કે એને મારી નાખો. કોણ જાણે શાથી મને તો એ સર્પ મારો સગો ભાઈ હોય એમ જ લાગવા માડયું પહેલા આમ થતુ નહીં, પણ હવે તો એ બધુભાવના વધારે ને વધારે સ્પષ્ટ થતી ગઈ, એને મારવાનો સકલ્પ એક તરફ મનમા દૃઢ થતો જાય અને બીજી તરફ એની આખો જોઈને એનામા પણ મારા જેવી જ જિજીવિષા છે એનો ખ્યાલ આવે

તે એક ક્ષણમા મેં કેટલાયે વિચારો કરી નાખ્યા હશે પછી મનને કહ્યુ કે આ હૅમ્લેટવેડા ચાલે નહીં ચોક્કસ નિર્ણય ઝટ આપવો જોઈએ અનિશ્ચય—નિર્ણય ન આપવાનુ કાયરપણુ—એ આપણા સમાજનો વ્યાપક દોષ છે મારે કઈ પણ નિશ્ચય સ્પષ્ટ રીતે તરત કહી જ દેવો જોઈએ મેં મજૂરોને કહ્યુ, તમારે એને મારવાની રજા જોઈએ છે ને? લ્યો હુ તમને કહુ છુ કે એને મારી નાખો એક ડોસો જે સર્પને મારવાને કાઈક ઈતેજાર દેખાતો હતો તે એકદમ બોલી ઊઠયો, 'ચાલો, ધણી પોતે જ મારવાની રજા આપે છે ત્યારે વાંધો શો?' મેં મનમા કહ્યુ, સાચે જ પાપ મારે માથે છે જ્યારે સર્જનહાર આગળ એ સર્પ મને રજૂ કરશે ત્યારે મારે જ એનો મુખ્ય જવાબ આપવો પડશે, આ મજૂરોને નહીં

પેલો ડોસો મને કહે, હવે તમે અહીંથી જાઓ એને શી ખબર કે મારા મનમા શુ ચાલતુ હતુ? એને થયુ હશે કે આ સાહેબના મનમા જૈનો જેવો કોઈ વહેમ નથી, એટલે એમુે સુખેથી મારવાની રજા આપી છે અને મારા મનમા વિચાર આવ્યો કે આ મજૂરોને શુ હુ સમજાવવા બેસુ કે સર્પ મારવામા હુ માનતો નથી, મારવાને લાયક હોય તો સર્પ કરતા માણસ જ વધારે છે, વધારે દુષ્ટ કોણ, માણસ કે સર્પ એ સવાલનો જવાબ આપણે સહેજે આપી શકવાના નથી એ બધુ હુ આ મજૂરને સમજાવવા બેસુ તો શુ એ સમજવાનો હતો? એ તો મારી બાહ્ય ક્રિયા જ સમજી શકશે. અને બાહ્ય ક્રિયામા તો મેં ઘાતકીનુ આચરણ કર્યું છે

ડોસાએ ફરી મને કહ્યુ, 'હવે તમે અહીંથી જાઓ' — જાણે એમ જ કહેવા માગતો હોય કે પાપનુ પોટલુ તમે પૂરતુ બાધી લીધુ છે હવે છેલ્લા ઘાતકી અતમા તમે હાજર ન રહો તોયે ચાલે એમ છે એ કઠોર દેખાવમાથી અમે તમને બચાવીશુ. હુ ત્યાથી ખસી ગયો સર્પની દયામણી આખો મારી દૃષ્ટિ આગળ તરતી હતી અને કાનમા કોઈક બોલતુ હતુ, Abel and Cain (Gen–chap. IV) દૂર જઈને રસોડાની જાળીનુ કામ બરાબર થાય છે કે કેમ એ જોવામા મન પરોવતો હતો, એટલામા બૂમ સભળાઈ 'મારો, મારો, નહીં તો છટકી જશે'

ભાઈ સર્પ, એ બધો વખત તારા મનમા શુ ચાલતુ હશે?

૩

આશ્રમની જ વાત છે. એક દિવસે એક સર્પ નાહવાની ઓરડીમા આવીને ભરાયો હતો બહારની બાજુ કોળાનો વેલો ફેલાયો હતો સર્પ પહેલ-વહેલો કાકીએ જોયો એણે બૂમ પાડીને મને બોલાવ્યો પુડલિક મામા જોડે હુ વાતો કરતો હતો અમે બને જણા ત્યા દોડયા પુડલિક મામાએ એક સરસ લાબી લાકડી લીધી હતી સર્પ તો નાહવાની ચોકડીની ખાળમાથી બહાર નીકળી ગયો હતો અને વેલા પાસેની ખુલ્લી જગ્યામા આગળ શુ કરવુ એના વિચારમા પડયો હતો એટલામા અમે જઈ પહોચ્યા પુડલિક કહે, એ તો નાગ છે એને મારવાથી બ્રાહ્મણ માર્યાનુ પાપ લાગે મહારાષ્ટ્રમા નાગ બ્રાહ્મણ મનાય છે એને મારીએ તો એના મોઢામા એક પૈસો નાખી અને શરીર પર જનોઈ પાથરી પછી એને બાળી નાખવો પડે છે

મેં પુડલિકને કહ્યુ, એ ગમે તે હો, પણ આપણાથી આને મરાય જ નહીં એ બિચારો ઠડક શોધતો આપણી નાહવાની ઓરડીમા ભરાયો એમા એનો કશો વાક નથી એ કાઈ ત્યા કાયમ રહેવા પણ માગતો નથી જેવો આવ્યો તેવો પાછો જશે સર્પને જોયો કે મારવા તૈયાર થયા એ નર્યું દુષ્ટતા છે એને પણ જીવવાનો હક છે

કાકીથી કઈ આ બધુ સહન થાય? એ બોલી ઊઠી 'પુડલિક મામા, તમે એ બધુ જાયે સાભળતા નહીં ધર્મની વાત પાછળથી કરીશુ અત્યારે તો તમે એ સર્પને મારી જ નાખો મારા છોકરાઓ આખો દહાડે

બગીચામા રમે છે આ જોખમ ખેડવા જેવુ નથી જે કઈ પાપ લાગતુ હશે તે મારે માથે લેવા તૈયાર છુ તમે એને મારો '

મને કાકી પર ચીડ ન ચડી એના સર્પ પરના દ્વેષમા હુ દીકરાઓ પ્રત્યેનો પ્રેમ જોતો હતો સ્ત્રીઓનો પ્રેમ અત્યત ઉત્કટ હોય છે પણ એનુ ક્ષેત્ર મર્યાદિત હોય છે, એમ અનેક વાર મેં કાકીને કહેલુ એનો જ આ એક દાખલો હતો મેં પુડલિકને કહ્યુ, 'કાકીને પાપ તો જરૂર લાગશે, પણ તેથી કાઈ તમારુ પાપ ઓછુ થવાનુ નથી બીજા કહે એટલા માટે જ મારવા તૈયાર થવુ એ તો જલ્લાદનુ કામ થયુ પણ એને મહેનતાણુ મળે છે તમને તો એયે કોઈ આપવાનુ નથી '

મારી દલીલની અસર કાકી અને પુડલિક બને ઉપર જુદી જુદી રીતે થઈ પુડલિક પાછા હઠયા, અને કાકી મારા ઉપર નાગણ જેટલી ક્રોધે ભરાઈ એ માણસ ન હોત તો જરૂર એ મને કરડત હુ તો હસતો જ હતો એણે ફરી પુડલિકને કહ્યુ, 'પુડલિક મામા, જુઓ કેટલો ઝેરી સર્પ છે આ? ફેણ પણ કાઢે છે તમે શાનો વિચાર કરો છો? કહુ છુ, એને મારી નાખો કે તમે પણ અહિંસાવાદી થયા?'

મહારાષ્ટ્રીઓનુ સર્પ મારવાનુ શૂર અસાધારણ હોય છે તુકારામ જેવા નિર્વૈર સાધુએ પણ એક દૃષ્ટાતમા કહ્યુ છે કે સર્પ અને વીંછી પ્રત્યે દયા ન હોય કાકીના છેલ્લા વાકયથી પુડલિકનો છેલ્લો નિર્ણય થયો અને એણે સર્પ સામે લાકડી ઉગામી અને ઘા ચૂકે નહીં એટલા માટે બરાબર તાકવા લાગ્યા એટલો વખત સર્પ કાઈ અમારો ધર્મસવાદ સાભળવા તલ્લીન નહોતો થયો એ નિશ્ચલ તૈયારીમા પડયો હતો પુડલિકજીની લાકડી યમદડની પેઠે એના માથા ઉપર પડે તેની એક જ ક્ષણ પહેલા ત્યાથી એ ખસ્યો અને તીરને વેગે કોળાના વેલામા અલોપ થયો યદૃચ્છાએ છેલ્લો ધર્મનિર્ણય આપ્યો

શુ એ સર્પ પ્રત્યે હુ નિર્વૈર હતો? શુ એ સર્પ વિષે મારા મનમા દયા હતી? આનો જવાબ સહેલો નથી એ ખરુ સર્પને મારવાની મારી ઇચ્છા ન હતી સર્પ પ્રત્યે મારા મનમા કશો દ્વેષ ન હતો સર્પ બચી જાય એમ જ હુ ઇચ્છતો હતો એની તરફેણમા મેં દલીલો પણ કરી પુડલિકને એક વાર તો એ હત્યામાથી પરાવૃત્ત પણ કર્યા પણ એ સર્પને ઠેકાણે કોઈ ગાય કે વાછરડી હોત,—અથવા ગાયની વાત જવા દઈએ, કોઈ નિર્દોષ

ખિસકોલી કે પક્ષી હોત તો શુ આટલુ જ કરીને બેસી જાત? પુડલિકના હાથની લાકડી મેં કેમ ન ઝાલી? સર્પને મારવા જતા હુ વચ્ચે કેમ ન પડયો? એટલે સુધી આવતા હજી વાર છે હજી તો ગાય માટે મરતાયે આપણે નથી શીખ્યા તો સર્પને માટે મરવાનુ તો દૂર જ રહ્યુ મારીને રક્ષણ તો સરકારો પણ આપે છે, મરીને રક્ષણ આપવાનો ધર્મ હવે પછી ફેલાવવાનો છે દિલીપ અને શિબિ જેવા રાજાઓએ જે ધર્મનુ બીજ વાવ્યુ છે તે હજી બરાબર ઊગ્યુ જ નથી કેમ કે એ ધર્મ પ્રતીપ છે.

૧૯૩૧

# ૧૮

# અહિંસક આત્મરક્ષાનો સવાલ

કહેવાય છે કે વાદરાઓ જ્યારે રાતની ઠડીથી હેરાન થઈ જાય છે ત્યારે સોગન ખાય છે કે સવાર પડતા જ સૌથી પહેલુ એક મકાન બનાવી લઈશુ અને પછી બીજા કામ કરીશુ પરતુ જ્યારે સવાર પડે છે અને સૂર્યનારાયણના સોનેરી કિરણો ઠડીને નસાડી મૂકે છે ત્યારે કપિરાજ પોતાને માટે ઘર બનાવવાની વાત ભૂલી જાય છે અને ઝાડની ડાળીઓ પર આમતેમ કૂદતા કૂદતા એકબીજાને પોતાના દાતોનુ પ્રદર્શન કરાવવા માડે છે એટલામા ભૂખ મતાવવા લાગે છે અને આખો દિવસ તેઓ ભક્ષ્યની તપાસમા દોડતા રહે છે જ્યારે સાજ પડી જાય છે અને તેઓ કોઈ શાખાનો આશ્રય લેવા જાય છે ત્યારે તેમને ફરીથી યાદ આવે છે કે, 'દિવસે જો અમે એક ઘર બનાવી લીધુ હોત તો આજની આવી કડક ઠડીમા ઠૂઠવાવુ ન પડત. ખેર, જે થયુ તે થયું હવે જો આજની રાત પસાર થઈ ગઈ તો સવારે તો ઘર બાધી જ લેવાના'

સૈંકડો અને હજારો વર્ષ થયા, વાદરાઓની જાત આ જ સકલ્પ કરતી આવી છે, પરતુ આજ સુધી કોઈ પણ વાંદરાએ એક પણ ઘર નથી બનાવ્યુ

આપણે ભારતવાસીઓ છીએ તો દેવોના વશજ, પરંતુ આપણે આજ સુધી આ વાદરાઓનુ જ અનુકરણ કર્યું છે જ્યારે સકટ આવે છે

ત્યારે આપણે ખૂબ હેરાન થઈ જઈએ છીએ, વિચારવા લાગીએ છીએ કે આ સંકટનું નિવારણ શી રીતે કરવામા આવે? પરતુ જ્યા સકટ દૂર થયુ કે તરત આપણે એને ભૂલી જઈએ છીએ અને જ્યા સુધી ફરીથી સકટ ન આવે ત્યા સુધી એને ટાળવાના ઈલાજનુ નામ પણ નથી લેતા છેવટે આ સૃષ્ટિ ક્ષણભગુર અને માયારૂપ જ છે ને!!

ભારતવર્ષના ખેડૂતો જાતજાતની બધી વિપત્તિઓ સહન કરતા આવ્યા છે, પરતુ નથી એમણે એક પણ વિપત્તિનો સ્થાયી ઈલાજ કર્યો કે શોધ્યો. વાદરાઓ આપણને હેરાન કરે છે, કૂતરાઓ સતાવે છે, સાપ-વીંછી દર સાલ પોતાનો કર લે છે, મચ્છરો તગ કરે છે, અને પ્લેગ, ઈન્ફ્લુએન્ઝા વગેરે રોગ ગીઝનીના સુલતાનની માફક હર સાલ ચડાઈ કરે છે, હર સાલ નદીમા પૂર આવે છે અને આપણા ગાય બળદ વગેરે જીવનધન ઢસડીને લઈ જાય છે, દુકાળ પડે છે અને મનુષ્ય તથા પશુઓને ખાઈ જાય છે આપણે કશાયનો ઈલાજ કરવાનો વિચાર ન કર્યો આપણે ન તો વિધવાઓના પ્રશ્નનો નિકાલ કર્યો, ન તો હરિજનોના પશ્નનો હિંદુ-મુસ્લિમ-એકતાનો સવાલ આપણી સામે ઓછામા ઓછો એક હજાર વર્ષથી છે, હજી સુધી આપણે એનો કોઈ પણ નિકાલ અમલમા લાવ્યા નથી

આત્મરક્ષાનો જ સવાલ લો કહેવાય છે કે આત્મરક્ષા એ જ પરમ ધર્મ છે પરતુ તે સબધી આપણે શો વિચાર કર્યો છે? અને તેનો શો પ્રબધ કર્યો છે? અગ્રેજોએ હથિયારબધીનો કાયદો ચાલુ કરીને આપણા શસ્ત્ર છીનવી લીધા ત્યારથી આપણે નિ શસ્ત્ર થયા, એટલુ જ નહીં પણ નિશ્ચિત પણ થઈ ગયા છીએ આપણે હિંસા-અહિંસાની ચર્ચા પૂરેપૂરી કરીએ છીએ પણ ન તો આપણે હિંસાને સમજીએ છીએ, ન અહિંસાને જો શ્રી કિશોરલાલભાઈ અહિંસાની વાત છેડે તો લોક એમની સામે ડૉ મુજેની દલીલો ગખી દેશે અને જો એ જ લોકો સામે ડૉ મુજે આવી ગયા તો તે લોકો જ ડૉ મુજેની સામે શ્રી કિશોરલાલભાઈની દલીલો ઢાલની માફક આગળ કરી પોતાનો બચાવ કરશે, પરતુ માનશે બેમાથી કોઈની નહીં જો આપણે હિંસામાં વિશ્વાસ રાખીએ છીએ તો સો વર્ષ થયા આપણે કાઈ પણ તૈયારી કેમ ન કરી? અને જો અહિંસામા માનીએ છીએ તો આ વીસ-પચીસ વર્ષોમા આપણે

એની પણ શી તૈયારી કરી છે? ખરી રીતે આપણે તો માનીએ છીએ — કંઈ પણ ન કરવામાં

સવાલ તો એ છે કે જ્યારે સરકારને આપણે યુદ્ધમાં મદદ દેવાનો વિચાર કર્યો ત્યારે હિંસા-અહિંસાની સમસ્યા એકદમ જીવિત થઈને આપણી સામે કેમ ઊભી થઈ? ગાંધી સેવા સંઘ કે કૉંગ્રેસ હરેક સંસ્થાને પોતાના હૃદયને કેમ ઢંઢોળવું પડ્યું? એ જ સમયે આપણે આ સવાલની પૂરેપૂરી ચર્ચા કરી લેત તો આપણી નીતિ નિશ્ચિત થઈ જાત

પણ મોટા સાહેબે આપણી વાત ન માની, વિલાયતની સરકારે પણ ન માની અને મદદ કરવાની વાત હવામાં ઊડી ગઈ! બસ, તરત આપણે ફરીથી સૂઈ ગયા — જાણે કે હિંસાત્મક સહાયતાનો સવાલ હવે કદી ઊઠવાનો જ નથી

આ ઢંગથી આપણું કામ નહીં ચાલે આપણે એક વાર એ નિશ્ચય કરી લેવો જોઈશે કે હિંદુસ્તાનની નીતિ શી રહે? અંગ્રેજોને મદદ દેવાની વાત જવા દો, જો ક્યાંયથી આપણા દેશ પર આક્રમણ થાય અથવા અંદર અંદર જ લડાઈ-ઝઘડો થાય તો આપણે શું કરવું જોઈએ? એ વખતે શું આપણે સરકારની મદદ લઈશું કે સરકારને મદદ દઈશું? અથવા સરકારની મદદ વગર જ આપણા સ્વતંત્ર પ્રયત્નથી આત્મરક્ષાનો રસ્તો શોધી લઈશું? તે રસ્તો કયો હશે? — અહિંસાનો કે હિંસાનો?

મને લાગે છે કે આ સવાલની ખાસ છણાવટ થવી જોઈએ અને ખાસ પરિસ્થિતિમાં સમાજે શું શું કરવું જોઈએ એ વિષયમાં નિશ્ચિત સૂચનાઓ દેશની સામે રાખીને અહિંસક રાષ્ટ્રરક્ષાની રીત દેશને બતાવવી જોઈએ

ડિસેંબર, ૧૯૩૯

## ૧૯

# જીવદયા કે અહિંસા?

અહિંસા એ ધર્મનુ પ્રથમ અને છેલ્લુ લક્ષણ છે એ અહિંસાની જેમણે ઉપાસના કરી છે, ચિંતન કર્યું છે, તેનુ ઊંડાણ તપાસ્યુ છે તેને જ એને વિષે બોલવાનો અધિકાર છે જેમને અનેક સૈકાથી અહિંસાની દીક્ષા મળી છે એવા લોકો આગળ બોલવા માટે અહિંસા એ વિષય હુ જાતે પસદ ન જ કરત પણ એ જ વિષય મને સૂચવવામા આવ્યો છે એટલે મારા કાચા-પાકા વિચારો તમારી આગળ રજૂ કરીશ, મારી ભૂલો હોય તે સમજી લઈશ, તમારે તે મારે ગળે ઉતારવી પડશે

હુ માનુ છુ કે માણસમા જેટલા સદ્‌ગુણોની અપેક્ષા રખાયેલી છે અથવા જેટલા ગુણો મનુષ્ય જીવનમા કેળવાયા છે તે બધાનો ઊગમ કૌટુબિક વૃત્તિમાથી છે કુટુબનો આધાર પરસ્પર અહિંસા-પર — પ્રેમ, ક્ષમા, સહિષ્ણુતા, આત્મીયતા પર — છે એ ન હોય તો કુટુબ સભવે જ નહીં કુટુબમા એમ નથી હોતું કે કોઈને મારવાની વૃત્તિ તો થાય જ છે પણ ધર્મ વિચારીને તે છોડી દેવામા આવે છે ત્યા મારવાની ઇચ્છા જ થતી નથી થાય તો તે ભારે વિકૃતિ સમજીએ છીએ

હવે જે કુટુબ શકય છે તે બહાર પણ શકય હોવુ જોઈએ ઘરનાનો ભરોસો રખાય અને બહારનાના નહીં? બેશક ફરક રહેશે, પણ તે પ્રમાણનો જે વૃત્તિ કુટુબને વિષે છે તે વિસ્તૃત કરવાની જ વાત અહીં છે અહિંસા જો ધર્મનુ વ્યાકરણ હોય તો તે કુટુબની બહાર પણ પહોચવુ જોઈએ

કૌટુબિક સબધ એક પ્રકારનો હોય છે, જ્યા ભક્ષ્ય-ભક્ષક-ન્યાય છે ત્યા સબધ જુદી જાતનો હોય છે ભક્ષ્ય-ભક્ષક-ન્યાય ઓછો કરવો એ ઉન્નતિનું લક્ષણ છે ભૂખ લાગે ત્યારે ગમે તે ખાવુ, ગમે તેને ખાવુ એ ભક્ષ્ય-ભક્ષક-ન્યાય છે એ એક છેડે છે, કુટુબ બીજે છેડે છે કુટુબમા સ્વાત્માર્પણની વૃત્તિ રહેલી છે, ભક્ષ્ય-ભક્ષક-ન્યાયમા પ્રાણ લેવાની વૃત્તિ છે કુટુબમાં કુટુબીઓ માટે જરૂર પડચે પ્રાણ આપવાની વૃત્તિ છે એ બે છેડા વચ્ચે આપણુ જીવન ઝોલા ખાય છે

અહિંસાધર્મ આ કુટુંબવૃત્તિનો વિસ્તાર કરતો જાય છે અને ભક્ષ્ય-ભક્ષક-ન્યાયને હઠાવતો જાય છે અહિંસાધર્મનો વિકાસ એ જ ક્રમે થઈ શકે જે અહિંસા કુટુંબને વિષે છે તે બીજા કુટુંબસદૃશ લોકોને વિષે ફેલાય, પછી સમાજરૂપી કુટુંબ પ્રત્યે, ત્યાર પછી બીજા સમાજો પ્રત્યે, ત્યાર પછી મનુષ્યકોટિ પ્રત્યે, અને છેવટે તિર્યક્યોનિ સુધી વિસ્તરે એ અહિંસાનો વિકાસક્રમ છે તેમાથી જેમની સેવા આપણે લઈએ છીએ તેમના પ્રત્યે આપણો વિશેષ ધર્મ છે માણસ પ્રત્યે અહિંસા નથી ઊપજી ત્યા સુધી બીજા પ્રાણી પ્રત્યે ન ઊપજી શકે એમ મારુ કહેવુ નથી પણ મનુષ્યનો વિકાસ ઉપર કહ્યુ તે રીતે થાય છે ઘરના પ્રત્યે અહિંસા રાખવી સહેલી છે, પડોશી પ્રત્યે રાખવી પ્રમાણમા તેટલી સહેલી નથી ઉપર ઉપરથી ઊલટુ ભલે લાગે. કુટુંબ સાથેના ક્લેશના મૂળમા પણ પ્રેમ જ છે, જોકે એ પ્રેમની વિકૃતિ છે, પણ મનુષ્યના સ્વભાવ પ્રમાણે નજીકના પ્રત્યે સ્વાત્માર્પણની—અહિંસાની વૃત્તિ વધારે હોય છે હૃદય જેમ જેમ વિશાળ થતુ જાય છે તેમ તેમ અહિંસા વધતી જાય છે આપણને ઘરમા ક્લેશ થાય છે ને મિત્રો જોડે નથી થતો, ભાઈ જોડે ઊચુ મન થાય છે, મિત્ર જોડે નથી થતુ કારણ ભાઈ પાસે આપણને કઈક અપેક્ષા હોય છે, જે મિત્ર પાસે નથી હોતી ભાઈ એ ભાઈ છે એને સારુ આપણે એની પાસેથી આકરા આદર્શની અપેક્ષા રાખીએ છીએ, અને તે જ કારણે દુ ખી થઈએ છીએ

તે જ પ્રમાણે પશુઓ પ્રત્યે દયાભાવ રાખવો સહેલો છે, માણસ પ્રત્યે દયાભાવ રાખવો અઘરો છે કારણ પશુ જોડે આપણો સબધ ઓછો છે માણસ જોડે વધારે છે, માણસ જોડે રાગદ્વેષ વધારે છે નાથભાગવત કરીને મરાઠી ભાષાનો એક ઉત્તમ ગ્રન્થ છે, એમા ધર્મતત્ત્વનુ સામાન્ય પ્રજા આગળ અત્યત વિશદ કરેલુ વિવરણ છે. એ નાથભાગવતમા કહેલુ છે કે ‘તમારે નમ્રતા કેળવવી હોય, આત્મૌપમ્ય કેળવવુ હોય તો જે પ્રાણીને જુઓ તેને સાષ્ટાગ દડવત્ પ્રણામ કરો તો અહકાર નીકળી જશે અને નમ્રતા કેળવાશે છતા જેને વિષે તમારે અહકાર નથી, રાગદ્વેષ નથી તેને સાષ્ટાગ પ્રણામ ન કરો તોયે ચાલે પણ માણસને તો પ્રણામ કરો જ, કારણ માણસ પ્રત્યે જ તમારે રાગદ્વેષ સભવે છે’ જે માસાહારી નથી તેને માટે તિર્યક્યોનિ પ્રત્યે દયાભાવ રાખવો અઘરો નથી પણ માણસ પ્રત્યે સ્નેહ-દયા રાખવા એ અઘરુ છે

લોકો ધર્મનો સહેલો ભાગ સ્વીકારે છે અને જે અઘરો મુખ્ય ભાગ છે તે મહાત્માઓને માટે રાખી મૂકે છે સહેલા ભાગ વિષે હરીફાઈ ચાલે છે પજાબના શીખોમા કોઈ બીડી પીએ તો તેની ધૂળ કાઢે, પણ બીજી મહત્ત્વની આજ્ઞાઓનો ભગ કરે તેનો કોઈ વાક ન કાઢે નાનપણમા અમે કપાળ પર તિલક ન કરતા તો અમને લોકો વઢતા, પણ અમને વઢનાર પોતે સત્યનું પાલન ન કરે તેવુ કઈ નહીં તેમને તો બ્રાહ્મણ્યનુ સર્વસ્વ તિલકમા આવી જતુ લાગતુ માણસ ધર્મનો પર્યાય શોધે છે, અવેજીધર્મ કે ધર્મનુ પ્રતીક શોધે છે, એના ત્રણ દાખલા આપુ

ત્યાગ એ ધર્મજીવનનુ સર્વસ્વ છે ત્યાગ વિના માણસ ઉન્નત ન થઈ શકે, ત્યાગ ઉન્નતિનું વ્યાકરણ છે ફ્રેંચ ગ્રન્થકાર રોમૅં રોલાનુ વચન છે: The less I have the more I am જેમ વળગાડ ઓછો તેમ આત્માનો વિકાસ વધારે મત્તા ઘટે છે ત્યારે સત્તા વધે છે જેમ પરિગ્રહ ઓછો, તેમ આત્માનો વિકાસ વધારે ત્યાગ એ મુખ્ય ધર્મ છે પણ માણસને ત્યાગ અઘરો લાગે છે ભગવાન ઈશુએ કહ્યુ છે તેમ માણસનુ હૃદય તેની સપત્તિમા હોય છે, હૃદય કપાતા જેટલુ દુ ખ થાય છે તેટલું સપત્તિ છોડતા થાય છે માણસથી ત્યાગ કરાતો નથી ને ત્યાગ કર્યાનુ સમાધાન તો તેને જોઈએ છે એટલે તેણે શોધી કાઢ્યું દાન કોઈ અત્યત ગરીબ દુ ખી હોય તેને જરાક આપીએ તો તે સહેજે રાજી થાય, એટલે તેને થોડુક આપી દઈએ જેને બે આના માડ મળતા હોય તેને બે રૂપિયા આપી દઈએ તો તે આભો બની આપણી સામે તાકી રહે ને ગાંડો થાય તેનો એ અસાધારણ આનદ કે તૃપ્તિ જોઈને આપણને થાય છે, આપણે ઘણુ કર્યું ઈશ્વર તો હસીને કહે છે ઘણુ શુ? તેં કઈ જ નથી કર્યું પણ માણસ પાસે એ હિસાબ ક્યા છે? તે તો પેલાના મોઢા સામે જોઈને માને છે કે આપણે ઘણુ કર્યુ. આમ માણસે દાનને ત્યાગનો પર્યાય બનાવ્યો છે

માણસે દાન ન કરવુ એમ મારુ કહેવુ નથી, પણ દાનમા જ સતોષ માની લેવો એ પાડનારી વસ્તુ છે. દાન એ જીવનની સુવાસ છે, વિવેક છે એને ધાર્મિક કૃત્ય જેવુ મોટુ નામ ન આપો મને પીવાનુ પાણી આપો એમા પરોપકાર માનો છો ખરા? પાણી આપવામા જે વૃત્તિ છે તે જ દાન પાછળ હોવી જોઈએ સ્ટેશન પર માણસ પાસેથી પૈસાનુ પાણી મફત લેતા આપણી ધર્મબુદ્ધિ

ઘવાય છે, આપણે ચૂકયા વગર એને પૈસો આપીએ છીએ, જાણે ન આપતા એના નરકમા આપણો ભાગ થતો હોય અને એ આપણુ બધુ પુણ્ય લૂટી જતો હોય! પણ એ જ વૃત્તિ આપણે બધે રાખીએ છીએ? દુનિયાના વ્યવહારમા કૂડકપટ, પ્રપચ ચાલે છે, ત્યા આપણી એ વૃત્તિ છે? દાન અને ત્યાગમા ત્યાગ એ સાચી વસ્તુ છે દાન એ એનો કેવળ પર્યાય છે

એવુ જ છે તપ અને દેહદડનનું તપ એ કાયિક, વાચિક અને માનસિક એમ ત્રિવિધ હોય છે આત્માની શક્તિ વધે તે માટે સુખદુ ખને કોરે મૂકી, નિરલસ થઈ જેટલી પ્રવૃત્તિ કરવામા આવે તે બધી તપ છે. એ સહેલુ નથી એમા શરીર કરતા મનને વધારે કાબૂમા રાખવુ પડે છે એના પ્રમાણમા દેહ-દડન સહેલુ છે મન વશ કરવુ અઘરુ છે, દેહ દમવો સહેલો છે વાસનાઓ શરીર દ્વારા તૃપ્ત થાય છે એ ખરુ, પણ એનુ પ્રેરક તો મન છે. શરીર દ્વારા ટેવો પડે છે તે કાબૂમા રહેવુ જોઈએ ખરુ, પણ ખરુ કાબૂમા રાખવાનુ તો મન છે દેહદડન દ્વારા જ્યા સુધી મન કાબૂમા આવતુ હોય ત્યા સુધી દેહદડન સારુ છે નહીં તો ખરાબ ટાગાવાળાને વાકે ઘોડાને મારવા જેવુ થાય, માથુ દુખે છે માટે પગે પાટો બાંધવા જેવુ થાય કાયિક, વાચિક, માનસિક તપ સહેલુ નથી મન કાબૂમા રાખવા પૂરતું શરીરને દડીએ, પણ શરીરને દડવા ખાતર ન દડીએ

મને શકા છે કે અહિંસાને વિષે પણ એવુ જ કાઈ તો નથી? અહિંસા શકય નથી લાગતી માટે તો આપણે જીવદયા નથી ઉપજાવી કાઢી? હુ જાણું છુ કે એ તમને પ્રિય સદ્ગુણ છે જીવદયા વિષે તમને ન રુચે એવુ હુ કઈ બોલુ તો જીવદયા ખાતર જ તમે મને કઈ નહીં કહો! પણ ખરુ જોતા આપણે જીવદયા કરતા કઈક વધારે કરવાને બધાયેલા છીએ જીવદયા જરૂર રાખીએ, પણ એની પાછળ આપણો ભાવ કયો હોય છે એ સવાલ છે જૈન-સમાજનુ દર્શન તો મને ગુજરાતમા આવ્યા પછી થયુ પણ નાનપણમા અમારે ત્યા એક મારવાડી દુકાનદાર હતો, તે રોજ તપેલુ ખાડ ભરી કીડિયારુ પૂરતો તે વખતે મને એ ખરાબ ન લાગતુ, કઈક સારુ છે એટલુ જ લાગતું પછી હુ મોટો થયો, વેદાત વાંચતો થયો, કીડી જોડે પણ આત્મૌપમ્ય કેળવવાનો પ્રયત્ન કરતો થયો અને આજકાલના ભણેલા લોકોનો પ્રથમ ધર્મ છે તેમ મેં એને વિષે લેખ પણ લખી દીધો! પેલા મારવાડીની જીવદયાની

અને આત્મૌપમ્યની પ્રશસા કરી. એ જ મારવાડીને મેં કેટલાક વખત પછી કોરટમા ખોટી જુબાની આપતો ને ગરીબોને લૂટતો જોયો, ત્યારે મને થયુ કે આ શુ? અહીં એનુ પેલુ આત્મૌપમ્ય ક્યા ગયુ? એને વિષે પણ લખી કાઢવાનુ મન થયુ, પણ ન લખ્યુ પણ મેં જોયુ કે આ રીતે ધર્મ સહેલો કરી શકાય છે અને તેના પાલનમા અભિમાન લઈ શકાય છે પેલાને મળીને મેં પૂછ્યં, 'શું તમે આ પરોપકારનુ કામ કરો છો? શુ કીડી તમારા વિના મરી જવાની હતી?' પેલાને ચીડ ચડી પરોપકારનુ પણ ધતિંગ થઈ શકે છે

આપણે દુનિયામા ઋણ લઈને આવ્યા છીએ, તે ઋણમાથી મુક્ત થઈએ તો ઘણુ છે જે ધર્મકૃત્ય કરીએ તેમા આપણી વૃત્તિ ઋણ-મુક્તિની હોય છે કે પરોપકારની એ જોવુ જોઈએ જ્યારે ચકલીઓને દાણા ખવડાવીએ છીએ ત્યારે એ પરોપકાર છે મને એક વાર ચકલીઓને મધ ખવડાવવાનુ મન થયુ એમને ખવડાવવાનો મારો એવો ખાસ ધર્મ મને લાગતો નહોતો, કે જેથી તેમને ખવડાવીને મારે ઋણમુક્ત થવાનુ હોય એમને ખવ-ડાવવાનો આપણો ધર્મ છે જ નહીં તે આપણા વિના મરી નથી જતી. આપણે જે જે પ્રાણીઓ જોડે સબધ બાધ્યો છે, જેમની સ્વતત્રતા હરી લઈ જેમને પોતાને કબજે કર્યાં છે, જેમની મહેનતમાથી આપણે લાભ ઉઠાવીએ છીએ, તેમના પ્રત્યે આપણો ખવડાવવાનો પ્રથમ ધર્મ છે બીજાને કનડીએ નહીં, કોઈનુ માઠુ ન કરીએ, ન ઇચ્છીએ આપણે હાથે કે મન દ્વારા મનુષ્યનુ કે બીજા પ્રાણીનુ ભલુ જ કરવા વૃત્તિ રાખીએ, ને તેમનુ માઠુ થતુ હોય ત્યારે પોતે પ્રાણાર્પણ કરીએ એ અહિસા છે

હુ જે કહેવા આવેલો છુ એ વસ્તુનુ નામ અવેર છે અહિંસાનો મુખ્ય ભાગ અવેર કે અવૈર છે રાગદ્વેષને લીધે માણસ માણસનો દ્રોહ કરે છે એટલુ છોડે તો તે અહિંસાનુ પ્રથમ પગથિયુ ચડ્યો ગણાય જીવદયા એ મહત્ત્વનો ધર્મ છે પણ તેને આગળ કરીને આપણે અહિંસાધર્મને—અવેરને ભૂલી તો નથી ગયા? અવેજીધર્મથી લાભ થવાનો નથી મનુસ્મૃતિમા કહ્યુ છે કે આપત્તિ વિના જે આપદ્ધર્મ પ્રમાણે વર્તે છે તેને ધર્મનુ ફળ મળતુ જ નથી દાનથી અટકી જઈએ તો ત્યાગનુ ફળ મળતુ જ નથી, તે રહી જ જાય છે એવુ જ તપનુ છે, અને અહિંસાનુ પણ છે

૧૯૩૧

# ૨૦

# અહિંસા અને માનવનિષ્ઠા

માણસને ભૂખ લાગે અને એની પાસે ખાવાનુ મોજૂદ હોય છતા તે ખાય નહીં એમ કદી બને ખરુ? એ મનુષ્યસ્વભાવથી વિરુદ્ધ છે પેટમા ભૂખ હોય અને હાથમા ખાવાનુ હોય છતા તે ન ખાય એવુ કદી બન્યુ નથી ને બનવાનુ નથી

છતા તપસ્યા કરનારા મુઠ્ઠીભર સાધુઓ જ નહીં, બલકે હજારો ને લાખો ધાર્મિક લોકો એકાદશી, શિવરાત્રી, પર્યુષણ, રમજાન અથવા લેંટને નામે મનુષ્યસ્વભાવથી વિરુદ્ધ ભૂખ્યા રહેતા જોવામા આવે છે

માણસમા યુવાની હોય, વિષયસેવનની તક પણ હોય એ સ્થિતિમા માણસે વિષય સેવવાનુ કદી છોડયુ છે? એ મનુષ્યસ્વભાવથી વિરુદ્ધ છે, એમા કદાચ 'કુદરતનો દ્રોહ' પણ હોય માણસ ઇચ્છે તો સયમનો અને બ્રહ્મચર્યનો ઢોંગ કરી શકે છે, પણ કુદરતે એ શકિત સામાન્ય માણસને આપી જ નથી. ધાર્મિક સાધનાને કારણે જેમની ચિત્તવૃત્તિ વિકૃત બની ગઈ છે તેઓ ભલે એમા સફળ થાય, પણ સામાન્ય મનુષ્યને માટે એ અશકય છે એમ મનાય છે

આમ હોવા છતા અસખ્ય વિધવાઓ પોતાના વિકારો પર વિજય મેળવીને પવિત્ર, શાતિમય જીવન ગાળે છે અને સમાજને સયમનુ ગૌરવ શીખવે છે વેરાગી સાધુઓ જ નહીં, હજારો ને લાખો તરુણો પોતાની મહત્ત્વાકાક્ષાને કારણે વિકારોને દાબી દે છે, એટલુ જ નહીં વિકારોને ભૂલી પણ જાય છે અને અસખ્ય સામાન્ય પતિપત્ની ગૃહસ્થધર્મનુ પાલન કરતા છતા, કોઈ કારણથી એમને એકબીજાનો વિયોગ સહન કરવો પડે તો પરસ્પરના પ્રેમની ઉત્કટતાને કારણે પોતાના વિકારોને મારી શકે છે અને તેટલી મુદત માટે આજન્મ બ્રહ્મચારીઓથીયે ઊંચી કોટિની નિર્વિકારિતા અનુભવી શકે છે

જૂઠુ બોલવાથી અથવા વચનભગ કરવાથી માણસને કલ્પનાતીત લાભ થતો હોય ત્યારે શુ માણસ સત્યના પાલનમા અડગ રહી શકે ખરો? લોકો કહે છે – 'નહીં, લોભનો વેગ અસાધારણ હોય છે માણસ કામવિકાર પર કદાચ વિજય મેળવી શકે પણ લોભનો ત્યાગ કરનાર તો વિરલો જ કોઈ મળી આવે.'

અને આત્મૌપમ્યની પ્રશંસા કરી એ જ મારવાડીને મેં કેટલાક વખત પછી કોરટમાં ખોટી જુબાની આપતો ને ગરીબોને લૂંટતો જોયો, ત્યારે મને થયું કે આ શું? અહીં એનું પેલું આત્મૌપમ્ય ક્યાં ગયું? એને વિષે પણ લખી કાઢવાનું મન થયું, પણ ન લખ્યું પણ મેં જોયું કે આ રીતે ધર્મ સહેલો કરી શકાય છે અને તેના પાલનમાં અભિમાન લઈ શકાય છે પેલાને મળીને મેં પૂછ્યું, 'શું તમે આ પરોપકારનું કામ કરો છો? શું કીડી તમારા વિના મરી જવાની હતી?' પેલાને ચીડ ચડી. પરોપકારનું પણ ધતિંગ થઈ શકે છે

આપણે દુનિયામાં ઋણ લઈને આવ્યા છીએ, તે ઋણમાંથી મુક્ત થઈએ તો ઘણું છે જે ધર્મકૃત્ય કરીએ તેમાં આપણી વૃત્તિ ઋણ-મુક્તિની હોય છે કે પરોપકારની એ જોવું જોઈએ જ્યારે ચકલીઓને દાણા ખવડાવીએ છીએ ત્યારે એ પરોપકાર છે મને એક વાર ચકલીઓને મધ ખવડાવવાનું મન થયું એમને ખવડાવવાનો મારો એવો ખાસ ધર્મ મને લાગતો નહોતો, કે જેથી તેમને ખવડાવીને મારે ઋણમુક્ત થવાનું હોય એમને ખવ-ડાવવાનો આપણો ધર્મ છે જ નહીં તે આપણા વિના મરી નથી જતી આપણે જે જે પ્રાણીઓ જોડે સંબંધ બાંધ્યો છે, જેમની સ્વતંત્રતા હરી લઈ જેમને પોતાને કબજે કર્યાં છે, જેમની મહેનતમાંથી આપણે લાભ ઉઠાવીએ છીએ, તેમના પ્રત્યે આપણો ખવડાવવાનો પ્રથમ ધર્મ છે બીજાને કનડીએ નહીં, કોઈનું માઠું ન કરીએ, ન ઇચ્છીએ. આપણે હાથે કે મન દ્વારા મનુષ્યનું કે બીજા પ્રાણીનું ભલું જ કરવા વૃત્તિ રાખીએ, ને તેમનું માઠું થતું હોય ત્યારે પોતે પ્રાણાર્પણ કરીએ એ અહિંસા છે.

હું જે કહેવા આવેલો છું એ વસ્તુનું નામ અવેર છે અહિંસાનો મુખ્ય ભાગ અવેર કે અવૈર છે રાગદ્વેષને લીધે માણસ માણસનો દ્રોહ કરે છે. એટલું છોડે તો તે અહિંસાનું પ્રથમ પગથિયું ચડ્યો ગણાય જીવદયા એ મહત્ત્વનો ધર્મ છે પણ તેને આગળ કરીને આપણે અહિંસાધર્મને — અવેરને ભૂલી તો નથી ગયા? અવેરધર્મથી લાભ થવાનો નથી મનુસ્મૃતિમાં કહ્યું છે કે આપત્તિ વિના જે આપદ્ધર્મ પ્રમાણે વર્તે છે તેને ધર્મનું ફળ મળતું જ નથી દાનથી અટકી જઈએ તો ત્યાગનું ફળ મળતું જ નથી, તે રહી જ જાય છે એવું જ તપનું છે, અને અહિંસાનું પણ છે

૧૯૩૧

## ૨૦

# અહિંસા અને માનવનિષ્ઠા

માણસને ભૂખ લાગે અને એની પાસે ખાવાનુ મોજૂદ હોય છતા તે ખાય નહીં એમ કદી બને ખરુ? એ મનુષ્યસ્વભાવથી વિરુદ્ધ છે પેટમા ભૂખ હોય અને હાથમા ખાવાનુ હોય છતા તે ન ખાય એવુ કદી બન્યુ નથી ને બનવાનુ નથી

છતા તપસ્યા કરનારા મુઠ્ઠીભર સાધુઓ જ નહીં, બલકે હજારો ને લાખો ધાર્મિક લોકો એકાદશી, શિવરાત્રી, પર્યુષણ, રમજાન અથવા લેંટને નામે મનુષ્યસ્વભાવથી વિરુદ્ધ ભૂખ્યા રહેતા જોવામા આવે છે

માણસમા યુવાની હોય, વિષયસેવનની તક પણ હોય એ સ્થિતિમા માણસે વિષય સેવવાનુ કદી છોડયુ છે? એ મનુષ્યસ્વભાવથી વિરુદ્ધ છે, એમા કદાચ 'કુદરતનો દ્રોહ' પણ હોય માણસ ઇચ્છે તો સયમનો અને બ્રહ્મચર્યનો ઢોંગ કરી શકે છે, પણ કુદરતે એ શક્તિ સામાન્ય માણસને આપી જ નથી. ધાર્મિક સાધનાને કારણે જેમની ચિત્તવૃત્તિ વિકૃત બની ગઈ છે તેઓ ભલે એમા સફળ થાય, પણ સામાન્ય મનુષ્યને માટે એ અશક્ય છે એમ મનાય છે

આમ હોવા છતા અસખ્ય વિધવાઓ પોતાના વિકારો પર વિજય મેળવીને પવિત્ર, શાતિમય જીવન ગાળે છે અને સમાજને સયમનુ ગૌરવ શીખવે છે વૈરાગી સાધુઓ જ નહીં, હજારો ને લાખો તરુણો પોતાની મહત્ત્વાકાક્ષાને કારણે વિકારોને દાબી દે છે, એટલુ જ નહીં વિકારોને ભૂલી પણ જાય છે અને અસખ્ય સામાન્ય પતિપત્ની ગૃહસ્થધર્મનુ પાલન કરતા છતા, કોઈ કારણથી એમને એકબીજાનો વિયોગ સહન કરવો પડે તો પરસ્પરના પ્રેમની ઉત્કટતાને કારણે પોતાના વિકારોને મારી શકે છે અને તેટલી મુદત માટે આજન્મ બ્રહ્મચારીઓથીયે ઊંચી કોટિની નિર્વિકારિતા અનુભવી શકે છે

જૂઠુ બોલવાથી અથવા વચનભગ કરવાથી માણસને કલ્પનાતીત લાભ થતો હોય ત્યારે શુ માણસ સત્યના પાલનમા અડગ રહી શકે ખરો? લોકો કહે છે—'નહીં, લોભનો વેગ અસાધારણ હોય છે માણસ કામવિકાર પર કદાચ વિજય મેળવી શકે પણ લોભનો ત્યાગ કરનાર તો વિરલો જ કોઈ મળી આવે'

આમ હોવા છતાં કેવળ હરિશ્ચંદ્ર જ નહીં, શ્રીરામચંદ્ર જ નહીં, પણ એવા હજારો વણિકો, ખેડૂતો અને કારીગરો મળી આવે છે જેઓ પોતાના વચનને કારણે ગમે તેટલુ નુકસાન વેઠી લે છે

મત્સર વિશે પણ આમ જ કહી શકાય.

સકટ જોઈને ભાગી જવુ ને પોતાનો જીવ બચાવવો એ કુદરતનો કાયદો છે મોટા મોટા હાથી, વાઘ અને સિહ પણ તેમના મનમા ડર પેદા ન થાય ત્યા લગી જ લડે છે પણ આત્મવિશ્વાસ — વિજયની ખાતરી નષ્ટ થતા જ ઊભી પૂછડીએ એવા ભાગે છે કે એમને કોઈ રોકી શકતુ નથી

મૃત્યુનો ડર ન રાખવો એ કોઈક પરમહસને માટે ભલે શકય હોય, સામાન્ય માણસ માટે એ અશકય છે આમ છતા આપણે જોઈએ છીએ કે મુઠ્ઠીભર કે હજાર બે હજાર લોકો જ નહીં, પણ તમામ દુનિયાભરના સામાન્ય લોકો આગ બુઝાવવાના પ્રયત્નમા, કૉલેરા વગેરે ચેપી રોગચાળા વખતે દરદીની સેવા કરવામા અને લડાઈમા એકબીજાનુ ખૂન કરતી વખતે પોતાના જાનની પરવા નથી કરતા. તોપના ગોળા સામે ધસી જઈને તોપખાનુ કબજે કરનારા બહાદુર સિપાઈઓ સામાન્ય મનુષ્યજાતિના પ્રતિનિધિઓ જ હોય છે, કોઈ અસામાન્ય સતપુરુષો નથી હોતા

'મને કોઈ ગાળ દે, ને જવાબમા હુ તેને દસ ગાળો ન દઉં એ કેમ બને? શુ હુ મારા મનને ધોયા વગર કાયરની પેઠે બેસી શકુ ખરો? હરગિજ નહીં કોઈએ ગાળ દીધી તો હુ એને એવો તો જવાબ આપીશ કે જિદગી સુધી યાદ રહી જાય.'

અસસ્કારી અને કદાચ નીચ લોકો ઉપર પ્રમાણે કહે છે ને કરે છે પણ દુનિયાભરના સામાન્ય સજ્જનો કહે છે ગાળ સામે ગાળ દેવાથી સામાવાળાને નુકસાન થાય કે નહીં, પણ આપણી જીભ તો ભ્રષ્ટ થાય છે જ ગાળો દેનારની સામે આપણે જરૂર પગલા ભરીએ, પણ તેને માટે એવો હીન માર્ગ ન લઈએ કે જેથી આપણો પોતાનો અધ પાત થાય.

અહિસાવાદીઓ પણ કહે છે કે આપણે જુલમીનો જુલમ ઓછો જ સહન કરવાના છીએ એને માટે આપણે એવા પગલા લઈશુ કે તે ફરીથી

જુલમ કરવાનુ ભૂલી જાય પણ એનુ અનુકરણ કરીને નહીં લઈએ, એને પોતાને શરમ આવે અને તે પોતાનો સ્વભાવ છોડી દે એ રીતે

ત્યારે સ્વચક્ર અને પરચક્ર વખતે ('સ્વચક્ર' એટલે ગૃહયુદ્ધ, 'સિવિલ વૉર' અને 'પરચક્ર' એટલે 'બાહ્ય આક્રમણ') માણસ સામાવાળાને મારવાને બદલે નીડર બનીને એની સામે ઊભો રહે અને આક્રમણ કર્યા વગર મરવા તૈયાર થઈ જાય એ અશક્ય શા માટે મનાય છે? જે સિપાઈઓએ લશ્કરી તાલીમ લીધી છે તેમના પર પથ્થરોનો કે ગોળીઓનો વરસાદ કેમ ન વરસે, પણ જ્યા સુધી સેનાપતિ લડવાનો હુકમ ન આપે ત્યા સુધી ચૂપચાપ બધુ સહન કરે છે, નથી ભાગતા કે નથી હથિયાર ઉઠાવતા અડગ રહીને માર ખાતા રહે છે, મરી જાય છે, અને શત્રુઓના આશ્ચર્ય ને આદરને પાત્ર બને છે

ત્યારે, સત્યાગ્રહી સેનાને, 'મરવા તૈયાર રહો, કોઈને મારવાનુ નામ ન લેશો' એવો કાયમી હુકમ મળ્યો છે એમ કેમ ન સ્વીકારીએ? એવી એક મોટી સેના કેમ ન બનાવવામા આવે?

આ વસ્તુ મનુષ્ય માટે અશક્ય નથી

ઇસ્લામના પેગબર કોઈ એક લડાઈમા લડતા હતા કોઈએ આવીને પૂછ્યું 'નમાજનો વખત થઈ ગયો છે લડયા કરીએ કે નમાજ પઢીએ? નમાજ છોડીને લડવુ એ ઉચિત છે કે લડાઈ છોડીને નમાજ પઢવી એ ઉચિત છે?' નબી સાહેબે જવાબ આપ્યો 'શત્રુ ભલે પ્રહાર કર્યા કરે, તમે લડવાનુ છોડીને યુદ્ધક્ષેત્રમા જ નમાજ પઢી લો થોડા લોકો મરી જશે, કદાચ ઘણા મરશે, પણ નમાજ ન પઢવી એ મોટો ગુનો છે જે આપણે ન કરીએ'

પેગબરના સૈનિકો મોટા મહાત્મા નહોતા કે નહોતા ધર્મશાસ્ત્ર પારગત વિદ્વાન તેમણે પેગબરની શિખામણ માની ને તે પ્રમાણે વર્ત્યા પરિણામે મુસલમાનોમા અસાધારણ શક્તિ આવી અને એમની આ વીરોચિત નિષ્ઠા જોઈને શત્રુઓ પણ એમની કદર કરવા લાગ્યા

આ બધુ કેમ બન્યુ? અને કેમ બનતુ આવ્યુ છે? જવાબ એક જ છે : માણસ શ્રદ્ધા રાખે છે એટલે શ્રદ્ધાવાન થાય છે, શ્રદ્ધાવાન હોવાથી ભોગ આપવા તૈયાર થાય છે અને ભોગ આપીને બીજા લોકો આગળ એક આદર્શ રજૂ કરે છે અને એમ કરતા છેવટે એ વીરકર્મ સર્વે મનુષ્યો માટે સામાન્ય

વસ્તુ બની જાય છે આથી આપણે કદી એમ ન કહી શકીએ કે અહિંસા સામાન્ય માણસની શક્તિથી પર છે અથવા એ કેવળ સાધુ વૈરાગીઓનો ધર્મ છે સયમ સસ્કૃતિમાત્રનો પાયો છે ન્યાય, પ્રેમ, નિષ્ઠા, ઈમાન, કાયદાપાલન—આમાથી દરેકના પાયામા સયમ તો છે જ એ જ સયમની માત્રા અહિંસા માટે પણ પૂરતી છે લોકનેતાઓએ ફક્ત શ્રદ્ધા રાખવી જોઈએ કે આ વસ્તુ શક્ય છે અને એમા જ મનુષ્યસમાજનુ હિત રહેલુ છે

અહિંસા સામાન્ય મનુષ્ય માટે અશક્ય નથી એટલુ સમજ્યા પછી અહિંસાનો ચમત્કારી પ્રભાવ કેવો અપરિહાર્ય છે એ સમજવુ જોઈએ આ શ્રદ્ધાને અભાવે જ અહિંસાધર્મ પ્રત્યેની નિષ્ઠા શિથિલ થાય છે

ઑગસ્ટ, ૧૯૪૦

# ૨૧

## હૃદયનો સમભાવ

શાકાહારી લોકો અને માસાહારી લોકો વચ્ચે એમ તો મને કશો ભેદ જણાતો નથી છતા એકાદ મજાનુ ઘેટુ કૂદતુ હોય, બેં બેં કરતુ મા પાસે દોડતુ હોય અને વહાલુ વહાલુ લાગતુ હોય તો એને મારવાને એમનો હાથ કેમ ચાલતો હશે એ હુ સમજી શકતો નથી અને પછી એનુ માથુ શેકીને અને ભાગીને અ.દરથી મગજ કાઢીને ખાતી વખતે માસાહારી લોકોને કેમ વિચાર ન આવતો હોય કે થોડાક કલાક પહેલા ઘેટાના આ જ ભેજામા માતા તરફ દોડનારી વૃત્તિ જાગી હતી અને કુદરત સાથે એકરૂપ થઈ આનદ માણવાની અને કૂદકૂદા કરવાની પ્રસન્નતા હતી? એ પ્રેમ, આનદ અને પ્રસન્નતાનો આપણે નાશ કર્યો છે એનો ખ્યાલ એમને કેમ ન આવતો હોય? એવો પ્રશ્ન મનમા ઊઠે એટલે હુ એ લોકો માટે અસ્વસ્થ થાઉં છુ હુ એ ઘેટાને ચાહુ છુ અને પેલા માસાહારી એને ચાહે છે એમા કાઈ ફરક હશે ખરો? એવી પણ શકા મનમા ઊઠે છે અને પછી મન કહે છે કે બે જાતના ચાહવામા ફરક તો કાઈ જ નથી પણ ખાવાની ઇચ્છા પ્રબળ થાય એટલે પેલુ ચાહવુ આથમી જાય છે અને સ્વાદ કરવાની વૃત્તિ જાગતાવેંત એ જ યથાયોગ્ય છે એમ હૈયામા બેસી જાય છે

જે લોકોને નાનપણથી જ માસ ખાવાની ટેવ છે એમને માસ ખાતાં કશી કમકમાટી ન છૂટે એ હુ સમજી શકુ છુ અને એમના પ્રત્યે મારા મનમા કશો વિપરીત ભાવ ઊઠતો નથી પણ જે લોકો જન્મે અને સસ્કારે શાકાહારી છે એવા લોકો જ્યારે મોટપણમા માસાહાર કરવા તૈયાર થાય છે ત્યારે તેમના પ્રત્યે મારી ધીરજ ખૂટી જાય છે હુ એમને સમજી શકતો નથી

મારી એ ભાવના પૂજ્ય બાપુજીની આત્મકથામા ઉત્તમ રીતે વ્યક્ત થઈ છે બાપુજીએ બકરાનુ માસ ખાધુ એટલે એમને થયા જ કરે કે બકરુ પેટમા રુએ છે દરેક શાકાહારીને માસ ખાતા એમ જ થવુ જોઈએ

હવે આવી ભૂમિકાવાળો હુ જ્યારે ફળ ખાઉં છુ અને બીજા લોકોને ટમાટા ચૂસીને કેમ ખાવા એની કળા શીખવવા ટમાટાની અદર રસની કોથળીઓ કેટલી હોય છે, કઈ રીતે ગોઠવેલી હોય છે, ટમાટા કઈ બાજુથી ચુસાય વગેરે બધુ જ્યારે સમજાવુ છુ ત્યારે એ ફળ પ્રત્યે મારી વૃત્તિ કેવી હોય છે એ પણ હુ તપાસુ છુ મારુ તત્ત્વજ્ઞાન મને કહે છે કે પેલો માસાહારી અને હુ ફલાહારી અમારી વચ્ચે તત્ત્વત ફેર નથી ઘેટુ બેં બેં કરે છે, વહાલ વ્યક્ત કરે છે અને વહાલ માગી લે છે બિચારા ફૂલો અને ફળો, ઝાડો અને છોડો બોલી શકતા નથી, ચાલી શકતા નથી, જાન બચાવવા નાસી શકતા નથી એટલો જ ફરક ભગવાન મનુએ કહ્યુ છે કે એમની સજ્ઞા અતર્ગત હોય છે अन्त सज्ञा भवन्त्येते। એ બધુ હુ જાણુ છુ એમનુ સુખદુ ખ કલ્પનામા આણી શકુ છુ કાવ્યવૃત્તિ ધારણ કરુ તો એમના દુ ખથી દુ ખી પણ થઈ શકુ છુ પણ સામે આવે ત્યારે એને ખાતા કોઈ દિવસે સકોચ અનુભવ્યો નથી જેમ વિકારથી મૂઢ થયેલો માણસ ધર્મ અને અધર્મ ભૂલી જાય છે અને ગમે તેટલુ અનુચિત કર્મ કરતા અચકાતો નથી, તેવી જ રીતે સ્વાદનુ સ્મરણ થતા અથવા ભોગ પ્રજ્વલિત થતાં ફળો ખાતા કે શાકના કકડા કરતા માણસને સકોચ થતો નથી

એક વખતે એક ગાડામા જાનવરોના હાડકા અને ચામડા ભરીને લોકો લઈ જતા હતા. ઘણુ કરીને લોકો ઓરિસ્સાના ઈટામાટી નામના ગામડા પાસે હશે મને મનમા થયુ કે પોતાની ન્યાતના જાનવરોના હાડકા અને ચામડા ખામ ખેંચી જતા ગાડાના બળદોને શુ થતુ હશે? તેઓ બોલી શકતા નથી હડનાળ પાડી શકતા નથી પણ માણસની ક્રૂરતાના સાક્ષી થઈ

પોતાની જ ન્યાતના બીજા પ્રાણીઓના હાડકા ખેંચી જવાનુ કામ કરે છે ઈશુને જે ક્રૉસ ઉપર ખીલવામા આવ્યો એ ક્રૉસ એને જ ઊચકીને લઈ જવો પડચો એ કરુણ દૃશ્ય કેટલાયે ચિતારાઓએ ચીતર્યું છે અને કવિઓએ વર્ણવ્યુ છે પણ અહીં એ બળદના ભાઈને એના દેખતા આપણે મારીએ, ભાઈનો વધ જોઈ એની આખમાથી નીકળતા આસુને આપણે લૂછીએ નહીં અને ચામડા ઉતારી, માસ કાઢી લઈ, હાડકાના કકડા કરી એ બધા એ ગાડામા ભરી એ જ બળદ પાસે ખેંચાવીએ ત્યારે એને શુ થતુ હશે?

આ આખો વિચાર મનમા આવતાવેંત પેટમા કાઈનુ કાઈ થવા લાગ્યુ મન થયુ કે ચાલો માણસાઈ ખાતર પેલા બળદને છોડી દઈએ અને આપણે જ એ ગાડુ ખેંચીએ

સભવ છે કે અહીં સુધી વાચકો મારી સાથે સમભાવ રાખી શકશે પણ હવે પછી જે લખવાનો છુ તે વાચીને તો મને હસી કાઢશે અને કહેશે કે આ તો શુદ્ધ ગાડપણ કહેવાય બીજા કેટલાક કહેશે કે આગળની વાત લખીને તમે ઉપરની વાતને અન્યાય જ કરો છો જે દયાભાવ તમે અત્યાર સુધી ઉત્પન્ન કર્યો એ તમે આ રીતે ભૂસી નાખવાના છો અને માણસને અતે થશે કે આટલે સુધી તે જવાતુ હશે? દયાભાવને અત જ નથી એમ જોયા પછી માણસ સ્વાભાવિક અનુમાન કાઢે છે કે દયાભાવને અર્થ જ નથી

પણ મારે અહીં દયાનો પ્રચાર કરવો નથી પણ હૃદયની એક સાચી લાગણીનો એકરાર કરીને હૃદય હળવુ કરવુ છે, પછી એની અસર જે થવાની હોય તે ભલે થાઓ માસાહારના પક્ષમા કે વિપક્ષમા મારે કશી દલીલ કરવી નથી, મારે તો મારી લાગણી ઠાલવવી છે

એક વખતે એક ગાડામા મોટા મોટા લાકડા ભરીને લોકો લઈ જતા હતા રસ્તાની બને બાજુ મોટા મોટા વૃક્ષો નીચેથી માણસને જવાની મગવડ રાખી ઉપર એકબીજાને બાથમા લેતા હતા અને રસ્તાને તડકામાથી બચાવતા હતા મનમા વિચાર આવ્યો કે આ પ્રેમાળ ઝાડો નીચેના ગાડામા પોતાના જ જાતભાઈઓના હાડકા જોઈ મનમા શો વિચાર કરતા હશે? વાકાચૂકા કે સીધા લાકડાના કટકા એ ખરુ જોતા ઝાડોના હાડકા જ છે માણસને માથે છાયા કરી આપનાર અને ફૂલ ફળથી રીઝવનાર ઝાડો ઉપર જ્યારે માણસ કુહાડો ચલાવે

છે ત્યારે વનસ્પતિ સૃષ્ટિમા માણસ વિષે કેવો અભિપ્રાય બધાતો હશે? જેમને આપણે ઋષિમુનિઓ કહીએ છીએ અથવા સત મહાત્મા તરીકે પૂજીએ છીએ તેમને પણ પરોપકારી ઝાડો ઉપર કુહાડી ચલાવતા જોઈ વનસ્પતિઓ કહેતી હશે "જોયા તમારા મહાત્માઓ અને જોયો એમનો દયાધર્મ પહેલા ન્યાય અને કૃતજ્ઞતા શીખે પછી બીજી વાત"

રસ્તાને કાઠે ઊભા રહેલા વૃક્ષોને લાકડાના ગાડા જોઈ શુ થતું હશે એનો વિચાર કરતા સ્મરણ થયુ કે એ લાકડા ભરવાનાં ગાડા પણ વૃક્ષોના હાડકાનાં જ બનાવેલા છે અને કુહાડીનો હાથો પણ લાકડાના જ હાડકાનો બનાવેલો છે.

અગ્રેજોએ એક વાર બે ભાઈઓને બળવાખોર તરીકે ફાસીની સજા આપી એમા પ્રથમ એકને એના ભાઈને હાથે ફાસી અપાવી, એનુ વર્ણન વાચતા હુ કેટલુ ચિડાયો હતો!

હમણા જળગાવથી સુરત આવ્યો તે તાપ્તીવેલીને રસ્તે નદુરબાર, ખાનબારા, સોનગઢ, વ્યારા બધે સ્થળે લાબા લાબા સીધા ઈમારતી લાકડાં ખડકેલા દેખાયા તાપ્તીવેલી રેલવેની મુખ્ય આવક આ લાતીઓની જ છે આખો મુલક જગલી છે અને એની અદર રહેનારા લોકો પણ જગલી છે સુધરેલા લોકો બહારથી આવી આ જગલો અને જગલી લોકો બન્નેનો કસ કાઢે છે, બન્નેને નિચોવે છે અને એમા આ જગલી લોકોને હાથે જ જગલોનો નાશ કરાવે છે જગલી લોકોને ખબર નથી પડતી કે જેના ઉપર એમના જીવનનો આધાર છે એ જગલોનો નાશ કર્યા પછી એમનો નાશ એની મેળે થવાનો છે સવારે જળગાવથી અમે ઊપડચા અને સાજે સુરત પહોચ્યા રસ્તામા દરેક ઠેકાણે જગલના ઝાડોના હાડકા પડેલા જોઈ હુ એટલો તો ગમગીન થયો કે કેમે કરી મારી સ્વાભાવિક પ્રસન્નતા પાછી આવે જ નહીં માણસને ઘરો બાધવા છે, ફર્નિચર વાપરવુ છે, પેટી પટારા તૈયાર કરવા છે એટલા માટે જગલના વૃક્ષકુળનો એ સહાર કરે છે એ વૃક્ષોએ માણસ પાસે નહોતી માગી જમીન કે નહોતું માગ્યુ પાણી માણસ આબાવાડીના ફળ તોડે, ખેતીમા લણણી કરે એ સમજાય એવી વાત છે પણ જગલમા, જ્યા એની કશી મહેનત નથી, ત્યાં જઈને એ સહાર અને લૂટ મચાવે એ કેવુ? એમ મનમા આવ્યા વગર રહેતુ નથી

જગલમા જઈ પોતાને રહેવા માટે માણસ જગ્યા ખાલી કરે એ પણ વખતે સમજાય પણ જગલથી દૂર શહેરોમા પોતાની મોજમજા ચલાવવા માટે જગલમા ઘૂસીને જગલનો નાશ કરી પાદડા અને ડાળીઓ ત્યા ને ત્યા જ ફેંકી દઈ મુખ્ય મુખ્ય હાડકા એ શહેરમા લઈ આવે એ પ્રવૃત્તિ જોઈ માણસના સ્વભાવ વિષે લગભગ નિરાશા જ ઊપજે

અમે સુરતથી નવસારી ગયા સ્ટેશન પાસે ઠાકોરભાઈના ઘરમા બે ત્રણ દિવસ રહ્યા ત્યા પાસે જ એક લાકડા વહેરવાનુ યત્ર ચાલતુ હતુ યત્રથી ગોળ કરવત ચાલ્યા કરે અને એના દાત ઉપર લાકડાના પાટિયા ચાપવામા આવે એટલે એ ભયાનક દાત લાકડાને વહેરતા જાય તે વખતે જે અવાજ થાય છે તે કાળજાને વીંધી નાખે છે કરવતનુ ગોળ પાનુ લાકડાને ચીરતુ જાય અને અવાજ કરતુ જાય લાકડાના પાટિયા ધ્રૂજતા જાય અને વહેર રૂપી આસુ સારતા જાય. ખભાતમા શહેર બહાર એ ઘાતકી કામ ચાલતુ મેં જોયુ હતુ એટલે નવસારીમા હવાને વીંધીને જ્યારે એ અવાજ કાન પર અથડાયો ત્યારે તરત હુ સમજી ગયો કે અહીં પણ વૃક્ષો ઉપરની એ અતિમ ક્રિયા ચાલે છે અને ફરી હુ ગમગીન થઈ ગયો વહેરવાનુ કામ અખડ ચાલતુ હતુ અને મારુ હૈયુ રડતુ હતુ હુ ઇચ્છુ છુ કે વાચકો આ વસ્તુ સાચી નહીં માને એને કેવળ કાવ્યકલ્પના જ સમજે — આને કેવળ વર્ણનની શોભા સમજી એને કોરે મૂકી દે પણ વસ્તુસ્થિતિ એવી નથી મને ખરેખર એનુ દુ ખ થાય છે એનો ઇલાજ જડતો નથી મનુષ્યજાતમા જીવદયાનો પ્રચાર પણ જ્યા હજી પૂરતી જડ ઘાલતો નથી ત્યા વૃક્ષો પ્રત્યેની આ સમવેદના કોણ સમજે? એટલે અતરની વેદના અતરમા જ શમાવી હુ શાત થાઉં છુ *

ફેબ્રુઆરી, ૧૯૪૦

---

* આ લેખ કોઈ ખાસ ઉદ્દેશ કે પ્રચારની હેતુ મનમા રાખી મ નથી લખ્યો અહિસાના ઉપાસક તરીકે સૃષ્ટિનુ નિરીક્ષણ કરતા જે કઈ મનમા આવ્યુ તે લખી કાઢ્યુ છે માણસ દુનિયાને ઉદ્દેશીને લખે છે ત્યારે બની શકે તેટલુ ડહાપણ ઓઢી લે છે, પણ જ્યારે એનુ આત્મનેપદી વિચારચક્ર ચાલે છે ત્યારે દરેક માણસ અમુક રીતે ગાડો અથવા ચક્રમ હોય જ છે આત્મનેપદી મનોવ્યાપાર દુનિયા આગળ મૂકવાની ધૃષ્ટતા ઉપનિષત્કાલીન લોકો જ કરતા

## ૨૨
# હિંસા સ્વાભાવિક છે?

વેર વાળવા ખાતર થતી હિંસાની પણ હિમાયત કરનાર અથવા હિંસામાં જ આનદ લેનાર લોકોની સખ્યા અલ્પ ગણીને એક કોરે મૂકી દઈએ ઘણાખરા લોકો એવા જ મળી આવે છે કે જેમને અહિંસા પ્રિય હોવા છતાં શકચ લાગતી નથી. તેઓ કહે છે, અહિંસા કેળવી શકાય તો કશુ ખોટુ નથી, અને અહિંસા જાળવી શકીએ તો આપણુ રાજકીય ધ્યેય આપણને સહેલાઈથી અને જલદી મળી શકે એ વાત પણ સાચી. પણ એટલી અહિંસા પેદા કેમ કરીને થઈ શકે એ અમે સમજી શકતા નથી. સરકાર હિંસાવાદી છે, આપણુ સ્વરાજ્ય એ કબૂલ ન કરે ત્યા સુધી તેને હિંસા ઉપર જ ટકવાનુ રહ્યુ નિ શસ્ત્ર પ્રજા સામે પશુબળ વાપરવાની સરકારની શક્તિ અમર્યાદિત છે અને છેલ્લા પાચ દસ મહિનાનો અનુભવ પણ એમ જ બતાવે છે કે આ બાબતમા સરકારનુ નૈતિક ચારિત્ર્ય કઈ બહુ સુધરી ગયુ છે એમ નથી આવી સ્થિતિમા અકળાયેલી પ્રજા કઈ પણ અત્યાચાર કરી બેસે તો તેમા અસ્વાભાવિક શુ? કોઈ પણ પરિસ્થિતિમા તોફાન કરવુ એ અયોગ્ય છે એ અમે તુરત સ્વીકારીએ, પણ તોફાન ન કરવા જેવી વૃત્તિ કેળવવી એ અશકચ લાગે છે

આવા શકાશીલ લોકોની શકા પ્રામાણિક હોય છે માટે તેનો પૂરેપૂરો વિચાર તો કરવો જ જોઈએ મનુષ્યસ્વભાવનું તેમને એકાગી દર્શન થયેલુ

---

હતા. આજના જમાનામા એવા દસ્તાવેજ જવલ્લે જ મળે છે.

છતા મારા લેખનુ પ્રયોજન નીચે પ્રમાણે આપી શકુ.

જીવનમાત્ર હિંસા ઉપર નભ્યુ છે છતા જીવનની કૃતાર્થતા અહિંસામા રહેલી છે. કોઈ એવો ફાકો ન રાખે કે હુ પૂર્ણપણે અહિંસક છુ દરેકે પોતાની સમજણ અને શ્રદ્ધા પ્રમાણે હિંસાનો ત્યાગ કરતા જવો અને અહિંસા કેળવતા જવી એ જ ધર્મ છે. શાકાહારી બધા સજ્જન હોય છે અને માસાહારી દુર્જન હોય છે એવી જે માન્યતા લોકોમા ફેલાયેલી છે તે ભૂલભરેલી છે અને અહિંસાનો પ્રચાર કરવામા અતરાયરૂપ છે જે વૃત્તિથી આપણે ઝાડોની હિંસા પણ દરગુજર કરીએ છીએ એ જ વૃત્તિથી કેટલાક પશુપક્ષીઓની હિંસા પણ દરગુજર કરે છે, એટલુ પણ આપણે સમજીએ તો અનુદારતારૂપી હિંસાવૃત્તિમાથી બચી જઈએ

હોય છે, ભૂતકાળના અનુભવ ઉપર તેઓ વધારે ભાર મૂકે છે અને તેમા પણ એક જ જાતના અનુભવ તેઓ તપાસે છે. અહિંસાનો નિયમ યોગ્ય છે એટલુ તો તેઓ માને છે જ પણ જે યોગ્ય છે તે શક્ય હોવુ જ જોઈએ એ નિયમ તેમને ગળે જોઈએ તેટલો ઊતર્યો નથી હોતો સામાન્ય જનતાનો સ્વભાવ આજે જેવો છે તેવો ને તેવો રહેશે એવી તેમને બીક રહે છે. તેવી તેમની લગભગ ખાતરી હોય છે વૈજ્ઞાનિક, બૌદ્ધિક અને ભૌતિક કેળવણીના આ દિવસોમા પ્રયત્ન કર્યે માણસની નૈતિક ઉન્નતિ થઈ શકે છે એ વિષેની માણસની શ્રદ્ધા જ જતી રહી છે દરેક માણસ પોતાનો સ્વાર્થ શોધશે જ અને સ્વાર્થને માટે જેટલી હિંસા કરવી પડશે તેટલી હિંસા કર્યા વગર માણસ રહેવાનો નહીં એમ હાલમા મનાય છે મનુષ્યની એ પ્રકૃતિ છે એમ કહેવામા આવે છે પણ તે પ્રકૃતિ નથી, વિકૃતિ છે

સ્વાર્થ અને હિંસા એ જ જો મનુષ્યની પ્રકૃતિ હોત તો સમાજનો ક્યારનો નાશ થઈ ગયો હોત, આજે જાલિમ કે ગુલામ કોઈ રહ્યા જ ન હોત

એક જણે કોકની ગાય મારી માટે બીજાએ તેની વાછરડી મારવી એ યોગ્ય નથી એવી કહેવત છે તે કંઈ અસાધારણ કોટિના મહાત્માઓ માટે નથી. સ્વાર્થને માટે પણ કોઈ હિંદુ ખાટકીનો ધંધો ન કરે કે ગોમાંસવિક્રય ન કરે, સ્વાર્થને માટે પણ મુસલમાન પોતાના દીનથી વિરુદ્ધ વર્તન ન કરે, એ અપેક્ષા બધાઓને વિષે છે એક ભાઈ બીજા ભાઈને ફાસીની સજા થાય એમ ઇચ્છતો નથી અથવા તેની સામે તેવી સાક્ષી પૂરતો નથી ક્ષમાથી જ દુનિયાનો બધો વહેવાર ચાલે છે. દરેક અપરાધીને સજા જ કરવા બેસીએ તો દુનિયામાં બે ચાર જણ પણ રહેવા પામે કે નહીં એ સવાલ છે

આપણે તોફાન કરીએ છીએ કે હિંસા કરીએ છીએ એ આપણી અજ્ઞાન દશા સૂચવે છે, એ આપણી બગડેલી સ્થિતિ બતાવે છે એવા બગડેલા કે અજ્ઞાનીઓની સખ્યા સમાજમા વધારે છે એટલા જ માટે હિંસા કંઈ સ્વાભાવિક ઠરતી નથી

શુદ્ધ સ્વાર્થની દૃષ્ટિ જ માણસ કેળવે તોપણ તે આજે જેટલી હિંસા કરે છે તેથી ઓછી હિંસા કરતો થઈ જાય ઘણી વાર વિકારવશ માણસ પોતાના સ્વાર્થની હાનિ કરીને પણ હિંસા કરવા પ્રવૃત્ત થાય છે આજે

જેમને સુધરેલા રાષ્ટ્રો કહેવામા આવે છે તેમનામા એટલો સયમ આવેલો હોય છે કે જ્યા હિંસા ન કરવામા સ્વાર્થ હોય ત્યા તેઓ વિકારને દાબી દઈ હિંસાને રોકી શકે છે સ્વરાજ્ય ભોગવતી દરેક પ્રજામા આટલી શક્તિ આવેલી હોય જ છે જેઓ જગલી છે અથવા જેઓ સ્વરાજ્યનુ વાતાવરણ ભૂલી ગયા છે અથવા સ્વરાજ્ય મેળવવા જેટલી મહત્ત્વાકાંક્ષા જેમનામાં રહી નથી તેઓ જ વિકારને વશ થાય છે.

બે રાષ્ટ્રો વચ્ચે જીવલેણ વેર પેદા થયું હોય અને બે વચ્ચે યુદ્ધ જાહેર થયુ હોય તોપણ સુધરેલા લોકોમા શત્રુપક્ષના એલચીઓની રક્ષા કરવામા આવે છે દેશમા બે પક્ષ પડી અદર અદર જાદવાસ્થળી ઊભી કરવા જેટલા ગાડા થયેલા લોકો ખુનામરકી અને તોડફોડ કરતી વખતે પણ પરદેશના વકીલાને સલામત રાખવા જેટલા સયમી હોય છે આ ઉપરથી જોઈ શકાય છે કે ક્રોધ અને નિરાશાની સ્થિતિમા પણ સયમ જાળવવો એ કઈ અશક્ય વસ્તુ નથી આજે જ્યારે એક વ્યાવહારિક નીતિ તરીકે અહિંસાનો સ્વીકાર કરવાના ઉપદેશ મહાસભા પ્રજાને કરી રહી છે ત્યારે અનેક દેશોની સામાન્ય પ્રજામા જેવો સયમ મોટે ભાગે જોવામા આવે છે તેના જ જેવા સયમની અપેક્ષા મહાસભા કરે છે તેથી વધારે શ્રદ્ધા લોકોમા આવી જાય તો એ ઇષ્ટ જ છે સ્વરાજ્ય ભોગવતી અન્ય પ્રજા જેટલો સયમ તો આપણી અદર હોવો જ જોઈએ

અહીં કોઈ એમ કહેશે કે બીજા દેશના લોકો આપણા લોકો જેટલા નિરાશામા આવી પડેલા નથી હોતા તેથી તેઓ સંયમ જાળવી શકે છે, તો તેનો જવાબ એ જ છે કે આપણા લોકોમા સ્વરાજ્ય વિષેની શ્રદ્ધા આપણે પેદા કરવી જોઈએ આગેવાનો અહિંસાનો ઉપદેશ કરીને જ પ્રજામા સ્વરાજ્ય વિષેની આસ્થા પેદા કરી શકે છે અને જો તેઓ પ્રજામા અહિંસા વિષે ધાર્મિક શ્રદ્ધા પેદા કરી શકે તો આપણે શાતિથી—એટલે કે આપણી તરફથી શાતિ જાળવીને સ્વરાજ્ય મેળવીશુ, એટલુ જ નહીં પણ દુનિયામા કાયમની શાતિ સ્થાપન થઈ શકે એવો વિશ્વાસ દુનિયાને આપી શકીશુ

૨૮-૪-૨૬

હોય છે, ભૂતકાળના અનુભવ ઉપર તેઓ વધારે ભાર મૂકે છે અને તેમા પણ એક જ જાતના અનુભવ તેઓ તપાસે છે અહિસાનો નિયમ યોગ્ય છે એટલુ તો તેઓ માને છે જ પણ જે યોગ્ય છે તે શકય હોવુ જ જોઈએ એ નિયમ તેમને ગળે જોઈએ તેટલો ઊતર્યો નથી હોતો સામાન્ય જનતાનો સ્વભાવ આજે જેવો છે તેવો ને તેવો રહેશે એવી તેમને બીક રહે છે. તેવી તેમની લગભગ ખાતરી હોય છે વૈજ્ઞાનિક, બૌદ્ધિક અને ભૌતિક કેળવણીના આ દિવસોમા પ્રયત્ન કર્યે માણસની નૈતિક ઉન્નતિ થઈ શકે છે એ વિષેની માણસની શ્રદ્ધા જ જતી રહી છે દરેક માણસ પોતાનો સ્વાર્થ શોધશે જ અને સ્વાર્થને માટે જેટલી હિસા કરવી પડશે તેટલી હિસા કર્યા વગર માણસ રહેવાનો નહીં એમ હાલમા મનાય છે મનુષ્યની એ પ્રકૃતિ છે એમ કહેવામા આવે છે પણ તે પ્રકૃતિ નથી, વિકૃતિ છે

સ્વાર્થ અને હિસા એ જ જો મનુષ્યની પ્રકૃતિ હોત તો સમાજનો કયારનો નાશ થઈ ગયો હોત, આજે જાલિમ કે ગુલામ કોઈ રહ્યા જ ન હોત

એક જણે કોકની ગાય મારી માટે બીજાએ તેની વાછરડી મારવી એ યોગ્ય નથી એવી કહેવત છે તે કઈ અસાધારણ કોટિના મહાત્માઓ માટે નથી. સ્વાર્થને માટે પણ કોઈ હિદુ ખાટકીનો ધધો ન કરે કે ગોમાસવિક્રય ન કરે, સ્વાર્થને માટે પણ મુસલમાન પોતાના દીનથી વિરુદ્ધ વર્તન ન કરે, એ અપેક્ષા બધાઓને વિષે છે એક ભાઈ બીજા ભાઈને ફાસીની સજા થાય એમ ઇચ્છતો નથી અથવા તેની સામે તેવી સાક્ષી પૂરતો નથી ક્ષમાથી જ દુનિયાનો બધો વહેવાર ચાલે છે દરેક અપરાધીને સજા જ કરવા બેસીએ તો દુનિયામા બે ચાર જણ પણ રહેવા પામે કે નહીં એ સવાલ છે

આપણે તોફાન કરીએ છીએ કે હિસા કરીએ છીએ એ આપણી અજ્ઞાન દશા સૂચવે છે, એ આપણી બગડેલી સ્થિતિ બતાવે છે એવા બગડેલા કે અજ્ઞાનીઓની સખ્યા સમાજમા વધારે છે એટલા જ માટે હિસા કઈ સ્વાભાવિક કુદરતી નથી

શુદ્ધ સ્વાર્થની દૃષ્ટિ જ માણસ કેળવે તોપણ તે આજે જેટલી હિસા કરે છે તેથી ઓછી હિસા કરતો થઈ જાય ઘણી વાર વિકારવશ માણસ પોતાના સ્વાર્થની હાનિ કરીને પણ હિસા કરવા પ્રવૃત્ત થાય છે આજે

જેમને સુધરેલા રાષ્ટ્રો કહેવામા આવે છે તેમનામા એટલો સયમ આવેલો હોય છે કે જ્યા હિંસા ન કરવામા સ્વાર્થ હોય ત્યા તેઓ વિકારને દાબી દઈ હિંસાને રોકી શકે છે સ્વરાજ્ય ભોગવતી દરેક પ્રજામા આટલી શક્તિ આવેલી હોય જ છે જેઓ જગલી છે અથવા જેઓ સ્વરાજ્યનું વાતાવરણ ભૂલી ગયા છે અથવા સ્વરાજ્ય મેળવવા જેટલી મહત્ત્વાકાક્ષા જેમનામા રહી નથી તેઓ જ વિકારને વશ થાય છે.

બે રાષ્ટ્રો વચ્ચે જીવલેણ વેર પેદા થયુ હોય અને બે વચ્ચે યુદ્ધ જાહેર થયુ હોય તોપણ સુધરેલા લોકોમા શત્રુપક્ષના એલચીઓની રક્ષા કરવામા આવે છે દેશમા બે પક્ષ પડી અદર અદર જાદવાસ્થળી ઊભી કરવા જેટલા ગાડા થયેલા લોકો ખુનામરકી અને તોડફોડ કરતી વખતે પણ પરદેશના વકીલોને સલામત રાખવા જેટલા સયમી હોય છે આ ઉપરથી જોઈ શકાય છે કે ક્રોધ અને નિરાશાની સ્થિતિમા પણ સયમ જાળવવો એ કઈ અશકય વસ્તુ નથી આજે જ્યારે એક વ્યાવહારિક નીતિ તરીકે અહિંસાનો સ્વીકાર કરવાનો ઉપદેશ મહાસભા પ્રજાને કરી રહી છે ત્યારે અનેક દેશોની સામાન્ય પ્રજામા જેવો સયમ મોટે ભાગે જોવામા આવે છે તેના જ જેવા સયમની અપેક્ષા મહાસભા કરે છે તેથી વધારે શ્રદ્ધા લોકોમા આવી જાય તો એ ઈષ્ટ જ છે સ્વરાજ્ય ભોગવતી અન્ય પ્રજા જેટલો સયમ તો આપણી અદર હોવો જ જોઈએ

અહીં કોઈ એમ કહેશે કે બીજા દેશના લોકો આપણા લોકો જેટલા નિરાશામા આવી પડેલા નથી હોતા તેથી તેઓ સયમ જાળવી શકે છે, તો તેનો જવાબ એ જ છે કે આપણા લોકોમા સ્વરાજ્ય વિષેની શ્રદ્ધા આપણે પેદા કરવી જોઈએ આગેવાનો અહિંસાનો ઉપદેશ કરીને જ પ્રજામા સ્વરાજ્ય વિષેની આસ્થા પેદા કરી શકે છે અને જો તેઓ પ્રજામા અહિંસા વિષે ધાર્મિક શ્રદ્ધા પેદા કરી શકે તો આપણે શાતિથી — એટલે કે આપણી તરફથી શાતિ જાળવીને સ્વરાજ્ય મેળવીશુ, એટલુ જ નહીં પણ દુનિયામા કાયમની શાતિ સ્થપન થઈ શકે એવો વિશ્વાસ દુનિયાને આપી શકીશુ.

૩૦-૪-’૨૨

# ૨૩
# કુદરતમાં હિંસા

એક કાઠિયાવાડી ભાઈ લખે છે

'..ભરતખંડના ઈતિહાસમા અહિંસાનુ યુદ્ધ સાવ અદ્વિતીય છે ધર્મ ને અધર્મ સ્થૂળ સાધનો દ્વારા લડે છે, એ આપણે અવતાર પરથી સિદ્ધ કરી શકીએ છીએ સ્થૂળનો ફેરફાર એ જીવાત્માના વિકાસનો અટલ નિયમ કૃષ્ણ ને રામ રાક્ષસોનો સહાર કરે છે તે પરથી આપણે જાણી શકીએ છીએ કુદરતમા પણ સાહજિક નિષ્કારણ વૈરભાવ જોઈએ છીએ, ઉંદર, મીંદડી, કૂતરો તો પછી 'અહિંસા'ની વ્યાખ્યા કેવી હોવી જોઈએ? આત્મરક્ષણ માટે ક્ષત્રિયોને હિંસાની છૂટ છે ચાલવા, બોલવા ને ખાવાપીવામા આપણે હિંસા કરીએ છીએ ને છતા એ હિંસા ગણતા નથી આત્મરક્ષણ કાજે એ આવશ્યક માનીએ છીએ જે ફૂલ નિર્દોષ પ્રકાશમા ફોરી ખીલી રહ્યુ હોય છે તેને માત્ર ઈન્દ્રિય ઉપભોગ કાજે ચૂટવાનો માનવીને શો હક છે? આમા રા કાલેલકરની સ્વદેશીની વ્યાખ્યાનો ભગ થતો નથી? આવી શકાઓ મને હાલ થયા કરે છે એનુ નિવારણ હજી થયુ નથી .. જડ માનવો માટે પ્રેમ ઘણી વખત નિષ્ફળ ગયો મેં જાતે અનુભવ્યો છે વ્યાવહારિક રીતે શુદ્ધ પ્રેમથી એક વ્યક્તિ જિતાતી નથી એ આપણો દૈનિક અનુભવ છે તો આખી પ્રજા—જડવાદી પ્રજા કેમ જીતી શકાય એ શકા છે કુદરતમા નિષ્પાપ આત્મભોગનો પડઘો પડે છે તે કબૂલ છે'

શુક્લપક્ષની બીજના ચદ્ર કરતા કૃષ્ણપક્ષની દ્વિતીયાનો ચદ્ર બહુ જ મોટો હોય છે, છતા આપણે કૃષ્ણપક્ષના ચદ્રને ક્ષયી કહીએ છીએ અને શુક્લ પક્ષના ચદ્રને વર્ધમાન કહીએ છીએ ગણિત ઉપરથી ચદ્રના આકાર ઉપરનું આપણુ વિધાન સિદ્ધ ન થઈ શકે, છતા શુ આપણુ વિધાન સત્ય નથી? અગ્રેજ લોકો જ્યારે હિંદુસ્તાનમા આવ્યા ત્યારે તેમની શક્તિ તુચ્છ હતી અને મોગલ સામ્રાજ્ય અતુલ પરાક્રમી ગણાતુ, છતા તેમણે હિંદુસ્તાનમાં સામ્રાજ્ય સ્થાપવાનો પ્રયાસ આદરેલો તેમા તર્કદોષ ન હતો?

વર્તમાન ગમે તેટલો વિશાળ હોય, ભૂતકાળ તેથીયે મહત્તર હોય, પણ ભવિષ્યકાળ તે બન્નેને અનાયાસે જીતી જાય છે ભવિષ્યકાળ હમેશા

બાળક જ હોય આપણે વિચાર કરવાનો તે વર્તમાનકાળ કયા ઊભો છે તે જોઈને નહીં, પણ ભવિષ્યકાળ કઈ દિશામા દોરે છે તે જોઈને

કુદરત હિંસામય છે એ વિધાન અમને કબૂલ છે અત્યાર સુધી હિંદુસ્તાનમા ઘણી હિંસા થતી આવી છે એ પણ કબૂલ છે ભૂતકાળમા મહાન પુરુષોએ અને ધર્માચાર્યોએ પણ ઘણી હિંસા કરી છે અથવા થવા દીધી છે એ પણ અમને નાકબૂલ નથી પણ તે ઉપરથી શુ અનુમાન કાઢવા માગો છો? જે છે તેના ઉપરથી તે જ હમેશા હશે અથવા થવુ જોઈએ એવુ? તે કયે હિસાબે?

શુ કુદરતમા અહિંસા નથી જડતી? હિંસા એ કુદરતનુ એક અગ છે, અહિંસા એ તેનુ બીજુ અગ છે તમે રામકૃષ્ણાદિ અવતાર સુધી શા માટે ગયા? ઈશ્વર પ્રતિક્ષણે અસખ્ય પ્રાણીઓની હિંસા નથી કરતો? આજે આ જગતમા હિંસા એટલી બધી છે કે જીવવુ એટલે જ હિંસા એવો પર્યાય આપણે કરી શકીએ, છતા જીવનનુ એ પરમ સત્ય નથી રવીન્દ્રનાથ ઠાકુર એક જગ્યાએ કહે છે કે બાળક ઊભું થવાનો પ્રયત્ન કરે છે, પચાસ વાર પડે તો એક વાર સફળ થાય છે તે ઉપરથી પડવુ એ માણસોનો ધર્મ છે અને ઊભુ થવુ એ અપવાદરૂપ છે એવુ અનુમાન શુ તમે કાઢી શકો? જરાક વિચાર કરી જોશો તો બાળક પચાસ વાર પડે છે એ શૂન્યરૂપ છે અને એક વાર ઊભા થવામા સફળતા મેળવે છે તે જ અસરકારક નીવડે છે પાપ ગમે તેટલુ મોટુ હોય તોપણ તે અધકારરૂપ છે અને સદ્‌વૃત્તિ ગમે તેટલી સૂક્ષ્મ હોય તોપણ તે કિરણરૂપ છે. તમે ડાર્વિન, સ્પેન્સર અને માલ્થસનુ જીવનકલહ (Struggle for Existence)નુ તત્ત્વ પોતાનુ કર્યું છે, હવે પ્રિન્સ ક્રૉપોટ્કિનના અન્યોન્ય સાહાય્ય (Mutual aid) તરફ સહેજ દૃષ્ટિપાત કરો તો વાધો નથી

અહિંસા સાથે બીજુ એક તત્ત્વ ઉમેરવુ જોઈએ, અને તે છે ધીરજ બાઈબલમા લખેલુ છે કે પ્રેમની ધીરજ અનત હોય છે જેની ધીરજ ખૂટી જાય છે તે પ્રેમ કા તો સાચો નથી અથવા તો કાચો છે પ્રેમની અસર થવી જ જોઈએ એટલી શ્રદ્ધા રાખજો, પણ કયારે એવો સવાલ પૂછતા નહીં પ્રેમની દૃષ્ટિ અત સુધી હોય છે તમે પ્રેમવિષયક વાઙ્‌મય ઓછુ વાચ્યુ હોય એમ હુ નથી માનતો દરેક પ્રેમીજન વર્તમાનકાળને — અરે,

કાળતત્ત્વને જ તુચ્છ માને છે પ્રેમની દૃષ્ટિ અંત સુધી હોય છે, તેથી જ તે અનન્ત હોય છે 'કુદરતમા નિષ્પાપ આત્મભોગનો પડઘો પડે છે' એ તમને કબૂલ છે, પછી રહ્યુ શુ? 'આત્મા' જેટલો વિશાળ તેટલો 'ભોગ' વિશાળ વિકસિત આત્માનો ભોગ અસરકારક થવો જ જોઈએ આત્મા અનન્ત છે, સાર્વભૌમ છે, એટલે જીત તેની જ છે દરેક જમાનામા જોવામા આવ્યુ છે કે હિંસા તે ભૂતકાળનો ધર્મ છે, પણ તે વર્તમાનકાળમા ઘૂસવા માગે છે અહિંસા ભવિષ્યકાળમા રહે છે અને હૃદયસ્થ ચૈતન્ય તેને વર્તમાનકાળમા લાવવા માગે છે તમે ભૂતકાળની અપજયી વિશાળ સેનાના સૈનિક છો કે વિશ્વજિત ભવિષ્યકાળના પ્રાણવાન સૈન્યના વીર છો?

સપૂર્ણ અહિંસા ક્યારે શક્ય થશે એ કહેવાય નહીં આપણો આત્મા જેટલે દરજ્જે વિકસિત થયો હોય તેટલી જ અહિંસા આપણે માટે શક્ય છે

ફૂલોની આપણે હિંસા કરીએ છીએ પણ જ્યા સુધી તે આપણા હૃદયને 'પ્રત્યક્ષ' થઈ નથી અને જ્યા સુધી અપરિહાર્ય લાગે છે ત્યા સુધી તે હિંસા ચાલવાની જ. પણ તે અનન્તકાળ સુધી ચાલવી જ જોઈએ એવો સિદ્ધાન્ત નથી. હિંસા ઉપર જ ટકી શકે એવા દેહમા માનવી અનન્તકાળ સુધી રહેશે એવુ માનવાનુ કશુ કારણ નથી

બુદ્ધ ભગવાન હિંસાનો નિષેધ કરતા છતા અનાયાસે ભાણામા આવેલુ માસ નિ શકપણે ખાઈ જતા આથી આગળ જઈ આપણે માસાહારનો ત્યાગ કરી શક્યા છીએ હિંદુસ્તાનમા અહિંસા વધારે કેળવાયેલી છે બીજા દેશોના પ્રમાણમા હિંદુસ્તાનના મુસલમાન અને ખ્રિસ્તી પણ વધારે અહિંસક અને તેટલા જ માટે વધારે મિત્ર છે એમ હુ ચોક્કસ માનુ છુ આજે હિંદુસ્તાને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના ઝઘડામા અહિંસાનો કાયદો અખત્યાર કરી બતાવવો જોઈએ. કુટુબનો કાયદો માનવકુટુબમા દાખલ કરવો જોઈએ હિંદુસ્તાનમાં ઋષિ-મુનિઓએ બતાવ્યુ છે કે અહિંસાનો કાયદો હિંસ્ર પશુ સામે પણ સફળ થઈ શકે છે, વિજયી થઈ શકે છે પણ આખા રાષ્ટ્રે હજી તેટલી અહિંસા કેળવી નથી રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે અહિંસા ન કેળવીએ તો આપણે જીવી જ ન શકીએ પછી 'જીવનકલહમા ફાવવાની વાત' એક કોરે રહી ઈશ્વરની એ ઇચ્છા છે, કુદરતની કૃપા છે એમ જ તમારે માનવુ

ઝાડ ઉપરથી ફૂલ તોડવુ અને તે પણ ઈન્દ્રિય ઉપભોગને કાજે એમાં હિંસા છે, એમા સ્વદેશીનો ભંગ છે, એટલુ જ નહીં પણ તેમા અરસિકતા અને જગલીપણુ છે એમ જ હુ માનુ છુ મેં પોતે ઈન્દ્રિય ઉપભોગને કાજે કે પૂજાને માટે ફૂલ તોડવાનુ ક્યારનુ છોડી દીધુ છે ફક્ત મારામા અધ્યાપક-વૃત્તિ પ્રબળ છે તેથી વિદ્યાર્થીઓને વિજ્ઞાનનો કે કળાનો પાઠ શીખવતી વખતે જરૂર પડયે ફૂલ તોડીને આણી શકુ છુ ખરો. બીજા જો અનાયાસે ફૂલો આણીને આપે તો તેનો સ્વીકાર ન કરવા જેટલો હુ અહિંસક બન્યો નથી. માસાહારી બુદ્ધ ભગવાન જેવી આ વૃત્તિ છે એમ તમે કહો તો હુ તકરાર ન કરુ. રામકૃષ્ણ પરમહસ શરૂઆતમા ફૂલો વીણી દુર્ગામાતાની પૂજા કરતા અને માસ કે મચ્છીનો દુર્ગામાતાનો પ્રસાદ ખાતા પણ જેમ જેમ તેમની ધાર્મિકતા વધતી ગઈ તેમ તેમ તેઓ કાળીમાતાનો પ્રસાદ ખાવાને બદલે પોતાના માથા ઉપર ચડાવતા, અને ફૂલો વિષે તેઓ કહેતા કે ઈશ્વર વિરાટ છે, એટલે ફૂલો જ્યા છે ત્યા જ ઈશ્વરને અર્પિત છે અને ત્યાથી જ ઈશ્વરપૂજા સરસમા સરસ રીતે થાય છે.

૨૩-૪-'૨૨

## ૨૪

# શૂર અને ક્રૂર

ઘણા લોકો હજી પૂછે છે કે 'અહિંસાવાદી મહાત્માજીએ ખેડા જિલ્લામા મહાયુદ્ધ વખતે સૈન્યભરતીનુ કામ આટલા ઉત્સાહથી કેમ હાથમા લીધુ હતુ? તે ઉપરથી સિદ્ધ નથી થતુ કે હિંદી લોકોના હાથમાં શસ્ત્ર નથી તેથી જ તેઓ અહિંસાનો ઉપદેશ કરે છે?'

મહાયુદ્ધ વેળાએ મહાત્માજીએ સૈન્યભરતીનુ કામ કર્યું તે માટે તેમને પશ્ચાત્તાપ થયો નથી. પણ આજે જો ફરી મહાયુદ્ધ જામે તો મહાત્માજી આ સરકારને મદદ કરવાનો કશો પ્રયાસ ન કરે, એ વાત સાચી છે. પણ એનુ કારણ એ નથી કે મહાત્માજી તે વખતે અતરના ઊંડાણમા હિંસામા માનતા હતા. સાચુ કારણ એ છે કે તે વખતે હિંદુસ્તાની પ્રજાએ સરકાર સામે અસહકાર પોકાર્યો ન હતો અને તેથી જે જે માણસ સરકારના છત્ર

તળે રહેતો હતો તે તે મહાયુદ્ધની મહાન હિંસામા ભાગ લેતો જ હતો યુદ્ધ ચલાવનાર સરકારની રૈયત કરવેરો આપવામા હિંસા કરે જ છે સૈનિક થઈ યુદ્ધમા લડનાર સિપાઈ અને ઘેરબેઠે કરવેરા ભરનાર ખેડૂત બન્નેનો હિંસામા સરખો જ ભાગ છે પોતે ખૂન કરનાર અને મારાઓને પૈસા આપી ખૂન કરાવનાર બન્ને નીતિની દૃષ્ટિએ સરખા જ ગુનેગાર છે વધારે સૂક્ષ્મતાથી વિચાર કરતા જણાશે કે પોતાને હાથે ખૂન કરનાર કરતા મારાઓ મારફત ખૂન કરાવનારનો દોષ વધારે છે જાતે ખૂન કરનાર માણસને પશ્ચાત્તાપ થવાનો સભવ વધારે હોય છે અને તે જ્યારે ખૂન કરે છે ત્યારે તેનો એકલાનો જ અધ.પાત થાય છે મારાઓ મારફત ખૂન કરવાથી પશ્ચાત્તાપનો પ્રસગ મળવો મુશ્કેલ બને છે અને ખૂન કરનાર અને કરાવનાર બન્નેનો અધ.પાત થાય છે જે લોકો સશસ્ત્ર લોકોનો પહેરો રાખી ધનના ઢગલા સાથે સૂઈ જાય છે તેઓ હિંસકની ક્રૂરતા કેળવે છે પણ તેની હિંમત કેળવતા નથી પ્રતિનિધિ મારફત હિંસા કરનાર માણસ શૂર નથી બનતો પણ ક્રૂર બને છે તે મારતા અચકાતો નથી પણ મરતા બીએ છે, અને તેથી એવો માણસ તેના વતી મારનારનો દબાયેલો અથવા ઓશિયાળો રહે છે એવો માણસ કોઈ કાળે સ્વરાજ્ય ભોગવી ન શકે સ્વરાજ્યમા રહેવા માગનાર માણસે હમેશા મરવાને તૈયાર રહેવુ જોઈએ.

આ દૃષ્ટિએ જોતા મહાયુદ્ધને વખતે આપણે બધા જ જે હિંસા કરતા હતા તેમા પ્રત્યક્ષ ભાગ લઈ તે ઓછી કરવાનો અને પ્રજામા મરવાની હિંમત આણી તેને સ્વરાજ્યને માટે લાયક બનાવવાનો જ મહાત્માજીનો ઉદ્દેશ હતો

અસહકાર જાહેર કરી આપણે સરકાર સાથેનો સબધ કાઈક તોડ્યો છે, અને તેટલે દરજ્જે આપણે સરકારના પાપની ભાગીદારીમાથી મુક્ત છીએ. આજે યુરોપમા મહાયુદ્ધમા કરેલી કમાણી સાચવવા અને પચાવવા જે શાન્તિની હિલચાલ ચાલી રહી છે અને અમુક વરસ સુધી તો યુરોપમા કોઈ કોઈની સાથે લડે નહીં એવા જે કોલકરાર થવા લાગ્યા છે તે જો નિષ્ફળ જાય અને યુરોપમા ફરી મહાયુદ્ધ અથવા અતિયુદ્ધ સળગે તો સહકાર કરી સામ્રાજ્યમાં રહેનાર દરેક વ્યક્તિને અને સમાજને હિંસામા મદદ કર્યે જ છૂટકો સહકારી હોવા છતા જો કોઈ મદદ આપવાને ઇનકાર કરે તો તેને સામ્રાજ્ય સજા કરી

શકે છે, મદદ ન કરવી હોય તો સામ્રાજ્યથી જુદુ જ પડવુ જોઈએ સર્વમાન્ય રાજનીતિનો આ સિદ્ધાત છે

જે વખતે યુરોપના રાષ્ટ્રો અને ખાસ કરીને બ્રિટિશ સામ્રાજ્ય ન્યાય-અન્યાયનો વિચાર કર્યા વગર દુનિયામા દરેક ઠેકાણે ગોરાઓની સત્તા વધારવાને પ્રયત્ન કરે છે તે વખતે આ સામ્રાજ્ય સાથે સહકાર કરવો એ જજિયાવેરો આપવા જેવુ છે. તેમા હિસાનુ અને સ્વજનદ્રોહનુ પાપ છે

આજનો આપણો અસહકાર મર્યાદિત અને સૂક્ષ્મ છે. પણ સરકારનુ પાપ જેમ જેમ વધતુ જશે તેમ તેમ આપણે અસહકાર પણ અધિક વ્યાપક અને અધિક તીવ્ર કરવો પડશે જેઓ અહિંસામા માને છે તેમણે આજથી આ દૃષ્ટિએ પોતાના કર્તવ્યનો વિચાર કરી રાખવો જોઈએ આજે આપણે સરકારને કરેલા પાપનુ પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થવાનુ કહી રહ્યા છીએ અને એવુ પાપ ફરી કરવાનુ સામર્થ્ય સરકારના હાથમા ન રહે એટલા માટે સ્વરાજ્યના હક માગીએ છીએ, અને તેમ ન થાય ત્યા સુધી આપણે અસહકાર કરવાનો નિશ્ચય કર્યો છે

પણ ધારો કે કાલે ઊઠીને આ સરકારે ચીન દેશમા ત્યાની પ્રજાની ઇચ્છા વિરુદ્ધ અફીણનો વેપાર ફેલાવવા માટે ચીન દેશ સામે યુદ્ધ પોકાર્યું. તો મારા જેવા અહિંસાવાદી અસહકારીને આજના જેટલો અસહકાર ચલાવીને સતોપ ન જ વળે તે સ્થિતિમા જો હુ કરવેરો ભરતો રહુ તો સરકાર દ્વારા થતી મારા ચીની ભાઈઓની હિંસા કરવાનુ પાપ મારે માથે આવે તે હિંસામાથી બચી જવા માટે જ મારે હુ જે કાઈ પાચ પચાસ રૂપિયા સરકારને કરવેરો ભરતો હોઉં તે આપવાની ના પાડવી પડે તેમ કરવાથી મારા દેશને સ્વરાજ્ય મળશે કે નહીં મળે એનો વિચાર હુ કરી ન શકુ મારે હિંસામાથી ઊગરી જવુ એ જ મારો તે વખતનો ધર્મ હશે બીજી દૃષ્ટિએ જોતા જે દિવસે હુ કરવેરો આ કારણસર આપતો બધ થાઉં તે જ દિવસે સ્વરાજ્ય તો શુ, મુક્તિ જ મારે ઘેર આવી લાગી હશે તેમા હુ પૈસેટકે ખુવાર થઈ જવાનો એમા શક નથી, પણ અહિંસાધર્મ સાચવી આત્માની રક્ષા કર્યાનુ સમાધાન મને હશે અને આત્માના સમાધાન કરતા ચડિયાતુ એવુ બીજુ ક્યુ સુખ છે?

આવો પ્રસગ કોઈ દિવસ આવશે કે નહીં તેની મને ખબર નથી અત્યારે તો મેં માત્ર તે કલ્પી લીધો છે પણ જો તેવો પ્રસગ આવે જ તો મારે

તે વખતે મારા અસહકારની બીજા લોકો ઉપર શી અસર થાય તેનો પણ વિચાર કરવો પડે સમાજથી અળગો થઈ હુ મારુ કે બીજાનુ હિત કરી શકુ એમ તો નથી જ છતા જ્યા ધર્મનો સવાલ હોય ત્યા તો મારે અતરના અવાજને જ માન આપવુ જોઈએ, એ પણ એટલુ જ સ્પષ્ટ છે

અતરના અવાજ અને ધર્મની વાતો તો ગમે તે માણસ કરી શકે છે અને ગમે ત્યારે ધર્મને નામે અથવા અતરના અવાજને નામે માણસ સ્વચ્છદ આચરી શકે છે મારામા જો અહિસા બરાબર કેળવાઈ હોય, જો મારુ મન હમેશા નિર્વૈર સ્થિતિમા રહેતુ હોય, મારા સામાન્ય વ્યવહારમા નાનામોટા લાભો છોડીને પણ જો હુ અહિસા પાળતો હોઉં તો જ હુ ધર્મને નામે કર ન આપવા જેટલો અસહકાર કરી શકુ

કર ન આપવાનો નિશ્ચય કરતા પહેલા મારે મારો ધધો નિષ્પાપ છે કે નહીં, મારી આજીવિકા પાછળ મહાન અન્યાય રહેલો છે કે કેમ, એનો વિચાર પ્રથમ કરવો જોઈએ તો જ મારી ફરજ હુ સુયોગ્ય રીતે અદા કરી શકુ

આપણે ક્રોધ કે મત્સરને લીધે માણસમા સ્ફુરતી હિસાનો હમેશા વિચાર કરીએ છીએ તેવી હિસા પાપી અને ત્યાજ્ય તો છે જ, પણ તે ક્ષણિક હોય છે પણ સ્વાર્થ, લોભ અને મહેનત કરવાનો અણગમો—આ ત્રણ કારણોને લીધે જે હિસા થાય છે તે સૂક્ષ્મ પણ ઝેરી, સામાન્ય પણ સ્થાયી હોય છે તેમાથી ઊગરી જઈએ ત્યારે જ આપણુ જીવન ધાર્મિક છે એમ આપણે કહી શકીએ અસહકારીઓએ અને અહિસાવાદીઓએ આ દૃષ્ટિએ અહિસાનો વધારે વિચાર કરવો જોઈએ.

૧૧-૬-'૨૨

## ૨૫

# સોપાનપંચક

મતભેદ કે લાભભેદ વખતનો મનુષ્યનો વ્યવહાર તપાસતા નિવેડો આણવાના પાચ ભિન્ન પ્રકાર દેખાઈ આવે છે દર વખતે માણસ એ પાચમાથી એકાદનું શરણ લે છે કયે વખતે કયો માર્ગ ગ્રહણ કરવો એ નક્કી કરવામા માણસની પૂરેપૂરી કસોટી થાય છે, અને તેની સસ્કારિતા કયા દરજ્જાની છે એ નક્કી થાય છે

સાવ નીચલા દરજ્જાથી શરૂઆત કરીએ તો પ્રથમ સ્થાન ગુંડાશાહી અથવા યુદ્ધપદ્ધતિને અપાય આ માર્ગમા નૈતિક વિચાર ઝાઝો કરવાનો નથી હોતો સામા માણસને મનાવવા માટે દડો બસ હોય છે ન માને તેને દબાવીએ અને આગળ ચાલીએ ગુડાશાહી એ એક જ માર્ગ જાણે છે

પોલીસ અને લશ્કરની સત્તા એ આ જ માર્ગના પણ સુધરેલા પ્રકાર છે માણસને મનાવવા માટે દબાવવો એ સૂત્ર તેમા પણ રહેલુ હોય છે ખરુ, પણ દબાવનાર સત્તા પોતાના ઉપર અમુક અકુશ મૂકે છે, અને પોતે વ્યવસ્થિત સમાજની બહુમતીના દબાણ તળે કામ કરે છે

આના કરતા સુધરેલો માર્ગ એ ન્યાયમાર્ગ—કાયદા કોરટનો માર્ગ એમા બે જણનો વિવાદ તટસ્થ એવા ત્રીજા પક્ષની આગળ મૂકવામા આવે છે, અને તેનો નિર્ણય બને પક્ષને ચૂપચાપ સ્વીકારવો પડે છે એમા બે જણ વચ્ચે ન્યાય તોળાય છે ખરો, પણ પરિણામે એ બે જણ વચ્ચે દિલસફાઈ અને સહકારને અવકાશ નથી હોતો અહીં પ્રત્યક્ષ લડયા વગર, તટસ્થ અને મોટી સત્તાની ઓથથી અને તેની કલ્પના પ્રમાણે બીજા પક્ષ ઉપર માણસ જબરદસ્તી કરી શકે છે

કોર્ટને બદલે જ્યારે લવાદ હોય છે ત્યારે એ જ દબાણ રાજસત્તાનુ હોવાને બદલે સામાજિક હોય છે એટલો ફરક છે કોર્ટમા રાજસત્તાનો ચુકાદો સ્વેચ્છાથી સ્વીકારવાપણુ રહેતુ નથી, જ્યારે લવાદમા બન્ને બાજુ પ્રથમ લવાદને સ્વીકારે છે અને પછી એની આગળ પોતાનો વિવાદ રજ કરે છે અથવા રજૂ કરવા દે છે.

આના કરતાંયે વધારે સુધરેલો માર્ગ તે મ્યુનિસિપાલિટી અથવા પાર્લમેન્ટ જેવી જાહેર સસ્થાઓમા દેખાય છે તે માર્ગ આમા દલીલો કરી એક-બીજાને સમજાવવાનો પ્રયત્ન ચાલે છે, અને અતે બહુમતીથી નિર્ણય થાય છે જે સમાજ દલીલો કરે છે તે જ અતે નિર્ણય આપે છે વકીલ અને ન્યાયાધીશ જુદા નથી હોતા સમાજ પોતે જ પોતાની ઉપર દબાણ મૂકે છે અને અતે બહુમતી જેમ ખેંચે તેમ લઘુમતીને જવુ પડે છે સમાજ પોતે જ પોતાના નિયમો કરી, તે પ્રમાણે ચાલવાની કબૂલાત પ્રથમથી આપી નિર્ણય કરે છે એટલે અમુક કાર્ય પરત્વે સભ્યો એક ઘટક બની પોતે પોતાના ઉપર દબાણ મૂકે છે અને તેથી જ એ દબાણ બહારનુ છે એમ લાગતુ નથી, ખૂચતુ નથી આ વ્યવસ્થામા મતભેદને પ્રસગે લાગણીનો વિચાર કરવાને બદલે સખ્યાનો વિચાર પ્રધાન હોય છે ઝાઝા લોકોને જે રુચ્યુ તે ખરુ, પછી તે લઘુમતીને યોગ્ય લાગે કે નહીં તેનો વિચાર આમા નથી હોતો સખ્યાનુ તત્ત્વ સર્વોત્કૃષ્ટ નથી એમ બતાવવા એક જણે એ તત્ત્વની મીમાસા બહુ આકરી રીતે કરી છે એ કહે છે સખ્યાબળની બહુમતીથી નિર્ણય કરવો એમા સૂક્ષ્મ રીતે જબરદસ્તી જ આવી જાય છે ફરક એટલો જ કે મારામારીમા માથા ભાગવામા આવે છે, જ્યારે અહીં ફક્ત માથા ગણવામા આવે છે. માથા ભાગવા કરતા ગણવા એમા સભ્યતા છે ખરી, પણ તત્ત્વ તો જબરદસ્તીનુ જ છે એક ખેડૂતે પોતાની બહુમતી સાધવા ખાતર પોતાની તરફેણમા પોતાના બે બળદ પણ ગણ્યા હતા એવી વાર્તા પ્રચલિત છે એ વિનોદમા પણ આવુ જ કઈક રહસ્ય હશે

જબરદસ્તીનુ તત્ત્વ આટલુ સૂક્ષ્મ થયા પછી તે આગળ ટકવાનો સભવ ઓછો શિષ્ટ સમાજમા બહુમતીનો નિયમ હોય તોયે બહુમતીનુ માનવા કરતા જેઓ બુદ્ધિમાન છે, વ્યવહારકુશળ છે, કર્તૃત્વવાન છે, પ્રજાહિતૈષી છે, જેમને સ્વાર્થ નથી, ઈર્ષામત્સર નથી, જે તૃપ્ત અથવા વિરક્ત છે એવા માણસોનુ જ માનવાનો રિવાજ હોય છે આવી વ્યક્તિઓની યોગ્યતા વિષે જરાસરખી પણ શકા આવી જાય તો બહુમતીના નિયમનો અકુશ અથવા ઈલાજ સમાજ પાસે પડેલો હોય છે

આવા નિર્ણયોમા બુદ્ધિમત્તા એ છેલ્લી કસોટી નથી, પણ નિ સ્વાર્થી સર્વહિતૈષિતા એ જ ખરી કસોટી છે અહીંથી પ્રેમધર્મની શરૂઆત થાય છે

પ્રેમધર્મનું સ્થૂલ સ્વરૂપ તે પરસ્પર સદ્‌ભાવની ખાનદાની એનુ જ ઉજ્જવલ રૂપ તે કૌટુબિક પ્રેમસબધનું આત્મવિલોપન અને એ ધર્મનો આત્યતિક ઉત્કર્ષ તે આત્મબલિદાન કુટુબધર્મમા એકબીજા પર સરસાઈ ભોગવવાને બદલે એકબીજા માટે સ્વાર્થ કે આગ્રહ છોડી દઈ સામા માણસને પ્રેમથી જીતી લેવાનો હોય છે એ શુદ્ધ સત્યાગ્રહનો માર્ગ છે એમા સામા માણસને દડવાનો કે દબાવવાનો સવાલ જ હોતો નથી જ્યા જતુ કરાય ત્યા બની શકે તેટલુ જતું કરવાનું, અને જ્યા પ્રાણ કરતા પણ પ્રિય એવા તત્ત્વની હાનિ થતી હોય ત્યા તે તત્ત્વ સાચવવા ખાતર બાકીની બધી વસ્તુઓનો ભોગ આપવાનુ એ શાસ્ત્ર છે બહાદુર અને વિરક્ત એવાઓનો જ આ માર્ગ છે આપણે જો કબૂલ કરતા હોઈએ કે બહાદુરી અને લોભનો અભાવ એ સમાજમા સાર્વત્રિક સદ્‌ગુણ બની શકે છે, તો સત્યાગ્રહનો આ માર્ગ આખા સમાજ માટે છે એમ કબૃલ કરવુ પડશે આ સત્યાગ્રહમાર્ગની સર્વોચ્ચ કોટિ તે વિશ્વજિત યજ્ઞ છે એમા સર્વસ્વ અર્પણ કરી વિશ્વનો વિજય કરવાનો હોય છે

ગુડાશાહીનો માર્ગ પસદ કરનાર ગમે તે ક્ષણે બીજાને મારવા અને એનુ સર્વસ્વ હરણ કરવા તૈયાર થાય સત્યાગ્રહી ગમે તે ક્ષણે મરવા અને સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થવો જોઈએ

માણસ-માણસ વચ્ચેના સબધમા આવી પાચ પ્રકારની સોપાનપરપરા છે મતભેદ એ જાણે મનુષ્યની સાથે જ જન્મેલો છે સામાજિક જીવન શક્ય કરવુ હોય તો એનો કાઈક ને કાઈક ઈલાજ કાઢવો જ જોઈએ માણસ પોતાની શક્તિ પ્રમાણે આમાના ગમે તે એક ઈલાજ પર આવીને ઊભો રહે છે શુદ્ધ પ્રેમવાળો સર્વસ્વ અર્પણ કરવામાં—કુરબાની કરવામા જ આનદ માને છે કુટુબધર્મી કુટુબીઓ માટે ગમે તે કષ્ટ વેઠવા અને તેમને પ્રેમથી જીતવા જેટલો ભોગ આપવો પડે તેટલો આપવા હમેશા તત્પર હોય છે આવા પ્રેમમા જ્યારે ઠીક ઠીક સ્વાર્થનુ મિશ્રણ થાય છે ત્યારે માણસ ત્રાહિતનુ માનવા તૈયાર થાય છે એટલે કે લવાદ પાસે જાય છે એથી ઊતરતી સ્થિતિમા એ બહુમતીને વશ થાય છે બહુમતી પર વિશ્વાસ ન હોય અથવા બહુમતીના ચુકાદામા સ્વાર્થ સધાતો ન હોય તો કાયદાબાજી કરી કોર્ટે ચડે છે અને જ્યારે માણસમાથી સામાજિક તત્ત્વ જ નાશ પામે છે ત્યારે કાયદાને ગણકાર્યા

વગર, બની શકે તેટલી જબરદસ્તી કરીને સ્વાર્થ સાધે છે અથવા એમા ખપી જાય છે

સત્યાગ્રહી પણ અમુક પ્રસગે કાયદાનો ભગ કરે છે ખરો, પણ તેમ કરીને તે એની સજા અને કષ્ટ પોતે વેઠવા તૈયાર હોય છે, કષ્ટ વહોરી લે છે, જ્યારે જબરદસ્ત ગુડાઓ કાયદો તોડીને, સમાજને દબાવીને પોતાનો સ્વાર્થ સાધવા પ્રવૃત્ત થાય છે

ઉપર વર્ણવેલુ માર્ગપચક અથવા સોપાનપચક મનુષ્યના સામાજિક જીવનનો વિકાસ સૂચવે છે આપણા વ્યવહારમા પ્રસગે પ્રસગે આપણે કયુ તત્ત્વ અમલમા મૂકીએ છીએ એના ઉપરથી આપણી સસ્કૃતિ, આપણો દરજ્જો અને આપણો વિકાસ નક્કી થાય છે.

૧૨–૧–’૩૦

## ૨૬

# પ્રાચીન યુદ્ધનીતિ

મહાભારતકાળના યુદ્ધોના કેટલાક ચિત્રો તે સમયના સાહિત્યમા મળે છે તે વખતની યુદ્ધની કલ્પના સુસંસ્કૃત નહોતી, કારણ કે તે નૈતિક હતી

બે પક્ષો લડવાનુ નક્કી કરે એટલે પ્રથમ યુદ્ધને માટે અનુકૂળ ભૂમિ ખોળવામા આવતી. જ્યા ખેતી ન હોય અને નજીકમા વસ્તી ન હોય એવુ સ્થાન પસદ કરીને ત્યા રણસ્તભ રોપવામા આવતો રણસ્તભ તટસ્થ જનતાને માટે એક નોટિસ સમાન બની જતો જ્યા રણસ્તભ રોપાતો ત્યાથી ખેડૂત, કારીગર, બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓ, સન્યાસીઓ, વૈરાગીઓ સૌ ખસી જતા. ત્યાર પછી સૈન્યો ત્યા દાખલ થતા

મહાભારત યુદ્ધના શખ ફૂકાયા અને તીર ચડાવીને પ્રત્યચાઓ ખેંચાઈ ત્યા તો ધર્મરાજનો બુલન્દ અવાજ સાભળાયો તેમણે બને પક્ષોને સબોધીને કહ્યુ, “જરા થોભો, મારે કંઈક કહેવુ છે” સૌ થભી ગયા ને ધર્મરાજની વાત ધ્યાન દઈને સાભળવા લાગ્યા

ધર્મરાજાએ કહ્યુ, “આ તો ધર્મયુદ્ધ છે અમારી સેનામાના કોઈને એમ લાગતુ હોય કે ન્યાય દુર્યોધનના પક્ષે છે તો તે હજી પલ વિના સકોચે

અમારો પક્ષ છોડીને સામી બાજુએ જઈ શકે છે અને જો સામા પક્ષમાના કોઈને એમ લાગતું હોય કે અમારો પક્ષ સાચો છે તો તે આ તરફ આવી શકે છે" એમ કહેવાય છે કે આ અપીલને પરિણામે કેટલાક લોકોએ પક્ષાન્તર કર્યું પણ ખરુ

યુદ્ધ સવારથી માડીને સૂર્યાસ્ત સુધી જ ચાલતુ. દ્વંદ્વયુદ્ધ હોય કે સકુલ-યુદ્ધ હોય, અસમાન યુદ્ધ કરવાનુ કોઈને ગમતુ નહીં શત્રુની તલવાર ભાગી ગઈ તો તરત તેને બીજી તલવાર આપવામા આવતી અને પછી જ દ્વંદ્વયુદ્ધ ચાલુ થતુ શત્રુનો રથ ભાગી જાય તો કા તો તેને બીજો રથ આપવામા આવતો અથવા બને વીરો વિરથ થઈને લડતા માયાવી અથવા કૂટયુદ્ધ બિલકુલ થતુ જ નહીં, એમ તો ન કહી શકાય, પણ એટલુ ખરુ કે લોકનેતાઓ એવા યુદ્ધ તરફ ઘૃણાની દૃષ્ટિથી જોતા આજે પણ આપણા શિકારીઓ સૂતેલા વાઘ, સિંહ કે સાપને નથી મારતા પહેલાં કાકરો મારીને તેને જગાડશે, મોત સામે આવીને ઊભુ છે, એમ એને જોવા દેશે પછી જ તેના પર શસ્ત્ર ચલાવશે મહાભારતમા સૂર્યાસ્ત થતા જ યુદ્ધ બધ કરીને બને પક્ષના લોકો એકબીજાને ભેટતા, ઘાયલ થયેલાઓને મલમપટ્ટી કરતા અને સાથે કયારેક ભોજન પણ કરતા બીજે દિવસે ઊઠીને પાછા લડવા માટે કમર કસતા

યુદ્ધમા ઘાયલ થયેલા યોદ્ધાઓને ઉઠાવીને વસ્તીમા લાવવાનો રિવાજ નહોતો એમને રણાગણમા જ રાખીને તેમની યથાસભવ શુશ્રૂષા કરવામા આવતી જખમી થયેલા યોદ્ધાઓને ભેગા કરી તેમની આસપાસ ખાઈ ખોદવામા આવતી અથવા ચારે તરફ વાડ કરી લેવામા આવતી જેથી રાત્રે કૂતરા, શિયાળ વગેરે જાનવરો તેમને કરડી ન ખાય

## યુદ્ધમા ગ્રેશામ-ન્યાયનો* પ્રવેશ

આવા યુદ્ધોમા માયાનો પ્રવેશ થયો એટલે ગ્રેશામનો પ્રખ્યાત નિયમ તેમા પણ ચાલુ થઈ ગયો બે માણસ લડે ને તેમાથી એક આર્યતા છોડી દે તો બીજાને પણ આર્યતા છોડવાનુ મન થઈ જાય છે તેને પ્રશ્ન થાય છે

* ગ્રેશામનો નિયમ આજના અર્થશાસ્ત્રીઓ સારી રીતે જાણે છે. બજારમા ખરા અને ખોટા બને સિક્કાનુ ચલણ શરૂ થાય છે ત્યારે ખરા સિક્કા બજારમાથી અદૃશ્ય થઈ જાય છે અને ખોટા સિક્કાનુ જ ચલણ વધી જાય છે

કે, 'મારી ભલમનસાઈ અહીં શા કામની? એથી તો હુ હારી જવાનો' પ્રાચીન લોકોએ આ જ વસ્તુને સૂત્રબદ્ધ કરી છે

व्रजन्ति ते मूढधिय पराभव
भवन्ति मायाविपु ये न मायिन ॥

એક પક્ષે છળકપટ શરૂ કર્યું તો બીજાને પણ કરવું પડે છે. એક જણ જૂઠુ બોલે છે, અને એ જૂઠની અસર પણ થાય છે, ત્યારે બીજાને પણ જૂઠુ બોલ્યા વગર છૂટકો નથી થતો એક કપટ કરે તો બીજાને પણ કપટ કરવુ પડે છે બને છળપ્રપચ કરવા માડે ત્યારે બેમાથી સજ્જન કોને કહેવો, એ એક સશોધનનો વિષય બની જાય છે અને છેવટે એમ જ કહેવુ પડે છે કે બનેએ કપટનો આરભ સૂક્ષ્મરૂપે આત્મરક્ષાને ખાતર અને લાચારીથી જ કર્યો હતો બનેએ એકબીજા પાસેથી ઉત્તેજન મેળવ્યુ અને બને આગળ ને આગળ વધતા ગયા બને એકબીજાના ગુરુ છે કોઈ કોઈથી ઊતરતો નથી, તો પછી હીનતાનો આરભ પહેલા કોણે કર્યો, એ સવાલ જ ગૌણ બની જાય છે.

લડનારા દલીલ કરે છે—અને એ દલીલ સાચી પણ હોય છે—કે જ્યારે મારો પ્રતિપક્ષી અન્યાય અને અત્યાચાર કરવાનો છે તો પછી આરભ કરવાનો લાભ એને શા માટે આપુ? તે શરૂઆત કરશે તો તેનો લાભ તેને મળશે 'સાપ કરડશે ત્યારે જ તેને મારીશ' એમ તો કોઈ કહેતુ નથી સાપ છે અને એના દાતમા ઝેર છે એટલુ એને મારવા માટે પૂરતુ છે તે આપણા પર હુમલો કરે તે પહેલા જ આપણે તેને મારી નાખીશુ એમ કરવામા અમને તો કઈ દોષ નથી જણાતો કપટયુદ્ધ તો હવે સર્વસામાન્ય બની ગયુ છે પ્રાચીન કાળમા યુદ્ધમા બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓને અને સાધુફકીરોને કોઈ મારતુ નહીં એમા ધર્મબુદ્ધિ તો હતી, પણ તર્કબુદ્ધિ બહુ ઓછી હતી આજકાલ તો લોકો કહે છે, બાળકોને બચાવવા શા માટે? એ જ તો મોટા થઈને લશ્કરમા ભરતી થાય છે સાપના કણા પર કોઈ દયા રાખે છે? અને સ્ત્રીઓ નથી લડતી એટલા માટે એમને છોડી દેવી એમા પણ ડહાપણ નથી 'નારી નરની ખાણ' ખાણ છે ત્યા સુધી તેમાથી યોદ્ધાઓ પેદા થવાના જ વિષવૃક્ષના પાદડા તોડીને કોઈ સતોષ નથી માનતુ વિષવૃક્ષને તો મૂળમાથી જ ખોદી કાઢવુ જોઈએ.

## અત્યાચાર અને અન્યાયની હરીફાઈ

આ જ વિચારસરણીનુ અતિમ દૃશ્ય આપણે વર્તમાન યુદ્ધમા જોઈ શકીએ છીએ જ્યારથી વિમાન-યુદ્ધ શરૂ થયુ ત્યારથી ન્યાય કે અન્યાય, લડનારા કે નહીં લડનારા વગેરે ભેદ રહ્યા નથી જર્મન લોકોએ જેટલા અત્યાચાર શરૂ કર્યા હશે તે બધા જ જાણે અગ્રેજોને કરવા પડે ‘ તમે અમારા દેશબધુઓના કાન કાપ્યા તો અમે પણ તમારા દેશવાસીઓના નાક કાપીશુ ’ અત્યાચાર, અન્યાય અને હીનતાની આ હરીફાઈને અગ્રેજીમા ‘ રિપ્રિઝલ ’ કહે છે ‘ તમે અમારા બાળકોની કતલ કરી, તો અમે પણ તમારા બાળકોને છોડવાના નથી તમે પહેલ કરી એટલે તમે રાક્ષસી કૃત્ય કર્યું અમે તો એનુ વેર લેવા માટે જ તમારા બાળકોને માર્યા, તેથી એમા હીનતા નથી એ તો કેવળ ન્યાય થયો ’—આ છે આજનુ યુદ્ધ દરમિયાનનુ નીતિશાસ્ત્ર

હા, પ્રચાર કરતી વખતે શત્રુના અત્યાચારોનુ લાબુ લાબુ બીભત્સ વર્ણન કરવુ જોઈએ અને આપણે એવા અત્યાચાર કર્યા હોય તો ફક્ત એટલુ જ કહેવુ જોઈએ કે, અમે દુશ્મનોને સારો પાઠ આપ્યો

## અન્ન જ યુદ્ધ

યુરોપમાં યુદ્ધનું ક્ષેત્ર દિવસે દિવસે વધતું જાય છે હિટલરે જેટલા દેશ જીત્યા તે દેશોની જનતાનુ એ શોષણ કરી રહ્યો છે લશ્કર માટે અનાજ કે બીજો સરજામ જ્યાથી મળ્યો ત્યાથી લઈને જર્મન લશ્કર માટે મોકલી દીધો જેઓ લડતા નથી તેમને વળી ખવડાવવુ શુ ?

આને પરિણામે આખા યુરોપ ખડમા દુકાળના ચિહ્નો નજરે પડે છે બદૂકની ગોળીથી કે તોપના ગોળાથી મરવુ સહેલુ છે બોમ્બથી સાફ થઈ જવુ એથીયે સહેલુ છે ગોળાની સીધમા આવી ગયા કે છૂટયા થોડીક હિંમત અને પછી કાયમનો આરામ ! પરતુ અન્ન વગર કટકે કટકે રિબાઈ રિબાઈને મરવુ સહેલુ નથી

અને દુકાળ આવ્યો કે તેની સાથે ચેપી રોગો આવ્યા જ છે. પછી આખા દેશમા જે નરક જેવી સ્થિતિ પેદા થાય છે તેની કલ્પના કરતા ચક્કર આવવા માડે છે.

યુરોપમા આજે આવી સ્થિતિ પેદા થઈ છે હમણા તો દુકાળ અને રોગ વધતા જાય છે અમેરિકાએ વિચાર કર્યો કે આ લોકોને ભૂખે મરવા દેવા એ માણસાઈની વિરુદ્ધ છે, તેમને કઈક મદદ પહોચાડવી જોઈએ જે લડતા નથી કે યુદ્ધમાં કોઈ જાતની મદદ કરતા નથી એવા લાખો લોકોને ભૂખે મરવા દેવા એ કેમ સહેવાય? ઈગ્લડે સીધો જવાબ આપ્યો કે એ લોકોને અનાજ વગેરે પહોચાડવાથી જર્મનીનુ બળ વધે છે, તેથી ન્યા અનાજ ન મોકલી શકાય અન્ન એ જ યુદ્ધ છે થોડા દિવસ પછી ઈગ્લડે કહ્યુ, અમે નિર્દય નથી જે લોકો જર્મની સાથે લડીને ખરેખર સ્વતત્ર થશે તેમને તો અમે જરૂર અનાજ આપીશુ

## વિકટ સમસ્યા

હવે આ એક મહાન સમસ્યા છે. 'ખાધા વગર લડી શકાતુ નથી અને લડયા વગર ખાવાનુ આપી શકાતુ નથી.' આમાથી માર્ગ કેવી રીતે નીકળે? અને ખૂબી ો કે વાક તો કોઈનો નથી!

આ છે આધુનિક યુદ્ધ! એનાથી સસ્કૃતિની રક્ષા થવાની છે! અને એમાથી લોકતત્રની સ્થાપના થવાની છે!! અમાનુષી હીનતા અને મનુષ્યની કલ્પનાશકિત પહોચી શકે તેટલી હદ સુધી અત્યાચાર લઈ જઈને માનવતાનુ રક્ષણ કેમ થઈ શકે એ આમારી અક્કલમા ઊતરતુ નથી

૨૭-૮-'૪૦
સર્વોદય, સપ્ટેમ્બર, ૧૯૪૦

# ૨૭

# આપણે કોના અનુયાયી?

સપ્ટેમ્બરના અંકમા અમે ગ્રેશામ-ન્યાયની વાત કરી હતી ગ્રેશામે ચાલુ સિક્કાની બાબતમા એવો નિયમ શોધી કાઢયો હતો કે ચલણમાં ખોટા સિક્કા વધી જાય છે ત્યારે ચલણમાથી ખરા સિક્કા આપોઆપ અદૃશ્ય થઈ જાય છે.

આ નિયમ એકલા સપત્તિશાસ્ત્ર માટે જ નહીં, જીવનશાસ્ત્ર માટે પણ કામનો છે

કોઈ સભામા એક માણસ મોટેથી બોલવા માંડે એટલે બીજાને એથીયે મોટો ઘાટો કાઢવો પડે, તો જ તેનો અવાજ લોકોના કાન સુધી પહોચી શકે કોઈ ત્રીજી વ્યક્તિ આવી સભા આગળ પોતાની વાત રજૂ કરવા માગે તો તેણે પોતાના અવાજમા પહેલા બે જણનો અવાજ ડૂબી જાય એટલે મોટેથી બરાડા પાડવા પડશે આવી હરીફાઈ કયા સુધી ચાલી શકે? तथा च अनवस्था स्यात् या मूलक्षयकारिणी ।

જાહેરખબરોની બાબતમા પણ આવુ જ ચાલે છે. એકે અતિશયોક્તિ કરી કે બીજાને પોતાની જાહેરખબર એનાથી વધારે આકર્ષક બનાવવી પડે છે જેમ કે 'અમારી દવાથી તમામ રોગો મટી જાય છે' વગેરે! આ હરીફાઈ પણ ઉત્તરોત્તર વધતી જ જાય છે. છેવટે પરિણામ એ આવે છે કે કોઈ કોઈના પર વિશ્વાસ નથી રાખતુ.

વેપારમા કમિશન આપવાની બાબતમા પણ આ જ નિયમ લાગુ પડે છે વેપારીઓ કમિશન વધારતા જાય એટલે તેમને માલની કિંમત વધારવી પડે છે અથવા માલ દિવસે દિવસે ખરાબ અને તકલાદી બનાવવો પડે છે

લોકસેવામા પણ ઘણી વાર આ જ નિયમનું ચલણ હોય છે જે કોઈ સેવક લોકોની ખુશામત કરે છે, નેતા થવા માટે લોકોના રાગદ્વેષોને અપનાવે છે, તેની જ વાત લોકો સાભળે છે પછી તો લોકહિતનુ સ્થાન

ખુશામત લે છે અને એ રીતે જાહેરજીવન હીન બનતું જાય છે લોકસત્તાક રોમમા કૌન્સલ થવા માટે લોકોને કેટકેટલી રીતે ખુશ કરવામા આવતા, તેનુ વર્ણન વાચતા આશ્ચર્ય થાય છે. એ જ સ્થિતિ નવી ઢબે આજે અમેરિકામા છે એમ કહેવાય છે

આજના દાક્તરો પણ કહે છે કે, અમે કડવી દવા આપીએ, સારો ઉપચાર કરીએ અને દરદીઓને જલદી સારો કરવા સખત પરેજી પાળવાનુ કહીએ તો દરદીઓ અમને છોડીને બીજા જેઓ તેમની ખુશામત કરે એવા દાક્તરો પાસે જાય છે. તો પછી અમે જ એમ કેમ ન કરીએ? જ્યા હરીફાઈ છે—સ્પર્ધા છે ત્યા સાચાનુ કે સારાનુ કામ નહીં. ત્યા તો કોઈ બીજી જ વસ્તુની પ્રતિષ્ઠા હોય છે.

આ ઉપરથી એટલુ જ દેખાય છે કે મનુષ્યસમાજને પોતાના હિતનો ખ્યાલ નથી હોતો દુનિયા સાચાની નથી, લુચ્ચાની છે શુભ અશુભની લડાઈમા અશુભનો જ વિજય થાય છે શુભ તો હારવાનુ જ છે.

કોમી ઝઘડાઓમા આ જ વાત આગળ કરવામા આવે છે મુસલમાનો અંગ્રેજોને મદદ કરવા દોડે અને ખાસ લાભ મેળવે, તો શીખો પણ આ શરતમા પાછળ કેમ પડે? ‘સત્તા લેવા માટે ગમે તેટલી અપમાનકારક અને દેશહિતને ઘાતક શરતો સ્વીકારવી પડે તોપણ આપણે સત્તા લેવી જ જોઈએ. આપણે નહીં લઈએ તો પેલા લેશે અને તેમણે લીધી તો આપણુ આવી બન્યુ!’—આ જ એક વાત દરેક પક્ષના મનમા હોય છે. ગ્રેશામ ન્યાય શરૂઆતમા ભલે ચલણી નાણાનો વિચાર કરીને શોધાયો હોય, પણ એ મનુષ્ય-વ્યવહારનો સાર્વભૌમ ન્યાય છે

૨

હવે આથી ઊલટો બીજો એક ન્યાય અર્થશાસ્ત્રમા નહીં પણ ધર્મ-શાસ્ત્રમા મળી આવે છે અને એ ન્યાયના પ્રવર્તક શ્રીકૃષ્ણ પોતે છે મનુષ્યસ્વભાવનુ તેમનુ નિદાન તદ્દન ઊલટુ છે તેઓ કહે છે માણસનો સ્વભાવ ભલે એક રીતે અધોગામી હોય, પણ માણસ જ્યારે કોઈ શ્રેષ્ઠ પુરુષના સંપર્કમા આવે છે ત્યારે તે તેની સજ્જનતાની અસર તળે આવ્યા વગર નથી જ રહેતો માણસના સ્વભાવમા સત્ અને અસત્ બને છે, પણ માણસમા

ઊર્ધ્વગામી આત્મા રહેલો છે એટલે તે જાગ્રત થતાની સાથે જ સતનો પ્રભાવ જીવન પર પડવા માડે છે અને અસત્ હારી જાય છે. સત્‌તત્ત્વ — ભલાઈ — સગડી જેવું છે સગડી જ્યા જાય ત્યા તેની આસપાસ ઉષ્ણતા ફેલાવા જ માડે છે

સમાજમા અધર્મ ગમે તેટલો વધી ગયો હોય, લોકો ગમે તેટલા નીચ થઈ ગયા હોય, પણ જો એમનામા કોઈ મહાત્મા જાગ્યો, કોઈ સજ્જન પોતાના પગ પર ઊભો રહેનાર નીકળ્યો તો બીજા લોકો એને રસ્તો કરી આપે જ છે હાથી રસ્તા પર ચાલવા માડે છે ત્યારે તેને ‘લાઈન ક્લિયર’ માગવુ નથી પડતુ હાથીના ગળામાનો ઘટ વાગવા માડયો કે તરત રસ્તા પરથી સૌ કોઈ બાજુએ ખસી જઈને તેને રસ્તો ખુલ્લો કરી આપે જ છે જાગ્રત સત્યની આ શક્તિ છે તેજસ્વી ભલાઈનુ આ સામર્થ્ય છે. સૂતેલા હાથીનુ એટલુ માન નથી હોતુ સૂતેલા સત્યને કોઈ નથી ઓળખતુ જે સત્ય પોતાને નથી ઓળખતુ તેને દુનિયા કેમ ઓળખે?

આથી મુખ્ય સાધના તો સત્યને જાગ્રત કરવાની જ છે આ સાધના સહેલી નથી જ્યારે અસત્યનો, અન્યાયનો કે નીચતાનો વિજય થયેલો આપણે જોઈએ ત્યારે આપણે તરત શ્રદ્ધા ખોઈ બેસીને ગ્રેશામના ન્યાય તરફ ન જવુ જોઈએ, પણ શ્રીકૃષ્ણનો નિયમ ધ્યાનમા રાખીને તે મુજબ જ વર્તવું જોઈએ શ્રીકૃષ્ણે સ્પષ્ટ કહ્યુ છે —

यद् आचरति श्रेष्ठस् तत्तदेवेतरो जन ।
स यत् प्रमाण कुरुते लोकस् तद् अनुवर्तते ॥

આપણે દરેક ક્ષણે વિચાર કરવો જોઈશે કે, આપણે ગ્રેશામના અનુયાયી છીએ કે શ્રીકૃષ્ણના?

સર્વોદય, ઑક્ટોબર, ૧૯૪૦

## ૨૮

# જીવનનો પંથ

જીવન એ સત્યની પ્રયોગભૂમિ છે, સત્યનો ખોરાક છે જેટલે દરજ્જે જીવન નિચોવીએ તેટલે દરજ્જે સત્યની પ્રાપ્તિ થવાની છે બે જાણ વચ્ચે જ્યારે વિરોધ હોય છે ત્યારે પ્રથમ કેવળ ચર્ચાથી જ વિરોધ મટાડવાનો પ્રયત્ન થાય છે કોઈ કોઈ વાર ચર્ચાથી જે નથી પતી જતુ તે મારામારીથી પતે છે કોક વાર એમ પણ બને છે કે જે વિરોધ તરત શમી જાય એમ નથી હોતુ તે કાળે કરીને મટી જાય છે ઈશ્વરની યોજનામા અતે એમ પણ બને છે કે વિરોધના બને તત્ત્વોનો—બને બાજુનો નાશ કરીને પણ ભગવાન વિરોધ મટાડે છે એક મોટા ખડ ઉપર બે મહાન રાષ્ટ્રો જીવલેણ વિગ્રહ ચલાવતા હતા બને સુધરેલા બને માયાવી યુદ્ધમા પ્રવીણ પૃથ્વી ત્રાસી ગઈ ધરતીકપ થયો મહાસાગરે પોતાનુ ઉદર મોટુ કર્યું અને બને રાષ્ટ્ર જે ખડ પર રહેતા હતા તે આખો ખડ પોતાના પેટમા સમાવી દીધો પછી વિરોધ ક્યા રહ્યો? બે ભાઈઓ જહાજના તૂતક પર લડતા હતા, લડતા લડતા એવા તો બેવકૂફ બની ગયા કે બનેના જીવનનો આધાર જે જહાજ તેના પરનો પોતાનો કાબૂ તેઓ ખોઈ બેઠા. જહાજ ખડક ઉપર ભટકાયુ અને બને ભાઈઓ સાથે એમનો ઝઘડો પણ સમુદ્રને તળિયે પહોચી ગયો

અને ભગવાનની કૃપા જ્યારે બીજુ રૂપ લે છે ત્યારે એ જ ન્યાય વાપરીને ભગવાન બનેનો ઉદ્ધાર પણ કરી શકે છે ગજેન્દ્રમોક્ષની વાર્તાનો સાર એ જ છે ને?

વ્યવહારમા આ બધા પ્રકારના દાખલાઓ મળે છે પણ વિરોધ મટાડવા માટે સર્વોપરી રસ્તો બલિદાનનો જ છે વિરોધીને મારીને એનો બલિ લેવો, અને એનો નાશ કરી વિરોધ મટાડવો અને પોતે પુષ્ટ થવુ એ અપવિત્ર રસ્તો છે. એમા તાત્કાલિક લાભ દેખાય છે, પણ સરવાળે સત્યાનાશ છે

બીજો રસ્તો સત્યની વેદી પર પોતાના જીવનનુ બલિદાન આપી વિરોધનુ મૂળ જ ઉખેડી કાઢી નાખવાનો છે બે રાષ્ટ્રો વચ્ચેની વિષ્ટિઓ જ્યારે

થાકે છે ત્યારે અંતે લડાઈથી ફેંસલો થાય છે ધર્મવિહીન સમાજનો એ માર્ગ થયો સર્વશુભંકર ધર્મ કહે છે જેને સત્યની પ્રતીતિ થઈ છે તેણે પોતે જ પોતાના જીવનનું મૂલ્ય આપી સત્યની સ્થાપના કરવી જોઈએ

શારીરિક શક્તિ અને બુદ્ધિશક્તિ વાપરીને સામા પક્ષને ચીત કરવાનો જમાનો હતો એનો વિસ્તાર આજે પણ આપણે જોઈએ છીએ ચર્ચા અને વિષ્ટિથી કાર્ય સાધવાનો જમાનો આણવાના પ્રયાસો હવે અજમાવાય છે પણ એ પથમા કૌવત કેટલી છે એની હજી ખબર નથી પડતી જ્યા ત્યા એ માર્ગ વિષે અશ્રદ્ધા છે ત્રીજો અને છેલ્લો માર્ગ તે આત્મબલિદાનનો એનો જમાનો હવે આવવાનો છે એનુ ફક્ત મગળાચરણ હમણા થયુ છે

શાસ્ત્રાર્થો અને ચર્ચાઓ એક વખતે દુનિયામા ખૂબ ચાલ્યા ઈ સ પૂર્વે છસો આઠસોથી માડીને ઈ સ છસો આઠસો સુધી માનવકોટિએ બૌદ્ધિક ચર્ચાનો મહોત્સવ માણ્યો ત્યાર પછીનો કાળ યુદ્ધમહોત્સવનો કાળ ગણાય. એની વિસ્તારપૂર્વક તારીફ કરવાનુ કશુ કારણ નથી આ પૃથ્વીના પડ ઉપર એકે કુટુબ એવુ નહીં હોય જ્યા યુદ્ધોની અસર સીધી કે આડકતરી રીતે અનુભવાતી ન હોય

હવે બલિદાનનો જમાનો શરૂ થાય છે માણસજાતના પાપો ઘણા છે, દૃઢમૂલ છે માણસે માણસાઈનુ દેવુ ભારે કર્યુ છે એ બધુ ચૂકવવાનો વારો આવ્યો છે હવે દુનિયાભરમા જ્યા ત્યા બલિદાનના કેસૂડા કે ગુલમોર ખીલે તો તેમા જરાયે આશ્ચર્ય નથી એક પ્રાચીન સસ્કારી અને સુપ્તસામર્થ્ય-શાળી રાષ્ટ્રના રાષ્ટ્રપુરુષે એનું મગળાચરણ હમણા જ ગાયુ છે હવે એને 'એકમેવાદ્વિતીયમ્' રાખવાનો પ્રયત્ન મિથ્યા છે, કેમ કે એ જીવનપ્રવાહથી વિરુદ્ધ છે જીવન હવે બલિદાનના ઉત્સવ માણશે, અને એ વાટે સત્યનારાયણનો સાક્ષાત્કાર કરશે

૨૯-૫-'૩૩

# ૨૯
# શીખ ધર્મનો પાયો

શીખ અકાલીઓમા આટલી નીડરતા, આટલો ધર્મ-પ્રેમ, આટલી સહનશીલતા ક્યાથી આવી તેનુ સૌના મનમા આશ્ચર્ય પેદા થાય છે ધર્મની ગતિ ત્વરિત છે અગ્નિનો તણખો જેમ આખા વનમા દાવાનળ પ્રગટાવી મૂકે છે તેમ ધાર્મિક શ્રદ્ધા મનુષ્યમા અસાધારણ બળ અને નિશ્ચય પેદા કરી દે છે. ધર્મ એ જ મનુષ્યનો પ્રાણ છે, ધર્મ એ જ તેનુ વીર્ય છે. તેમ છતા પ્રાકૃત મનુષ્ય માની લે છે કે તેની નબળાઈઓ તો કુદરતી છે અને તેથી યોગ્ય છે

શીખ લોકો પોતોના પુણ્ય-સ્મરણ ગુરુઓની પાસેથી ધાર્મિક શ્રદ્ધા અને મૃત્યુનો તિરસ્કાર શીખ્યા છે સત્યાગ્રહધર્મ હિંદુસ્તાનમા જાગ્રત થતા જ શીખ લોકોની ધર્મવીરતા પ્રગટ થઈ અને તેમણે પોતાના પ્રાચીન તેજ વડે જોતજોતામા જગતને ઝખવાણુ કરી દીધુ છે

કેટલાક હિંસાવાદી લોકો માને છે કે શીખ લોકોની શૂરવીરતા ગુરુ ગોવિંદસિંહની લશ્કરી તાલીમથી પેદા થઈ છે પરતુ આ અનુમાન ભૂલ-ભરેલુ છે શીખ લોકોની અદર જે કઈ ખાસ ગુણ રહેલા છે તે બધા પ્રથમ ગુરુ બાબા નાનકથી જ ઊતરી આવેલા છે શીખ ધર્મ એ કઈ કોઈ સામ્રાજ્યવાદીની રાજનીતિ નથી ઈશ્વરના નામ પર અને ગુરુની ભક્તિ ઉપર તેની બધી ઇમારત બધાઈ છે ગુરુ ગોવિંદસિંહે પણ પોતાના શિષ્ય બદાને જે આખરી આજ્ઞા આપી હતી તેમા સત્ય અને બ્રહ્મચર્યનો ખાસ ઉપદેશ હતો સદા સત્ય વિચાર કરવો, સત્ય બોલવુ અને સદા સત્ય પર જ ચાલવુ — આ શીખ ધર્મનો પાયો છે શીખ જાતિ જ્યારે જુલમ સહન ન કરી શકી, જ્યારે તેની સહનશક્તિનો અત આવ્યો ત્યારે જ તેણે શસ્ત્ર ઉઠાવ્યુ છે એ સાચી વાત છે, પણ શીખ ધર્મ મૂળમા સત્યાગ્રહધર્મ છે એ વિષે સદેહ છે જ નહીં જો બધા આખર સુધી નમ્યા વગર જુલમ સહન કરી શક્યા હોત તો શીખ ગુરુઓએ તલવારનો આશ્રય કદાપિ કર્યો ન હોત

ગુરુ રામદાસ સુધી શીખ ધર્મને રાજ્યકર્તાઓ સાથે કઈ વિરોધનો પ્રસગ આવ્યો ન હતો ત્યાર પછી પણ બની શકયુ ત્યા સુધી તેણે શાન્તિની જ નીતિ સ્વીકારી હતી છઠ્ઠા ગુરુ હરગોવિંદદેવે ખડ્ગ ઉગામ્યુ હતુ ખરુ, પણ તે પોતાના બચાવ પૂરતુ જ હતુ એ સમય જ એવો હતો તે વખતે ઉત્તર તેમ જ દક્ષિણમા મોગલોનો અત્યાચાર ઘણો વધી ગયો હતો તેવા સમયમા પણ શીખ લોકો શાતિપ્રિય જ રહ્યા ગુરુ તેગબહાદુરને તલવારનુ અભિમાન ન હતુ, તે ત્યાગમા જ આનદ માનતા હતા તેમણે પોતે ધર્મને અર્થે સત્યાગ્રહ કર્યો અને પોતાનુ મસ્તક અત્યાચારીઓની તલવારને અર્પણ કર્યું તેમના જમાનામા તેમ જ ગુરુ ગોવિંદસિહ અને તેમના શિષ્ય બદાના દિવસોમા શીખોએ પોતાના ધર્મને અર્થે જેટલા જુલમ સહન કર્યા છે તેટલા બીજી કોઈ જાતિએ સહન નહીં કર્યા હોય તેગબહાદુર, લાભસિહ, મનિરામ, હકીકતરાય અને ગુરુ ગોવિંદસિહના બે પુત્રો, એ બધા ધર્મને માટે પોતાના પ્રાણ અર્પણ કરીને અમર થઈ ગયા છે તેમની માફક હજારો લોકોએ પોતાના પ્રાણ અર્પણ કરીને શીખ ધર્મની શ્રેષ્ઠતા અને શુદ્ધતા સ્થાપિત કરી છે.

સાચુ જોઈએ તો તલવારથી આજ સુધીમા કોઈ પણ જાતિ, વશ, પથ કે ધર્મનુ કલ્યાણ થયુ નથી તલવાર લોકોને ડરાવે છે, જયારે ધર્મ તેમનામા નીડરતા અને શ્રદ્ધા દાખલ કરે છે

નાદિરશાહની ચડાઈ પછી શીખોને પોતાનો ધર્મસમવાય સગઠિત કરવામા બહુ મુશ્કેલી નડી અમૃતસરના પુણ્યતીર્થમા સ્નાન કરવુ એ પણ મુશ્કેલીનુ કામ થઈ પડયું હતુ છતા ધર્મના પ્રેમી શીખોએ મૃત્યુના મુખમા જઈને પણ અમૃતસરની યાત્રા કરી છે માલકમ સાહેબે પોતાના ઈતિહાસમા લખ્યુ છે કે કેટલાક ગુપ્ત વેષે છાનાછાના યાત્રા કરી જતા પણ તે સમયના એક મુસલમાન લેખકે લખ્યુ છે કે ‘શીખ લોકો ધોળે દહાડે ઘોડા દોડાવતા અમૃતસર આવતા અને યાત્રા કરીને પાછા જતા આવા પ્રયત્નમા ઘણા મરતા કોઈ કોઈ વાર તો તેઓ કેદ પણ પકડાતા પણ તેઓ મોતથી ડરીને કદી નાઠા નથી આનદની સાથે તેઓ પોતાની આહુતિ આપતા’ તે જ ઈસ્લામી ઈતિહાસકાર લખે છે કે ‘એવો એક પણ દાખલો બન્યો નથી કે કોઈ શીખે પોતાના ધર્મનો ત્યાગ કર્યો હોય.’

આનુ નામ જ સત્યાગ્રહ દુનિયામા શીખ જાતિનું આટલુ માન છે તેનુ આ જ કારણ છે આ જ તત્ત્વ શીખ અકાલીઓમા પણ પ્રાદુર્ભાવ પામ્યુ છે સત્યાગ્રહથી દેશનુ પુરુષાતન નાશ પામે છે એમ માનનારાઓએ શીખ ઈતિહાસ વાચવો જોઈએ અને અકાલીઓની નીડર ધાર્મિકતાનુ ધ્યાન કરવુ જોઈએ સત્યાગ્રહ એ તો ઉચ્ચમા ઉચ્ચ વીરતા છે તેનાથી રાષ્ટ્રનુ પુરુષાતન નાશ પામવાને બદલે ઊલટુ અમર થશે

ચૌરીચૌરાના હત્યાકાડ પછી ઘણા કહેતા કે હિસા સામે અહિંસક રહેવુ એ સામાન્ય પ્રજાને માટે અશકય છે, મનુષ્યસ્વભાવથી એ વિપરીત છે, ગાધીજી દુનિયા આગળ એક અશકય આદર્શ મૂકી રહ્યા છે શીખ અકાલીઓએ હવે દુનિયાને બતાવી દીધુ છે કે લોકોમા જો સાચો ધર્મપ્રેમ હોય તો એક સાધારણ હળ હાકનાર પણ ગમે તેવા મહાન જાલિમ સાથે પ્રસગ પડતા અહિંસાધર્મનુ પાલન કરી શકે છે અહિંસા એ સાર્વત્રિક સાર્વભૌમ વીર-ધર્મ છે

૧૫-૧૦-'૨૨

## ૩૦

# વિવિધતામાં એકતા

શિયાળો, ઉનાળો અને ચોમાસુ એ ત્રણે ઋતુઓનું કામ પરસ્પર વિરોધી જેવુ લાગે છે, પણ એના જ સહકારથી વર્ષ સફળ થાય છે, સમૃદ્ધ થાય છે, અને કૃતાર્થ બને છે આ જાતની વિવિધતા જો પ્રકૃતિમા ન હોત તો વનસ્પતિસૃષ્ટિ પોતાનો વૈભવ પ્રગટ જ કરી ન શકત, પ્રાણીસૃષ્ટિનો આટલો વિલાસ દૃષ્ટિગોચર ન થાત અને માનવસૃષ્ટિનો પુરુપાર્થ પણ આટલો રોમાચક ન બની શકત કુદરતમાની વિવિધતા એટલા માટે સફળ થઈ છે કે, ત્યાની વિવિધતાએ અતર્ભૂત ઐકયનો દ્રોહ નથી કર્યો ભારતવર્ષમા ભારત-ભાગ્ય-વિધાતાએ આખી દુનિયાની વિવિધતા યત્નપૂર્વક એકત્ર કરી છે, અને એ વિવિધતામા રહેલા ઐકયને આપણે ભૂલી ન જઈએ એટલા માટે એકતાને વારેવારે સમજાવનાર અને દિલમા ઉતારનાર કેટલાય ધર્મો અને ધર્મપુરુષો અહીં મોકલ્યા છે, તોપણ આપણે ન તો વિવિધતા છોડી શકીએ છીએ, ન તો તેનો લાભ ઉઠાવી શકીએ છીએ

ભારતવર્ષની ભાષાઓ જ જુઓ અહીં અનેક ભાષાઓ છે, તોપણ એ ભાષાઓમા એક જબરદસ્ત ઐકચનુ સૂત્ર ગૂથાયેલુ છે ઉત્તર ભારતની આર્ય ભાષાઓ તો એકબીજાને મળતી આવે છે જ જેને મરાઠી આવડે છે, તે ગુજરાતી અથવા બગાળી સહેલાઈથી શીખી શકે છે જેને બગાળી આવડે છે, તે હિંદી કે પજાબી એમ ને એમ સમજી શકે છે આપણી બધી ભાષાઓમા વર્ણમાળા તો એક જ છે લિપિઓમા પણ ઘણુ સરખાપણુ છે, અને જો દેશ ચાહે તો આખા ભારતવર્ષમા આ બધી ભાષાઓ એક લિપિથી પોતાનુ કામ ચલાવી શકે દક્ષિણની દ્રાવિડ ભાષાઓમા પણ અતર્ગત સામ્ય ઘણુ છે કાનડી, તેલુગુ, તામિલ, મલયાલમ, તુળૂ વગેરે ભાષાઓમા ખૂબ સામ્ય છે આથી કરીને એ ભાષાઓ એકબીજીના અભ્યાસથી ખૂબ સમૃદ્ધ થઈ શકે એમ છે

સુશિક્ષિતોમા એવો વહેમ અતિશય ફેલાયેલો છે કે, આર્ય ભાષાઓ અને દ્રાવિડ ભાષાઓ તદ્દન જુદી છે, પરતુ ઉત્તરમા અને દક્ષિણમા એક જ સસ્કૃતિનો વિસ્તાર થયેલો હોવાને લીધે, એ બને ભાષા-સમૂહોમા પણ ઘણુ સામ્ય છે શબ્દશાસ્ત્ર અને વ્યુત્પત્તિશાસ્ત્રમા મહેનત કરનારા ગણ્યાગાઠ્યા પડિતો આ સામ્ય જોઈને અત્યત આનદ પામે છે

ફારસી ભાષા તો આખરે પરદેશી ભાષા છે, એમા અને ભારતીય ભાષાઓમા સામ્ય ક્યાથી આવ્યુ?—આવી શકા ઘણા લોકો નિશ્ચયાત્મક રૂપમા કરે છે, અને એક પ્રાથમિક આરોપ તરીકે કહે છે કે જ્યા લિપિ જ જુદી છે, ત્યા એકતા થઈ જ શી રીતે શકે? તેઓ ભૂલી જાય છે કે પૂર્વ અને પશ્ચિમ બને દિશાઓ પરસ્પર વિરોધી છે, તોપણ એકબીજાની સાથે જોડાયેલી છે દરેક લાકડીના બે છેડા પરસ્પર ભિન્ન બે દિશાઓ બતાવે છે પરતુ લાકડીના બે ટુકડા કરી નાખીએ તોપણ 'છેડા' અલગ નથી કરી શકાતા લાકડીના એ બને નાના ટુકડાને પણ નવા બે છેડા હોય છે ફારસી ભાષા અને સસ્કૃત ભાષામા કેટલુ સામ્ય છે, એનુ જ્ઞાન વિદ્વાનોએ મેળવેલુ છે, પણ આમવર્ગને બનાવેલુ નથી

અને યુરોપીય ભાષાઓ જે અહીં આવી છે, તેમા અને ભારતીય ભાષાઓમા બિલકુલ સામ્ય નથી, એમ નહીં કહી શકાય યુરોપીય અને ભારતીય બને ભાષા-કુટુબોમા વિચાર પદ્ધતિનુ સામ્ય ઘણું છે બને

વિશ્લેષણાત્મક છે બનેમા સયોગ, વિયોગ અને વિભક્તિનુ સ્વરૂપ સરખુ છે અને બને પ્રદેશના સાહિત્યમા ચિંતનરાશિ તો સમાન જ છે એટલા માટે આપણે પરસ્પર એકબીજાના સાહિત્યમાથી પરિચિત આનદ પામી શકીએ છીએ અને લાભ ઉઠાવી શકીએ છીએ યુરોપ શાસ્ત્રીય સાહિત્યમા સમૃદ્ધ છે, તો ભારતવર્ષ જીવન સાહિત્યમા એટલુ જ વિકસિત છે

જ્યા વિવિધતા છે, ત્યા ઐક્ય પણ છે એમા ધ્યાનમા રાખવા જેવુ એ છે કે, ઐક્યના તત્ત્વો સુગૂઢ, સૂક્ષ્મ અને બળવાન હોય છે, જ્યારે ભેદના તત્ત્વો ઓછા, પરિવર્તનશીલ અને અસ્થાયી છે

જેને અધકાર યુગ કહેવામા આવે છે, તે સસ્કાર-યુગ હતો તે યુગમા ભલે વ્યક્તિઓ આપસમા લડતી હોય, ભલે ગુલામીની પ્રથા પ્રચલિત હોય, પણ એમા સસ્કૃતિઓનો સઘર્ષ નહોતો. બધા સમાજોમા સાસ્કૃતિની જ કદર હતી આદર્શોમા ભિન્નતા હતી, પણ વિરોધ ન હતો જ્યારથી જગતવ્યાપી ‘ વ્યાપાર ’ની અભિલાષા વધી, ત્યારથી મનુષ્ય-સમાજમા સસ્કારિતાની પ્રતિષ્ઠા ઘટી ગઈ ચારિત્ર અને સદાચારની સભ્યતા અપ્રતિષ્ઠિત બની ગઈ, અને હોશિયારી, ચાલાકી અને દૂરદર્શી સ્વાર્થની પિપૂડી વાગવા લાગી જેને પાશ્ચાત્ય સભ્યતાનો યુગ કહેવામા આવે છે, તે ખરુ જોતા માનવી સભ્યતાના હ્રાસનો કાળ છે. આ દિવસોમા સામાન્ય મનુષ્ય જાગ્રત તો થયો પણ જાગ્રત થતા જ તેને વેરવૃત્તિની દીક્ષા મળી હવે એની પરિસીમા વર્ગવિગ્રહ દ્વારા થઈ રહી છે

એકાગી વિકાસનુ ફળ બહુ રોચક અને પ્રભાવશાળી લાગે છે અધર્મથી ખૂબ જલદી ઉન્નતિ થાય છે દુર્યોધન અને શકુનિની આગળ ધર્મરાજ દુર્બળ અને બેવકૂફ જેવો દેખાય છે, પણ એ એકાગી શક્તિની શ્રેષ્ઠતા અલ્પજીવી અને આત્મઘાતક હોય છે એકાગી વિકાસ એક તરફથી સગવડો પેદા કરે છે, તો બીજી તરફથી તેના કરતા વધારે અગવડો ઊભી કરે છે

જગતનો અનુભવ એવો જ છે કે એકાગી વિકાસ ભિન્ન પ્રકારના વિકાસને પોતાની તરફ ખેંચી લાવે છે અને એમની વચ્ચેના વિરોધી વિગ્રહ દ્વારા સ્થાયી સમન્વય ઊભો કરે છે પ્રકૃતિની રીત જ એ છે

પણ મનુષ્યની શ્રેષ્ઠતા એમા રહેલી છે કે, પ્રકૃતિની આ આધળી અને ખર્ચાળ રીતને સમજી લઈ એના દોષોને એ દૂર કરે ગૂટણી દ્વારા માથાની ગણતરી કરી, માથા ભાગવાની પ્રથા માણસે દૂર કરી દીધી, એ જ રીતે એકાગી વિકાસને

કારણે જે વિરોધ અને વિગ્રહ પેદા થાય છે, તેને પહેલેથી જ ઓળખી લઈ વિગ્રહશૂન્ય સમન્વયને માણસ સાધી લે કુદરતમા વિગ્રહ અને સહકાર બનેને સ્થાન છે માનવસસ્કૃતિમા વિગ્રહનુ તત્ત્વ ઉત્તરોત્તર ઘટતુ જવુ જોઈએ અને સમજૂતી ( mutual adjustment ), સહકાર અને સમન્વયનુ તત્ત્વ વધતુ જવુ જોઈએ

ગ્રીસ દેશે શરીરસપત્તિને સારી પેઠે વધારી, આરોગ્ય, બળ અને સૌંદર્યની ઠીક ઠીક ઉપાસના કરી, સાથે સાથે તર્કશક્તિ તથા કલ્પનાશકિતની કસરત પણ કઈ ઓછી ન કરી, પણ એ સસ્કૃતિ એકાગી જ રહી સ્રીજાતિનો વિકાસ તે લોકો ન કરી શકયા આવી એ ગ્રીક સસ્કૃતિ ગુલામીની પ્રથાની બુનિયાદ ઉપર ખડી હોવાને કારણે હેઠી પડી

રોમન સસ્કૃતિએ વ્યવસ્થાશક્તિ અને વિગ્રહશક્તિનુ વિશેપ અનુશીલન કર્યું જ્યા સુધી એમા સાદાઈ, સયમ અને ધર્મ કાયમ રહ્યા, ત્યા સુધી તેનું સામર્થ્ય વધતુ ગયુ રોમની સસ્કૃતિમા પણ ઊચનીચનો ભાવ પહેલેથી જ હતો અને આખર સુધી તે એ લોકોમા એક કે બીજે રૂપે રહ્યો

મિસર દેશમા ઉદ્યોગિતા ખૂબ વધી, પણ મનુષ્યજીવનનુ ગૌરવ ત્યા સિદ્ધ ન થયુ માનવી-ગૌરવને શોભા દેનારી સસ્કૃતિઓને તો દુનિયાના પ્રધાન ધર્મોએ જ પેદા કરી છે એ ધર્મોમા પરસ્પર અજ્ઞાન ઘણુ રહ્યુ સકુચિતતાને કારણે પરસ્પર પરિચય ન થઈ શક્યો પરિણામે ધર્મોમા વિગ્રહ શરૂ થયો ધર્મનુ સ્વરૂપ જ વિગ્રહ વિરોધી હોવુ જોઈએ, અને હોય છે ધર્મ વિરોધ મટાડવાને માટે અને સહિષ્ણુતા, સહકાર, આદર, બધુત્વ અને આત્મીયતા વધારવાને માટે છે પણ લોકોમા ધર્મ-પરિચયના કરતા ધર્મ-અભિમાન વધ્યુ અને તેમણે ધર્મને નામે અધાર્મિક આચરણ ચલાવ્યુ અને પરિણામે ધર્મો બદનામ થયા

વર્ષો સુધી એકબીજા સાથે લડાઈ કર્યા પછી આ ધર્મોને એકબીજાનો પરિચય થયો, અને ધર્મોમા બધુત્વ ઉત્પન્ન થવાની અનુકૂળતા દેખાવા લાગી પરતુ આ ધાર્મિક પરિચયની સાથે સાથે સ્વાર્થ વધ્યો, વેપારનો શોખ વધ્યો અને ફરી સસ્કૃતિ હેઠી પડી

ત્યારથી દુનિયાભરમા શાસ્ત્ર અને સદાચારની સસ્કૃતિને સ્થાને બુદ્ધિ, હિમત અને કરામતની સસ્કૃતિની પ્રતિષ્ઠા થવા લાગી છે આટલાટિક મહાસાગરને

કિનારે રહેવાવાળા રાષ્ટ્રોએ પોતાના પૂર્વજોની ચાચિયાવૃત્તિનો પુરાણો ધધો પરિવર્ધિત રૂપમા ચલાવ્યો અને સપત્તિની અમર્યાદા પ્રાપ્તિ કરી લીધી વેપારની સાથે બુદ્ધિવિકાસની જરૂર જણાઈ અને તેમાથી ભૌતિક શાસ્ત્રોનો તથા સાયન્સનો વિકાસ થયો સાયન્સ પોતે ખરાબ વસ્તુ નથી, એક રીતે જોતા એ પરમાત્માની જ ઉપાસના છે પણ સાયન્સના જોર પર માણસે દરેક જાતના સ્વાર્થ સાધવાનુ તથા ભોગ ભોગવવાનુ નક્કી કર્યુ, અને નીતિનિયમોને બન્યુ ત્યા સુધી ગૌણ માનવાનો પ્રયત્ન કર્યો આ બાજુ ભારતવર્ષ અને ચીન દેશે આધ્યાત્મિક સાયન્સ વધારવાના પ્રયત્ન કર્યા હતા ઠીક ઠીક સફળતા મેળવ્યા પછી એ બને રાષ્ટ્રોમા સુસ્તી, નિદ્રા અને જડતા આવી ગઈ જડતાની સાથે સૂક્ષ્મરૂપમા જડવાદ પણ આવી ભરાયો એને આજ સુધી એ દેશો ઓળખી પણ શક્યા નથી દભ દ્વારા દુનિયાને ઠગવા પહેલા આદમી પોતે પોતાને જ ઠગે છે

હવે દુનિયાની સામે એક જ ભારે પ્રશ્ન છે—એકબીજાની સાથે વિરાટ વિગ્રહ કરીને વિનાશની સમીપ પહોચવુ અથવા જીવનની સાર્થકતાનું તત્ત્વ સમજીને સર્વોદયનો આદર્શ સ્વીકારી વિરાટ સહકારનો સિદ્ધાત કામમા લેવો વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, કળા, સાહિત્ય, શિલ્પ, સગીત, સસ્થાનિર્માણ વગેરે બધા અગો અને ઉપાગો સહિત, સહકાર કરવાનુ શાસ્ત્ર માણસે અમલમા લાવવુ જ જોઈએ સમાજ-સમાજ વચ્ચે, સ્ત્રી-પુરુષ વચ્ચે, રાષ્ટ્ર-રાષ્ટ્ર વચ્ચે સર્વોદયકારી સહકાર સ્થાપવાનો પુરુષાર્થ હવે શરૂ થવો જોઈએ જીવનના કોઈ પણ શુભ અગને અમાન્ય ન કરતા બધામા સહકાર અને સમન્વય સ્થાપન કરવાનો પ્રયત્ન હવે થવો જ જોઈએ આ જ કામ ભારતવર્ષની સામે છે આજે ભારતવર્ષના પુરુષાર્થના ફળસ્વરૂપ સાર્વભૌમ અને વિશ્વજનીન સહકારનુ સુદર શસ્ત્ર આપણને મળવાનુ છે

ફેબ્રુઆરી, ૧૯૩૪

## ૩૧

# કલાવૃત્તિ અને કુસુમાવચય*

પ્રશ્ન ફૂલ ઉપભોગને અર્થે તોડવા એ પાપ છે એમ આપે એક સ્થળે લખ્યુ છે . માણસની અદર જ રહેલી કળાની વૃત્તિને સતોષવા કે જેને પૂજામા શ્રદ્ધા હોય તેવા લોકો પૂજાની સામગ્રીમા પુષ્પો વાપરે તેમા બાધ ખરો? પૂજામા પુષ્પો વાપરીએ છીએ તે પણ કળાની વૃત્તિના સંતોષને અર્થે જ છે, એટલે એનો જુદો ભેદ ન પાડીએ તોપણ ચાલે એને ઉપભોગ કહી શકાય? ફૂલોને તોડવા ખાતર તોડવા અને એની સાથે રમત કરીને એમને ફેંકી દેવા એમા આપનુ કહેવુ યથાર્થ હોઈ શકે

ઉત્તર એટલે એટલુ તો સ્વીકારાયુ છે કે જેમા ઉપભોગ છે તેમા કળા નથી હોતી જેમા પરપીડા છે તેમા પણ કળા નથી હોતી ઉપભોગશૂન્ય આનદમા જ કળા હોય છે કળા હ્લાદૈકમયી હોવી જોઈએ ઉચ્ચ કળા, આદર્શ કળા, અનન્યપરતન્ત્ર જ હોય છે

* * *

ઈશ્વર પૂજા નથી માગતો આપણે પોતાના હૃદયને સતોષવા ખાતર અને આપણે ભક્તિભાવ કેળવવા ખાતર એની પૂજા કરીએ છીએ જેવી આપણી સસ્કૃતિ તેવી આપણી પૂજાપદ્ધતિ માસાહારી માણસ કાલિ માતાને માસનુ નૈવેદ્ય અર્પણ કરે તેમા મને આશ્ચર્ય જેવુ નથી લાગતુ જેવો ભક્ત તેવો દેવ यदन्न पुरुषो भवति तदन्नास् तस्य देवता । ભીલ લોકો અબાજીને પાડો અર્પણ કરે અને આપણે ગણપતિને મોદક ખવડાવીએ એ બને સરખા છે પોતાને સતોષવા ખાતર આપણે આહાર કરીએ એના કરતા ઠાકોરજી માટે ભોગ તરીકે જાતજાતની વસ્તુઓ તૈયાર કરીએ અને ઠાકોરજી આગળ ધરી એના પ્રસાદ તરીકે એ ખાઈ જઈએ એમા કઈક સુદરતા વધારે છે ઉપભોગવૃત્તિને ભક્તિના મિશ્રણથી આપણે સૌમ્ય અને કલાત્મક કરીએ છીએ અને કઈક સયમનો પણ પાઠ શીખીએ છીએ નાનપણમા હુ છ છ કલાક પૂજામા

---

* એક બહુ જૂના કાગળમાથી વીણી કાઢેલો થોડોક ભાગ.

ગાળતો અને તેમા જાતજાતના ફૂલ અને પાદડાની નવી નવી રચના કરવામા મારા બબ્બે કલાક જતા આવી પૂજા મારફતે જ મેં મારી કળાની વૃત્તિ પોષી છે બીજો કોઈ તે જ રસ્તે જાય તો હુ તેને રોકુ નહીં પણ હવે મારાથી તેવી પૂજા થઈ શકે એમ નથી

* * *

હવે આપણે હિંસા-અહિંસાની થોડી ચર્ચા કરી લઈએ બે બિલાડીઓ જ્યારે આપસમા લડે છે ત્યારે તેમનામા વેરભાવ એટલે કે એકબીજાનુ નુકસાન કરવાની વૃત્તિ હોય છે એ દેખીતુ છે પણ જ્યારે બિલાડી પોતાના અથવા પોતાના બચ્ચાના આહારને માટે ઉંદરને મારે છે ત્યારે તે હિંસા તો કરે જ છે, પણ તેમા વેરવૃત્તિ નથી હોતી હિંસા કર્યા વગર ઉંદરને ખાઈ જવાતો હોત તો બિલાડી તેમ પણ કરત નાનપણમા મેં સાભળ્યુ હતુ (અને ત્યારે એ સાચુ પણ લાગતુ) કે નોળિયાના મોઢામા અમૃત હોય છે તે સર્પને પકડી તેનો વચલો ભાગ ખાઈ જાય છે અને માથુ અને પૂછડી જોડી દઈ સર્પને સજીવ કરી છોડી દે છે! આવી હિંસામા આહાર મેળવવો તે મુખ્ય ઉદ્દેશ હોય છે અને હિંસા એ તેનુ અપરિહાર્ય—અનિચ્છિત છતા અટળ—સાધન થઈ જાય છે બિલાડી ઉંદરને મારે તેમા હિંસા પૂરેપૂરી છે, પણ બિલાડીનુ ધ્યાન ઉંદરના દુ ખ કરતા ઉંદરનુ માસ ખાતી વખતે પોતાને અથવા પોતાના બચ્ચાને છૂટતા રસ તરફ જ હોય છે આપણે ફૂલપાત્રમા મૂકવા માટે જ્યારે ફૂલ તોડીએ છીએ ત્યારે ઝાડને દુ ખ થતુ હશે તેનો ખ્યાલ સરખો પણ આપણને આવતો નથી આપણે તો એ ફૂલો ફૂલપાત્રમા કેવા શોભશે તેના જ વિચારો કરીએ છીએ પ્રાણીસૃષ્ટિ અને વનસ્પતિસૃષ્ટિનો આજનો સબધ જોતા ફૂલના દુ.ખ તરફ લોકોનુ ધ્યાન જવુ જોઈએ એમ પણ કહેવાની હુ ધૃષ્ટતા ન કરુ પણ હવે જ્યારે મારુ ધ્યાન ત્યા જાય જ છે ત્યારે મને ફૂલ તોડવામા અને ગોઠવવામા રહેલો કળાનો આનદ ક્યાથી છૂટે? રમતા બાળકોને દૂરથી જોઈને જ જેમ હુ આનદ લઈ શકુ છુ તેમ જગલમા કે બગીચામા ફૂલોને પ્રકાશમા ડોલતા, નાચતા ને હીંચતા જોઈ હુ સતોષ અને કળાનો આનદ લઈ શકુ છુ ઝાડ ઉપરથી તૂટી કોઈ માનવીના માથા ઉપર જઈને બેસવામા જ ફૂલના જીવનની સાર્થકતા છે એમ કેટલાક કવિઓ કહે છે પણ તેમા હુ ન્યાય કે કાવ્ય જોઈ શકતો નથી તેમા અધળો માનવી-અહકાર છે સસ્કૃતકવિઓ

સ્ત્રીઓ વિષે પણ એવા જ ઉદ્ગારો કાઢતા અને લોકો એ સ્થિતિમા પણ કળા કે રસિકતા જોતા!

જ્યા સુધી ફૂલ તોડવામા આપણે કાઈ પણ ખોટુ કરીએ છીએ એમ ન લાગે ત્યા સુધી જ તોડેલા ફૂલો ગોઠવવામા કળા દેખાઈ આવે અને ત્યા સુધી જ ફૂલો મારફતે ઈશ્વરનુ પૂજન કરવાનુ માણસને સૂઝે.

મરી ગયેલા જાનવરોના ચામડા વાપરવા, ખેતરોમા લણણી થયા પછી પડી રહેલા દાણા વીણી એ ઉંછવૃત્તિથી ગુજરાન ચલાવવુ એ જેમ ઉત્તમ મનાયુ છે તેમ પારિજાતકના જેવા ફૂલ પોતાની મેળે ખરી પડે ત્યારે તે ભેગા કરી તેનો આસ્વાદ લેવો અથવા એ પૂજામા વાપરવા એમા દોષ નથી -

પણ આ નાજુક ચર્ચા કરવા ક્યા બેસીએ?

૧૯૩૦

# ૩૨
# ધર્મભૂમિ

હિંદુસ્તાનને આપણે અભિમાનપૂર્વક ધર્મભૂમિ કહીએ છીએ દુનિયાના તમામ ધર્મો આ દેશમા વસે છે કેટલાક ધર્મોને આ ભૂમિએ જન્મ આપ્યો, બીજા કેટલાકને આશ્રય આપ્યો, અને કેટલાક ધર્મોએ તો પોતાની મેળે આ દેશમા પોતાને માટે સ્થાન ઊભુ કર્યું, એટલે હિંદુસ્તાનનુ ધર્મભૂમિ એ નામ સાર્થ થયુ છે

પરમાત્માએ શા ઉદ્દેશથી બધા ધર્મો આવી રીતે આ જ દેશમા ભેગા કર્યા છે? ઈતિહાસ દ્વારા પરમાત્માની યોજના શોધતા જણાય છે કે સર્વ ધર્મોનો સમન્વય કરવો, સર્વ ધર્મોનુ એક વિશાળ કુટુબ બાધવુ, એ જ આ દેશને ઈશ્વરનો આદેશ છે ઈતિહાસ ઉપરથી આપણે એમ પણ જોઈ શકીએ છીએ કે જ્યારે જ્યારે અને જેટલે અશે હિંદુસ્તાન આ આદેશને વફાદાર રહ્યુ છે ત્યારે ત્યારે, અને તેટલે જ અશે, હિંદુસ્તાનની ઉન્નતિ થઈ છે હિંદુસ્તાનનો પુરુષાર્થ સર્વ ધર્મોને એકત્ર, અવિરોધી અને પરસ્પર પોષક કરવામા રહેલો છે જ્યારે જ્યારે એ પુરુષાર્થ હિંદુસ્તાન ભૂલી ગયુ છે ત્યારે ત્યારે

હિંદુસ્તાનને વેઠવુ પડર્યં છે  કેટલીક વખતે અપાર શાતિને લીધે આપણે ઈશ્વરે સોપેલુ આ આપણુ કાર્ય ભૂલી ગયા છીએ, અને કેટલીક વખતે વિકારવશ થઈને આપણે તે કાર્ય પડતુ મૂકયુ છે  ધર્મોનો સવાલ, જાતિનો સવાલ, હજારો વર્ષ થયા આપણી આગળ છે  અનેક રીતે તેનો ઉકેલ લાવવાનો આપણે પ્રયત્ન કર્યો છે, પણ એક જ પથે આપણે ફાવ્યા છીએ  તે પથ તે પ્રેમનો પથ  ઝેરની સામે વેર કેળવી સર્વનાશ કરવાના સત્રો પણ આપણે આરભ્યા, પણ દરેક વખતે ક્ષમા અને પ્રેમ ઉપર વિશ્વાસ રાખનારી આસ્તિકતા જ આડે આવી અને આખરે ફાવી છે

જે વખતે મુસલમાનો આ દેશમા આવ્યા તે વખતે હિંદુસ્તાનનો જાતિ-બહુલ સમાજ છિન્નભિન્ન થયો હતો, પ્રાણ ક્ષીણ થયો હતો  એટલે આપણે પોતાનુ રક્ષણ પણ ન કરી શકયા  અને તે ધર્મનુ યથાર્થ સ્વાગત પણ ન કરી શકયા  તેઓ પણ આપણને ન સમજી શકયા  બહારથી આવેલા એ મુસલમાનોનો સ્વભાવ આપણાથી ભિન્ન, તેમની રહેણીકરણી જુદી અને આગ્રહ વિલક્ષણ, એટલુ જોઈને જ આપણે તેમની સાથે કેવી રીતે વર્તવુ એ નક્કી કર્યું  તેમણે પણ આ દેશના હૃદય સુધી પહોચ્યા વગર ઉપર ઉપરથી જ પોતાની નીતિ નક્કી કરી  એને પરિણામે ગેરસમજ પેદા થઈ, યુદ્ધો થયા અને રણમેદાન ઉપર આપણે એકબીજાને ઓળખતા થયા  આ યુદ્ધોમા બને જાતિઓએ સજજડ હાર ખાધી એમ કહી શકાય  આખરે મને-કમને ઈશ્વરની ઈચ્છાને વશ થઈ એકત્ર રહેવાનુ આપણે નક્કી કર્યું  હિંદુ અને મુસલમાન બને જોઈ શકયા કે કોઈ પણ કોમ બીજાનો નાશ ન જ કરી શકે, દેશપાર પણ ન કરી શકે  એટલે સવાલ એટલો જ રહ્યો કે હમેશને માટે લડતા જ રહેવુ કે પ્રેમથી ભાઈભાઈ થઈને રહેવુ? હિંદુમુસલમાન વચ્ચે ભાઈચારો પેદા કરવાના પ્રયત્નો પહેલેથી જ થતા આવે છે, પણ સમસ્ત પ્રજા તેનો અમલ કરે ત્યા સુધી ઘણો કાળ ગયો  અતે જે એકતા થઈ તેમા એક ભાગે દોષ રહ્યો  પરસ્પર પૂર્વપરિચય કોઈ કાળે થયો જ નથી, અને તેથી જ એકતા દૃઢ ન થઈ  ધર્મ વિષે તેમ જ સામાજિક ક્ષેમ વિષે કલ્પનાઓ ભિન્ન હોવા છતા એકત્ર કેમ રહેવુ એનુ શાસ્ત્ર, એની વૃત્તિ આપણે કેળવી નહીં, ફેલાવી નહીં  તેથી જ આજે આટલુ દુ ખ વેઠવુ પડે છે, અને હિંદુમુસલમાનના ઐકયનો ઊકલી ગયેલો સવાલ ફરી ખોલવો પડયો છે.

રાષ્ટ્રનો આત્મા કહે છે, ઐક્યનુ તત્ત્વ, સપનુ શાસ્ત્ર એ તો અહિંસા જ હોઈ શકે છે એકબીજાનુ સહન કરવુ, એકબીજાના સકટે એકબીજાને મદદ કરવી, અને પ્રેમને ખાતર સર્વ જાતના સ્વાર્થો જતા કરવા એ જ એક માર્ગ છે હિંદુઓ અદર અદર પણ જો એનુ પાલન કરી શકત તો પરિસ્થિતિ બદલાત

આજના નાસ્તિક કેળવણીના યુગમા જ્યારે પ્રેમ કરતા હકનો જ વિચાર વધારે થાય છે, જ્યારે સમાજ-વ્યવસ્થાપકનુ કામ કાયદા અને કોર્ટોએ લીધુ છે, વકીલો લોકોના સલાહકાર બન્યા છે તે યુગમા જતુ કરવુ, સહન કરવુ, દિલ ઉદાર રાખવુ, એ નબળાઈનુ લક્ષણ અથવા કેવળ લોકોત્તાર સદ્ગુણ ગણાય છે પણ સાચુ જોઈએ તો સમાજનો પાયો સ્વાર્થ અને વિગ્રહ ઉપર રચાયેલો નથી

માહોમાહે લડીએ તો જૂનો અનુભવ ભારે કિંમતે ફરી ખરીદવો પડે, અને એમા બનેની ક્ષીણતા રહી છે કોલકરાર કરીને વિગ્રહ શમાવવાનો પ્રયત્ન કરીએ તો તેમા પણ આપણે નિષ્ફળ જવાના દુનિયાનો અનુભવ છે કે કોલકરાર કરવાની શરૂઆતની પરિસ્થિતિ કોલકરાર પાકા થતા સુધી પણ ટકતી નથી પરસ્પર વિશ્વાસ અને પ્રેમની લાગણીથી જ એકતા સાધી શકાય, ટકાવી શકાય

હિંદુમુસલમાન વચ્ચે જ્યા સુધી અવિશ્વાસ રહેશે ત્યા સુધી એકબીજાનુ મનુષ્યબળ કેટલુ છે તેનો હિસાબ હમેશા ચાલ્યા જ કરવાનો, અને દરેક પક્ષ પોતાનુ બળ વધારવાનો અથવા વધારે છે એમ બતાવવાનો પ્રયત્ન કરવાનો જ હિંદુસ્તાનમા મુસલમાનોની સખ્યા હિંદુઓના પ્રમાણમા બહુ ઓછી છે, તેથી અવિશ્વાસના વાતાવરણમા તેઓ હિંદુથી બીએ તે સમજાય એવુ છે બીતો માણસ જો વ્યવહારકુશળ હોય તો બીક ઢાકવા શિરજોરીનુ કવચ ધારણ કરવાનુ તેને સૂઝે જ એવી સ્થિતિમા સાચો ઉપાય તો સામસામે સજ્જ થવા માટે પોતપોતાનુ સગઠન કરવુ એ નથી, પણ સામા પક્ષને નિર્ભય કરવો એ જ છે જો હિંદુઓ અને મુસલમાનો એક વાર સમજી જાય કે રાષ્ટ્રીય વ્યવહારમા બને કોમના હિતસબધ એક જ છે, પરસ્પર વિરોધી નથી, તો ગમે તે રીતે પોતાની સખ્યા વધારવાની તકલીફમા કોઈ નહીં ઊતરે પોતાને જડેલા ધર્મતત્ત્વો પોતાને સર્વોચ્ચ જણાતા હોય તો તે બીજાને અર્પણ કરવાને મન લલચાય એ સ્વાભાવિક છે પણ તે તો એક પરોપકારનો ધધો રહ્યો,

તેમા જબરદસ્તી કેમ હોય? શુદ્ધ ભાવે બધા જ ધર્મના ધર્મતત્ત્વો લોકો આગળ મૂકીએ એમા કોઈને હાનિ નથી, માત્ર તેમ કરવાને શુદ્ધ વાતાવરણ હોવુ જોઈએ તેવુ વાતાવરણ ન હોય ત્યારે પ્રથમ તેવુ વાતાવરણ સ્થાપવાનો પ્રયત્ન કરીએ ધર્મનુ પવિત્ર બીજ પ્રેમના શુદ્ધ ક્ષેત્રમા જ વાવી શકાય ધર્મમા જબરદસ્તી ન હોઈ શકે એ તત્ત્વ જેમ હિદુ ધર્મમા છે તેમ કુરાને શરીફમા પણ સ્પષ્ટ બતાવેલુ છે ધાર્મિક અજ્ઞાનને લીધે અને કોમી અહકારને લીધે જે ઝેરી વાતાવરણ પેદા થયુ છે તે સાફ થયા પછી જ આપણે જોઈ શકીશુ કે આપણા હિતસબધ એક જ છે હિદુના તમામ હિતસબધો મુસલમાનોના હાથમા સુરક્ષિત હોવા જોઈએ અને મુસલમાનોના હિતસબધ હિદુઓના હાથમા સુરક્ષિત હોવા જોઈએ વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે અથવા સ્થાનિક કારણોને લીધે વિખવાદ ઊભા ન થાય એમ નથી, પણ બને કોમોનુ હૃદય જ્યારે સાફ હશે અને દરેક કોમના આગેવાનો પોતાની કોમ ઉપર કાબૂ મેળવી નિર્ભયતાથી પોતાની કોમને તેનુ ચોખ્ખું કર્તવ્ય બતાવી દેશે ત્યારે અલ્પ પ્રયાસે તમામ વિખવાદો આપણે મટાડી શકીશુ પોતાની કોમ ભૂલ કરતી હોય અથવા પ્રેમની બધી માગણીઓ અદા કરતા અચકાતી હોય ત્યારે તેને સખત ઠપકો આપી તેનુ કર્તવ્ય સ્પષ્ટપણે બતાવવાને હિમત અને અધિકાર તે તે કોમના આગેવાનોએ કેળવવા જોઈએ, અને સામી કોમની બાબતમા તો પ્રેમનો રસ્તો એ જ છે કે અવિશ્વાસ જાય નહીં ત્યા સુધી કોઈ પણ વસ્તુ જતી કરતા અચકાવુ ન જોઈએ ઉદારતાને બદલે નબળાઈથી જ્યારે આપણે કોઈ પણ વસ્તુ જતી કરીએ છીએ ત્યારે આપણી નબળાઈ વધે છે, પણ વિશ્વાસપૂર્વક પ્રેમની ઉદારતાથી કરેલા ત્યાગે આજ સુધી કોઈને નબળો પાડયો નથી પ્રેમની શિખામણ સામા પક્ષને આપવાની નથી હોતી, પણ પોતાને સમજાવીને તે અમલમા મૂકવાની હોય છે 'બધુપ્રેમ પણ આખરે વિજયી ન થાય તો?' એવી શકા નાસ્તિકતાની નિશાની છે આવી નાસ્તિકતા ઉપર રચાયેલુ સમાજ-શાસ્ત્ર કે રાજકારણ અતે વિનાશ તરફ જ લઈ જવાનુ 'સામો પક્ષ શિરજોરી કરે, અથવા દુરાગ્રહ રાખે ત્યારે નમવામા નબળાઈ આવ્યા વિના કેમ રહે?' એ સવાલ હમેશા ઊઠે છે પણ પ્રેમની શિખામણ એ નથી કે જુલમને વશ થવુ, પ્રેમ એટલુ જ કહે છે કે જુલમ સામે પ્રેમથી પણ અથડાઓ, સ્વાર્થ અને લાભનો સવાલ હોય ત્યા ઉદારતાથી જતુ કરો, અને જ્યા જબરદસ્તી

હોય ત્યા જબરદસ્તીની અવેજીમા જે કષ્ટ અથવા વિપત્તિની બીક બતાવવામા આવે છે તે કષ્ટ અને વિપત્તિને જ નિર્ભયતાથી વહોરી લો બીકણપણુ છોડી દેવુ, નિર્ભય થઈ રહેવુ અને પ્રેમથી ઉદારતા કેળવવી, એ એક જ અત્યત વ્યવહાર્ય, પ્રમાણમા સહેલો અને ત્વરિત ઉપાય છે

હિંદુસ્તાનને આપણે અભિમાનપૂર્વક ધર્મભૂમિ કહીએ છીએ, પણ તે કાઈ એકલા હિંદુ ધર્મની ધર્મભૂમિ નથી, પણ ધર્મમાત્રની ભૂમિ છે, ધાર્મિકતાની ભૂમિ છે જેમ આ ભૂમિમા સર્વ ધર્મોને આશ્રય મળ્યો છે, તેમ આ ભૂમિમાથી જ કાળે કરીને સર્વ ધર્મોને શુદ્ધિનુ અને વિકાસનુ પોપણ પણ મળે એવી ઈશ્વરની પણ યોજના હોય તો તેમા નવાઈ નથી

૧૬-૩-'૨૪

# ૩૩
# સમાનતા

સર્વ ચરાચર વિશ્વ ઈશ્વરની જ વિભૂતિ છે એમ શીખવનાર હિંદુ ધર્મમા અસમાનતાનુ તત્ત્વ આખર સુધી ટકી જ ન શકે વિદ્યાવિનય-સપન્ન બ્રાહ્મણ અને કૂતરાનુ માસ રાધીને ખાનાર ચડાળ બન્ને તરફ સમાન દૃષ્ટિ રાખવી જોઈએ એ હિંદુ ધર્મની શિખામણ છે જેના આપણે બધા અશ છીએ તે પરબ્રહ્મ નિર્દોષ અને સમ છે, તેથી આપણે બધાએ દોપો દૂર કરવા માટે અને સમાનતા સ્થાપન કરવા માટે અખડ પ્રયત્ન કરવો જોઈએ સર્વત્ર સમાનભાવે એક પરમાત્માનો વાસ છે એમ જાણનાર માણસ હિસા કરી જ ન શકે પોતે જ બધે છે એટલુ જોયા પછી પોતે પોતાને કેમ હણે? આવી આત્મીયતા અથવા આત્મૌક્યભાવ જ્યારે કેળવાય ત્યારે માણસ પરમગતિને પહોચે છે, એમ ગીતાએ કહ્યુ છે શરીરનો ઘાત કરવો એ કઈ એક જ હત્યા નથી કોઈને તુચ્છ લેખવો, એના તેજોવધ કરવો, એનામા હીનત્વનો આરોપ કરવો એ પણ હિસા જ છે અને તે ઝેરી હિસા છે ઉચ્ચનીચભાવ એ પણ એ હિસાનુ જ એક રૂપ છે નાના-મોટા, જ્ઞાની-અજ્ઞાની, સબળ-નિર્બળ, સુખી-દુ:ખી, એવા સાપેક્ષ ભેદ દુનિયામા છે અને રહેવાના પણ એ ભેદને જાણતા છતા હૃદયમા એને

સ્થાન ન આપવુ, મૂળભૂત ઐક્ય તરફ ધ્યાન રાખવુ એ સાત્ત્વિક જ્ઞાનનુ લક્ષણ છે એ લક્ષણ આપણે ભૂલી ગયા, ખોઈ બેઠા, એથી આપણી આટલી બધી દુર્દશા થઈ છે હૃદય સકુચિત થયુ, ભેદો વધ્યા, દ્રોહ વધ્યો અને આપણે વિનાશની સમીપ આવી પહોચ્યા છીએ

આપણા અધ્યાત્મ ધર્મમા સમાનતાનુ તત્ત્વ સર્વત્ર વ્યાપેલુ છે, પણ આપણી સ્મૃતિમૂલક સમાજવ્યવસ્થામા એ તેવુ પ્રતિબિમ્બિત થયુ છે એમ ન કહી શકાય સ્મૃતિઓમા ડગલે ને પગલે ઉચ્ચનીચભાવ વ્યાપેલો છે જે તત્ત્વ ઉપર એ ઉચ્ચનીચભાવ ગોઠવેલો છે એ તત્ત્વ જ્યા સુધી સમાજની બધી જ વ્યક્તિઓ કબૂલ રાખે છે ત્યા સુધી એ ઉચ્ચનીચભાવ ખૂચતો જણાતો નથી, અને એ ઉચ્ચનીચભાવથી થતી હાનિ એટલી બધી પ્રતીત પણ થતી નથી જ્યા ઐક્ય-ભાવ સપૂર્ણપણે અમલમા હોય, જ્યા સૌથી નાના, સૌથી પછાત, સૌથી દુર્બળ અને સૌથી અજ્ઞાન વ્યક્તિ અને વર્ગને બાકીના વર્ગો અને વ્યક્તિઓ પ્રેમથી નવરાવતા હોય, એમને વિશેષ સગવડો આપતા હોય, અને એમને ઉપર લાવવા માટે અખાડ મથતા હોય, ત્યા ઉચ્ચનીચભાવ છે કે નહીં એ તપાસવાનુ પણ કોઈને સૂઝતુ નથી ઘરમા સ્વાદિષ્ટ પદાર્થ સૌથી પ્રથમ નાનાઓને જ મળે છે નાનુ બાળક માદુ હોય, એને કરી પળાવવી હોય તો એના પ્રત્યેના સમભાવને લીધે મોટેરાઓ પણ એ કરી પાળે છે દરેક જાતની સગવડ નાનાઓને પ્રથમ અપાય છે નાનાઓના આનદમા જ મોટેરાઓ આનદિત થાય છે ઘરનુ દુ ખ એમને તો ન જ ભોગવવુ પડે, પણ એમના ધ્યાનમા પણ ન આવે એટલી કાળજી લેવામા આવે છે એટલુ ઐક્ય જ્યા હોય ત્યા ઉચ્ચનીચભાવ છે કે નહીં એની તપાસ કોણ કરે? આપણે બધા એક છીએ એમ મોટેરાઓ, શિષ્ટો અને કર્તાહર્તા લોકો કહે એનો કઈ જ અર્થ નથી સૌથી નાના અને પછાત લોકોને જે ઐક્યનો અનુભવ થતો હોય તેટલુ જ ઐક્ય સાચુ આવુ ઐક્ય સિદ્ધ કરતા પહેલા સમાનતાની ભૂમિકા પ્રથમ મનમા સિદ્ધ કરવી જ જોઈએ એ સમાનતાનો નાશ થયો એટલે સમાજ નબળો પડવાનો જ ઐક્યનો આધાર હમેશા સ્વાર્થત્યાગ ઉપર, આત્મ-બલિદાન ઉપર રહેલો છે જ્યા સમાજના ઘટકો સ્વાર્થી બને છે, સકુચિત બને છે, ઉન્મત્ત અને તોછડા બને છે, ત્યા ઐક્ય કે સમાનત્વ એકે ટકવાના નથી

મહાભારતકાળમા ગૃહસ્થાશ્રમ મોટો કે સન્યાસ મોટો એને વિષે ચર્ચા ખૂબ ચાલતી હશે એક આશ્રમમાથી બીજા આશ્રમમા જવુ, પ્રતિલોમ જવુ નહીં એમ સ્મૃતિઓએ કહ્યુ તે ઉપરથી તે વખતના લોકોને લાગ્યુ હશે કે આશ્રમો ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે પણ પાછળથી ધર્મજ્ઞ લોકોએ જોયુ કે, આમ ઉચ્ચ-નીચભાવ માનવામા અધર્મ જ થાય છે એમણે સ્પષ્ટપણે જાહેર કર્યુ કે, આદર્શ સન્યાસી ને આદર્શ ગૃહસ્થાશ્રમી એ બે વચ્ચે તરતમભાવ હોઈ જ ન શકે, બન્ને પોતપોતાને ઠેકાણે શ્રેષ્ઠ જ છે બાકીના ત્રણે આશ્રમ ગૃહસ્થાશ્રમને આધારે રહે છે એટલા પૂરતી ગૃહસ્થાશ્રમની સરસાઈ મહાભારતે વર્ણવી છે, પણ તત્ત્વત કોઈ કોઈનાથી ઊતરતો ન ગણાય એ ચુકાદો તે વખતે અપાયો

ચારે આશ્રમ આવી રીતે સમાન ગણાયા આશ્રમ એ વસ્તુ વ્યક્તિ પરત્વે ભિન્ન નથી, પણ અવસ્થા પરત્વે ભિન્ન છે તે કારણે પણ એમની વચ્ચે ઝાઝી હરીફાઈને અવકાશ ન હતો પણ વર્ણોની બાબતમા એ હરીફાઈ ખૂબ લાબી ચાલી મહાભારતકાળ એ બ્રાહ્મણક્ષત્રિયોનો કાળ કહેવાય આવડા મોટા મહાભારતમા વૈશ્ય શૂદ્રને સ્થાન લગભગ જ નથી એમ કહીએ તો ચાલે બ્રાહ્મણોમાથી જ ક્ષત્રિયવર્ણ પેદા થયો એવી મહાભારતની માન્યતા ઉપનિષદકાળમા બ્રાહ્મણોનુ શ્રેષ્ઠત્વ નિરપવાદ સ્વીકારાયુ ન હતુ કોક કોક ઠેકાણે ઉપનિષદવિદ્યા એ ક્ષત્રિયોની ખાસ વિદ્યા ગણાતી બ્રાહ્મણો પણ કોક વાર હાથમા સમિધ લઈને ક્ષત્રિયો આગળ શિષ્યભાવે પહોચતા મહાભારત-કાળમા આ બે વર્ણ વચ્ચે સમાનતા સ્વીકારાઈ હોય એમ લાગતુ નથી છતા બન્ને તુલ્યબળ તો ગણાતા જ મહાભારત ગ્રન્થ લખાયો તે અરસામા આર્યો અને નાગ લોકો વચ્ચેનો વિગ્રહ શમાવી એમની ઓછીવત્તી સમાનતા સ્થાપિત થઈ હશે એમ લાગે છે

બધા ધર્મો અને પથોની સમાનતા સ્વીકારવાનો વખત ઈસ્વી સનની સાતમી આઠમી શતાબ્દીમા આવ્યો, અને ચૌદમી પદરમી સદી સુધી એ સર્વત્ર સ્વીકારાયો અમારો જ ધર્મ સાચો અને તમારો ધર્મ જૂઠો એવા ઝઘડા તે અરસામા શમી ગયા, અને રામ અને રહીમ એક જ છે, કુરાન અને પુરાણ એક જ ઈશ્વરનો રસ્તો બતાવે છે એમ બધા લોકો ડાહ્યા થઈને સ્વીકારવા લાગ્યા एक सद् विप्रा बहुधा वदन्ति એ સર્વ દેવોના ઐક્યનુ વૈદિક સૂત્ર સર્વ ધર્મો વિષે પણ સાચુ છે એમ લોકો જોવા લાગ્યા તમારો ધર્મ તમારે

માટે સારો, એ સૂત્ર હિંદુઓ જ નહીં પણ મુસલમાનો પણ સામાન્યપણે સમજે છે વર્ણોની સમાનતા સ્વીકારવામા ભક્તિમાર્ગી સાધુસતોએ પહેલ કરી છે આ સતો મોટે ભાગે નિવૃત્તિપરાયણ અને સસારવિમુખ આજના સુધારકો કરતા એમની શક્તિ વધારે, પણ વખતે ધગશ એટલી નહીં હોય એમનો જમાનો પણ જુદો હતો, એમની આગળના સવાલો પણ જુદા હતા, એટલે એમણે ભક્તિમાર્ગમા વર્ણભેદને સ્થાન નથી એટલુ જ જાહેર કર્યું વર્ણના અભિમાનથી કોઈ તર્યા નથી, ડૂબ્યા જ છે, એમ સ્પષ્ટ કહેતા સતોએ આચકો ખાધો નથી ભક્તો ગમે તે વર્ણના હોય, આપસમા આપલે સમાન ભાવે કરી શકે છે, એવુ એક સૂત્ર વૈષ્ણવ ભક્તિગ્રન્થોમા મોજૂદ છે સૂત્રો પર ભાષ્ય કરનારા પછી એનો કેટલો અર્થ કરવો એનો વિચાર કરવા બેસવાના કોઈ કહે, ઉચ્ચનીચભાવ ભૂલી જઈ ભક્તો આપસમા જ્ઞાનની આપલે કરે એટલો જ એ સૂત્રનો અભિપ્રાય છે બીજા કહે, ખોરાકની પણ આપલે કરી શકાય બધા જ વૈષ્ણવો મરજાદ પાળતા હોય, પછી ખોરાકની બાબતમા ન્યાતજાતનો ભેદ રાખવાનુ પ્રયોજન શુ?

સ્મૃતિઓમા જોવા જઈએ તો રાજાના ન્યાયાસન આગળ પણ બધી વ્યક્તિ સમાન નથી એક જ ગુના માટે વર્ણાશ્રમ પરત્વે ઓછીવત્તી સજા થતી હતી હિંદુ રાજ્યોમા એ તત્ત્વ લાબા કાળ સુધી ટક્યુ પરધર્મી રાજ્યકર્તાઓ આપણા અદર અદરનો ઉચ્ચનીચભાવ શા માટે સ્વીકારે? અગ્રેજોએ જ્યારે મદ્રાસમા અદાલત સ્થાપી ત્યારે ત્યા બ્રાહ્મણનુ શ્રેષ્ઠત્વ ન્યાય આગળ તેઓ શી રીતે સ્વીકારે? સત્તરમા સૈકાની અધવચનો બ્રાહ્મણ કવિ વેંકટાધ્વરિ દુ ખ સાથે નોંધે છે કે મદ્રાસમા કોઠી સ્થાપનારા હૂણ (અગ્રેજ) લોકો બ્રાહ્મણને ગણકારતા જ નથી.

हूणा करुणाहीनास् तृणवद् वाह्मणगण न गणयन्ति ।

આજે સ્વરાજનો અર્થ કરતા આપણે પહેલી જ કલમ એ મૂકીએ છીએ કે બધારણની દૃષ્ટિએ બધા સમાન છે, જાતિ, લિંગ, ધર્મ, પથ, કોઈ પણ કારણે કોઈની સરસાઈ સ્વીકારવામા નહીં આવે

આવી રીતે આશ્રમની સમાનતા, ધર્મોની સમાનતા, વર્ણોની સમાનતા, સ્ત્રીપુરુષની સમાનતા આ બધી સમાનતા ધીમે ધીમે સ્થપાતી જાય છે, અને હિંદુ ધર્મના સમાનતાના મહાન તત્ત્વનો અમલ વધુ ને વધુ વ્યાપક થતો જાય છે

સ્મૃતિશાસ્ત્રો ધર્મના સિદ્ધાતોને બરાબર અનુસરે એ જરૂરનુ છે સ્મૃતિએ શ્રુતિને અનુકૂળ થવુ જોઈએ એનો વ્યાપક અર્થ એ છે કે જેવુ

દર્શન તેવી સ્મૃતિ દર્શનના સિદ્ધાંતોમા ફેર પડયો એટલે સ્મૃતિઓમા ફેર પડવો જ જોઈએ એ પ્રમાણે હમેશા થતુ આવ્યુ છે એમ નથી સ્મૃતિઓમા ધીમે ધીમે પરિવર્તન થયું છે, પણ તે દર્શનને જોરે નહીં દર્શનો ખરુ જોતા જીવનદર્શનો હોય છે પણ તેઓ પડિતોના અખાડાના જ વિષયો બની ગયા, એટલે દર્શનોની અસર જીવન ઉપર અને સ્મૃતિ ઉપર પડી જ નહીં અપવાદરૂપે વૈષ્ણવોનો દાખલો આપી શકાય વૈષ્ણવો સ્વભાવે ધર્મસુધારક એમણે પોતા પૂરતો સ્મૃતિઓમા ઘણો સુધારો કર્યો છે

દરેક દર્શન જ્યારે જીવનદર્શન થશે, અને તદનુસાર તે તે સ્મૃતિ જીવનસ્મૃતિ થશે ત્યારે આપણા સામાજિક ધાર્મિક સવાલોનો ઉકેલ પૂરેપૂરો આવશે પણ એ કામ હવે પડિતોનુ રહ્યુ નથી સમાજનેતાઓ અને જીવતા કેળવણીકારો એ કામ કરશે એમ લાગે છે

૨૫–૬–'૩૩

## ૩૪

# હિંદુ ધર્મ–ધર્માન્તર ?

હિંદુ ધર્મને કોઈનો પાસેથી ધર્માતર કરાવવાની પડી નથી હિંદુ ધર્મ એ એક એકલવાયો અસહિષ્ણુ ધર્મ નથી એ તો સસ્કારભેદ તેમ જ અધિકારભેદમા માનનાર એક ધર્મકુટુબ છે—અવિભક્ત અને વિશાળ ધર્મકુટુબ છે એમા વળી ધર્માન્તર કરવા કોઈને નોતરવાપણુ હોય જ શાનુ? હિંદુ ધર્મ હૃદયાન્તર કરવા કરાવવામા માને છે, એ દ્વિજ હોઈ બધાને દ્વિજ [illegible] માગે છે सर्वेऽत्र सुखिन सन्तु, सर्वे सन्तु निरामया । [illegible] કુટુંબી થઈને અહીં રહી શકે છે દુનિયામા આજ સુધી [illegible] મિશનરીઓ બધે ફેલાયા છે હવે હિંદુ ધર્મે ધર્માન્તર [illegible] ફેલાવવા જોઈએ એમનો વિરોધ [illegible] જ્ઞાન વિચારશીલ થને

૧૯૨૭

# ૩૫

# સર્વધર્મી સ્વધર્મ

લોકરૂઢ નીતિનુ સમજપૂર્વક પાલન કરનાર માણસ સમાજવ્યવસ્થાને સ્થિર કરે છે એમના હાથે ધર્મવૃદ્ધિ પણ થતી નથી અને ધર્મનાશ પણ થતો નથી સમાજ જેવો સદસદાત્મક છે તેવો તેને સંભાળવા માટે જ તે સર્વ પ્રવૃત્તિ કરે છે આ લોકોને સુખદુ.ખનુ મહત્ત્વ હોય છે પરપરાગત સામાજિક અન્યાયનુ તીવ્ર જ્ઞાન કે ભાન નથી હોતુ, રોષ પણ નથી હોતો એ લોકો ઊચે ચડવાનો પ્રયત્ન કરતા નથી, એટલે ધીરે ધીરે નીચે પડતા જાય છે બહુ પુરુષાર્થ કરે તો मध्ये तिष्ठन्ति राजसा । રાજસ પ્રકૃતિના લોકોના ભાગ્યમા વચલી સ્થિતિમા રહી જવાનુ જ હોય છે આખરે એ જ સ્થિતિ તેઓ પસદ કરે છે

આમાથી જ, આવા રૂઢ ધર્મથી કટાળેલા, ભોગ અને ઐશ્વર્યને જ પ્રધાન માનનારા કેટલાક લોકો ફૂટી જઈને ધર્મવિમુખ બને છે, અથવા અધર્મને જ ધર્મ માનવા લાગે છે ભોગ-ઐશ્વર્યમા પરસ્પર વિરોધ તો હોવાનો જ અને પરિણામે સર્વ-કલ્યાણકારી સાર્વભૌમ ધર્મનો લોપ થઈને વર્ગકલહ ઉત્પન્ન થવાનો છેક નીચી ભૂમિકાએ ઊતરવાથી સમાજ-સગઠન કેવી રીતે થઈ શકે? ત્યા તો તામસ પ્રકૃતિના લોકો પોતાના સ્વભાવ પ્રમાણે નીચે જ જતા જવાના પરિણામે વિનાશ નજીક આવી ઊભો રહેવાનો કેમ કે अधो गच्छन्ति तामसा ।

વર્ગધર્મ એ સ્વધર્મ પણ નથી, સર્વધર્મ પણ નથી એમા ધર્મજીવનનો જ નિષેધ છે ધર્મનો અર્થ જ છે સર્વધર્મ.

प्रभवार्थाय भूताना धर्म-प्रवचन कृतम् ।
धारणात् धर्मम् अित्याहु , धर्मो धारयते प्रजा ।

સ્વધર્મ એ સર્વધર્મનો એક અશ હોય છે, અગ હોય છે, તેથી એ સર્વધર્મને પૂર્ણપણે અનુકૂળ અને પોષક હોય છે જેને સર્વધર્મનુ સ્વરૂપ યથાર્થપણે સમજાયુ તેને જ સ્વધર્મ આપોઆપ સમજાય છે સ્વધર્મની વ્યાખ્યા કરી શકાશે નહીં જેને સર્વધર્મ સમજાયો, તેને જ ક્ષણેક્ષણે જાગ્રતપણે ચાનક પહોચાડનારો સ્વધર્મ આપોઆપ પ્રગટ થાય છે, સ્પષ્ટ થાય છે તેને એ विवृणुते तनु स्वाम् । તેટલા માટે જ સ્વજનકૃપાએ કૃપાવિષ્ટ બનેલા

અર્જુનને ભગવતે પ્રથમ સ્વધર્મનો બોધ આપ્યો, અને સાથે સાથે સર્વભૂતહિતે રત થવાના સાર્વભૌમ વિશ્વધર્મની દીક્ષા આપી અને આખરે નિરનિરાળા બધા ધર્મો છોડી દઈને સર્વલોકમહેશ્વર — 'The God of Totality'ને શરણ જવાનો પ્રપત્તિયોગ કહ્યો

૧૯૩૭

## ૩૬

# સ્યાદ્વાદ અને સર્વધર્મસમભાવ*

શ્રી પરમાનદભાઈ જેવા સસ્કારી સ્નેહીનો દીર્ઘકાળનો સમાગમ હોવા છતા, અને પડિત સુખલાલજી જેવા પ્રગાઢ પડિતનો પરિચય હોવા છતા, અને શ્રી ગોપાળદાસે તૈયાર કરેલી જૈન ગ્રન્થોની ચોપડીઓ વાચ્યા છતા, હુ એવો દાવો ન જ કરી શકુ કે જૈન ધર્મના સિદ્ધાતોનુ મેં અધ્યયન કર્યું છે મેં જે કાઈ થોડુ વાચ્યુ હશે તે પણ ભૂલી ગયો હોઈશ એવી સ્થિતિમા જૈનધર્મી સુશિક્ષિત સમાજ આગળ સ્વાદ્વાદ જેવી દાર્શનિક વિચારપદ્ધતિ વિષે બોલવા ઊભા થવુ એ ધૃષ્ટતાની સીમા છે એ હુ જાણુ છુ એટલે પ્રથમ જ કહી દઉં કે મારે સપ્તભગી ન્યાયનુ અહીં શાસ્ત્રીય વિવેચન કરવુ નથી ગેરસમજ પેદા કરનારુ મથાળુ મારા વ્યાખ્યાનને આપવા માટે મારે પ્રારભમા જ ક્ષમા માગવી રહી જીવનધર્મ વિષેનુ મારુ જે ચિતન ચાલે છે તેની કેટલીક બાજુઓ રજૂ કરવા માટે સ્યાદ્વાદ શબ્દ મને કાઈક ફાવતો આવ્યો એટલે એ જ મથાળુ મેં પસદ કર્યું

સ્યાદ્વાદ વિષેનુ મારુ જ્ઞાન પેલા સાત આધળા અને એમણે 'જોયેલા' હાથી વિષેની પેલી પ્રખ્યાત વાર્તાથી આગળ ગયુ નથી આપણી દૃષ્ટિ એકાગી જ હોય છે આપણે કોઈ પણ વસ્તુ એકીસાથે બધી બાજુથી જોઈ સમજી શકતા નથી. આપણું જ્ઞાન તે તે સ્થળ અને કાળથી મર્યાદિત હોય છે તેથી એકાગિતાનો શાપ આપણા જ્ઞાનને ચોટેલો જ છે એ વસ્તુ જાણવી અને સ્વીકારવી અને

* શ્રી મુંબઈ જૈન યુવક સઘના આશ્રયે યોજાયેલી પર્યુષણ-વ્યાખ્યાનમાળામા આપેલા વ્યાખ્યાનોનો સાર તા ૩ તથા ૪ સપ્ટેમ્બર, ૧૯૪૫

તે દૃષ્ટિના સ્વીકાર સાથે જે વિચારજાગૃતિ અને બૌદ્ધિક ઉદારતા ફલિત થાય છે તે કેળવવી એનુ નામ તે જૈન ધર્મ, એટલુ મેં જાણ્યુ છે મારી આ સમજણ તમારા શાસ્ત્રવચનો સાથે બધ બેસે છે કે નહીં તે મેં તપાસ્યુ નથી. તે દૃષ્ટિનો સાક્ષાત્કાર મને થયો છે અને તે જીવનમા ઉતારવાનો હુ પ્રયત્ન કરુ છુ એટલુ મારે માટે બસ છે તે સાક્ષાત્કાર કેટલો છીછરો છે અને તે પ્રયત્ન કેટલો શિથિલ છે તેનુ મને ભાન છે, તેથી સાધકને માટેની મોટામા મોટી મૂડી જે નમ્રતા તે છોડવા હુ તૈયાર નથી એટલે જીવનનો વિચાર કરતા જેવા વિચારોની ભૂમિકા ઉપર હુ આવ્યો છુ તે નમ્ર ભાવે અહીં હુ રજૂ કરીશ એમા કાઈ ગ્રાહ્ય તત્ત્વ હોય તો તેનો સ્વીકાર કરશો અને મારી ભૂમિકા સમજ્યા પછી મને સમજાવવા જેવુ કઈ લાગે તો સમજાવશો એવી પ્રાર્થના છે

માણસનુ જ્ઞાન એકાગી હોય છે તેનો તો ઈલાજ નથી પણ એ જો સમજે કે પોતાનુ જ્ઞાન એકાગી છે, અમુક વસ્તુનો વિચાર જેમ પોતે સ્વતત્ર-પણે કરે છે તેમ બીજાને પણ કરવાનો હક છે, પોતે એક બાજુથી જોયુ અને એક નિર્ણય ઉપર આવ્યો તે જ પ્રમાણે બીજાઓ બીજી કે જુદી બાજુથી જોશે અને એમને એ રીતે બીજુ જ દર્શન થવાનો સભવ છે અને એને માટે એ દર્શન સાચુ માનવાનો એને એટલો જ હક છે, એટલુ આપણે સ્વીકારીએ તો આપણા મનમા સપૂર્ણ સત્યની ઉદારતા આવશે મારી જ વાત સાચી છે, મારી જ દૃષ્ટિ શુદ્ધ છે, અને બીજાની વાત કે તેની દૃષ્ટિ તદ્દન ખોટી છે, મિથ્યા છે, એમ જે કહે છે તે અજ્ઞાની છે ગીતાએ પણ કહ્યુ છે કે એક અશને સપૂર્ણ માની લેવો તે તમોગુણી જ્ઞાન છે, એટલે કે એ અજ્ઞાન દશાની ભૂમિકા છે એવુ જ્ઞાન અલ્પ એટલે કે છીછરુ હોય છે તેમા તત્ત્વાર્થ સમાઈ શકતો નથી જીવનના પ્રયોજનનો ખ્યાલ એમા પકડાતો નથી

જ્યારે આપણે કહીએ છીએ કે અમુક વિચાર એકાગી છે ત્યારે આપણે બે વસ્તુનો સ્વીકાર કરીએ છીએ એક એ કે એકાગી વસ્તુમા પૂર્ણ સત્ય આવી જતુ નથી અને બીજુ એ કે એકાગી વસ્તુ તદ્દન સત્યશૂન્ય હોતી નથી વસ્તુ એકાગી છે તેમા એક અગ પૂરતુ તો સત્ય હોય જ છે, અને તેથી, તેટલે દરજ્જે, એનો આદર થવો જ જોઈએ એ જ સત્ય જ્યારે પોતાનુ બીજુ અગ લઈને દર્શન દે છે ત્યારે પ્રથમ અગ

સાથે એનો વિરોધ જ હોઈ શકે એમ માની એ બીજા રૂપનો ઇન્કાર કરવા બેસીએ છીએ ત્યારે જ આપણે સત્યનો દ્રોહ કરીએ છીએ જો કોઈ પણ એવા રાગ દ્વારા આપણે સત્યનુ હૃદય પિછાણી શક્યા હોઈએ, તો બીજુ રાગ આપણી આગળ રજૂ થતાવેંત ભલે આપણે ભડકી જઈએ, ભલે આપણને એ અડવુ અડવુ લાગે, પણ આપણે એનો માનસિક વિરોધ તો ન જ કરી બેસીએ જો આપણી નિષ્ઠા કેવળ સત્ય પ્રત્યે જ હોય, જો આપણે સત્યનુ જ ધ્યાન ધર્યું હોય તો ગમે તે રૂપે એ આપણને દર્શન દે તોયે આપણે એને ઓછેવધતે અંશે ઓળખી તો શકવાના જ સત્ય છોડીને જો બીજી કોઈ વસ્તુનો સ્વાદ આપણામા જાગ્યો હોય, આપણા હૃદયના સિહાસન પર સત્યને છોડીને બીજી કોઈ વસ્તુની આપણે સ્થાપના કરી હોય, તો સત્યને એના વિવિધ અગોમા ઓળખવાની શક્તિ આપણે ખોઈ બેસીએ છીએ પછી આપણી જ દૃષ્ટિ મિથ્યા દૃષ્ટિ થઈ જાય છે

'મારી દૃષ્ટિ સાચી અને બીજાની દૃષ્ટિ મિથ્યા' એમ ઝટ ઝટ જે કહી બેસે છે તેની જ દૃષ્ટિ મિથ્યા હોય છે એમ સમજતા કે સ્વીકારતા વાર ન લાગવી જોઈએ દર્શનશાસ્ત્રમા દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટ અદ્વૈત જેવા ભેદ છે, વિવર્તવાદ, પરિણામવાદ જેવા ભેદ છે ઉપાસના-પદ્ધતિમા પણ શૈવ, વૈષ્ણવ, શાક્ત આદિ ભેદ છે એ બધામા અતિમ સત્યનુ એક યા બીજુ રૂપ પ્રગટ થયેલુ હોય જ છે

માણસ ભલે દર વખતે સત્યની એક બાજુ જ જોઈ શકતો હોય, પણ એનામા સ્થળાતર અને કાળાતર કરવાની શક્તિ છે, એક ભૂમિકા છોડીને બીજી ભૂમિકા પર આરૂઢ થવાની શક્તિ એને મળેલી છે અને તેથી જ જે જે વસ્તુનો કે બાજુનો એ વિચાર કરવા માડે તે તે વસ્તુ પરત્વે એ તત્રત્ય અને તદાનીંતન બની શકે છે તત્રત્ય એટલે તે સ્થાનનો અને તદાનીંતન એટલે તે કાળનો

જે કલ્પનાશક્તિ વડે માણસ સ્થળકાળ અને દૃષ્ટિ ફેરવી ગમે તે ભૂમિકા સુધી પહોચી શકે છે તે કલ્પનાશક્તિનુ દાર્શનિક અને આધ્યાત્મિક મહત્ત્વ નાનુ-મૂનુ નથી એ કલ્પનાશક્તિ શ્રદ્ધાની જ એક વિભૂતિ છે આત્મશક્તિનો જ તે એક આવિર્ભાવ છે એ કલ્પનાશક્તિ કેળવવી એ માણસજાતિનો સનાતન ધર્મ અને અધિકાર છે, આજનો તો એ વિશેષ યુગધર્મ છે ક્રમે ક્રમે દરેક ભૂમિકા ઉપર પહોચી જવુ, તે તે ભૂમિકાની આધિક સત્યના અને સુંદરના

ઓળખી લેવી, એ ભૂમિકાનો સ્વીકાર કરી એનો બધો રસ ચૂસી લેવો અને એનો સ્વીકાર કાયમ રાખવા છતા એનાથી ભિન્ન ભૂમિકા ઉપર ફરી આરૂઢ થવુ, અને ત્યા શ્રદ્ધાભક્તિપૂર્વક એનો પણ સ્વીકાર કરવો, અને એ નવી ભૂમિકાનો જૂની ભૂમિકા સાથે અનુભવના અદ્વૈતને જોરે સમન્વય સાધવો એ જ આ યુગધર્મનો પુરુષાર્થ છે આમ સ્યાદ્વાદની ભૂમિકા પરથી જ આપણે સર્વધર્મસમભાવની ભૂમિકા તરફ સરી પડીએ છીએ

સર્વધર્મસમભાવનુ આસન સહેજ જુદુ છે સ્યાદ્વાદ હમેશ દર્શનની પરિભાષામા બોલે છે, જ્યારે સર્વધર્મસમભાવ ધર્મ અને સસ્કૃતિની ભૂમિકા સ્વીકારે છે ધર્મમા દાર્શનિક તત્ત્વજ્ઞાન પણ આવે છે અને શાસ્ત્રીય ગ્રન્થ-પ્રામાણ્ય પણ આવે છે, સદાચારનો ધર્મ પણ આવે છે અને આધ્યાત્મિક સાધના પણ આવે છે, ઉપાસના પણ આવે છે અને સામાજિક આચારધર્મ પણ આવે છે આમ ધર્મમા બધા પાસાઓનો સમાવેશ થતો હોવાથી સર્વધર્મસમભાવ કેળવવા માટે અસાધારણ સસ્કારિતા કેળવવી પડે છે એવી સસ્કારિતા ફક્ત આપણા દેશમા જ મોટા પાયા પર ફેલાયેલી છે એમ માનીએ તો તેમા જરાય અતિશયોક્તિ કે પક્ષપાત નથી

સર્વધર્મસમભાવ કહે છે કે દુનિયામા જે નાનામોટા ધર્મો મનુષ્ય-સમાજમા પ્રતિષ્ઠા પામ્યા છે, અને મનુષ્ય-હૃદય કેળવવાનુ કામ કરે છે તે બધા જ ધર્મો સત્યપરાયણ છે, બધા જ કલ્યાણકારી છે, બધા જ પ્રભુગામી છે, અને તેથી બધા જ એકબીજા પ્રત્યે ખરેખર જોતા અવિરોધી છે લોકોની ભિન્ન ભિન્ન પરિસ્થિતિને લીધે, સમજણભેદને લીધે અને જીવનના આદર્શમા અમુક વસ્તુ પર ભાર મૂકવાથી ઉત્પન્ન થતા ફેરફારને લીધે જુદા જુદા દેખાઈ આવે છે, પણ અદરખાનેથી બધાનો પ્રાણ એક જ છે તેથી બધા જ ધર્મો સાચા છે, બધા જ સારા છે, અને બધા પ્રત્યે આપણુ વલણ આદરભાવનુ જ નહીં, પણ સ્વીકારનુ હોવુ જોઈએ

આપણે અમુક ધર્મમા જન્મ્યા અથવા અમુક ધર્મ સ્વીકાર્યો, એટલે સ્વાભાવિક રીતે એને વિષે આપણે વધારે જાણીએ, એને વિષે આપણા મનમા વધારે મમતા જાગે, એ ધર્મમા માનનારા આપણને વધારેપડતા આત્મીય જેવા લાગે આપણે જો એને બદલે બીજા ધર્મમા ઊછર્યા હોત, તો એ પણ આપણને એટલો જ વહાલો અને આત્મીય લાગ્યો હોત જો આપણે સસ્કારી હોઈએ

શુદ્ધ દૃષ્ટિવાળા હોઈએ તો સહેજ વિચાર સાથે આપણે એવી દૃષ્ટિ જરૂર કેળવી શકીએ કે જ્યારે બધા જ ધર્મોમા એક યા બીજી ખૂબી છે જ કે જેને સપૂર્ણ જીવનમા સુદર સરખુ સ્થાન છે જ, તો બધા જ ધર્મો પોતાના છે એમ આપણને સમજતા અને લાગતા વાર ન લાગવી જોઈએ જેમ વ્યક્તિ વિષે તેમ જ ધર્મો વિષે પણ કહી શકાય

अय निज परो वा अिति गणना लघुचेतसाम् ।
अुदारचरिताना तु वसुधैव कुटुम्बकम् ।।

આવી ઉદારતા એટલે કે સત્યદૃષ્ટિ કેળવ્યા પછી આખુ વિશ્વ એક કુટુબ તો શુ, એક નાનકડા માળા જેવુ થઈ જાય છે—यत्र भवति विश्व अेकनीडम् ।

બધા જ ધર્મો સાચા છે, બધા જ સારા છે, તેથી બધા જ મારા છે, એમ નિશ્ચય થયા પછી ધર્માંતર કરવાનો પ્રશ્ન જ રહેતો નથી જ્યા છીએ ત્યા આપણે બધા ધર્મોના છીએ, આખુ ઘર મારુ હોય ત્યા અધિકાર જમાવવા માટે મારે એક ઓરડીમાથી બીજી ઓરડીમા જવુ નથી પડતુ પણ જો કોઈ પણ કારણે બીજી ઓરડીમા હુ ગયો, તો મેં ઘર છોડ્યું એમ તો કોઈ મને કહે નહીં એવી જ રીતે આપણામાથી કોઈ જો ધર્માંતર કરે તો એ આપણા મટીને પરાયા થયા એમ કેમ કહેવાય? ઘરમા એક ભાઈ ડુગળી ખાતો હોય, અને બીજો ન ખાતો હોય, તો તેટલા પરથી કાઈ એ પરાયો નથી થતો

જ્યા જ્ઞાતિભેદ છે, ત્યા લોકોએ યાદ રાખવુ ઘટે છે કે ન્યાત ભિન્ન હોવા છતા ધર્મ તો એક જ છે અને એક ધર્મમા કોઈ ઉચ્ચ અને કોઈ નીચ એવો ભેદ ન જ હોય નાનો ભાઈ ઉંમરે નાનો છે, એટલા માટે કોઈ કાળે હડધૂત થયો છે? એક વાર મને પૂછવામા આવ્યુ હતુ કે, ‘અસ્પૃશ્યતા-નિવારણની હિલચાલ સફળ થઈ એમ તમે ક્યારે ગણશો?’ મેં કહ્યુ કે, ‘હરિજનો વચ્ચે અને સવર્ણો વચ્ચે રોટી-બેટી-વ્યવહાર થાય, એટલુ જ નહીં, પણ શ્રી શકરાચાર્યની ગાદી ઉપર કોઈ ધર્મજ્ઞ હરિજન બેસે, અને બધા હિદુઓ વગર સકોચે અને શકરાચાર્ય તરીકે નમે, ત્યારે માનીશ કે અસ્પૃશ્યતા હવે નેસ્તોનાબૂદ થઈ છે’

ધર્માંતર કરવુ બિનજરૂરી છે એમ તો હુ સ્વીકારુ છુ સાથે સાથે કોઈ ધર્માંતર કરે, તો તે પાપ કરે છે, એ ધર્મભ્રષ્ટ થાય છે, એમ પણ

મને લાગતુ નથી, ન લાગવુ જોઈએ આ સ્થિતિ ત્યારે જ સિદ્ધ થાય જ્યારે ભિન્નધર્મી લોકો વચ્ચે વિવાહ થવા માટે એટલુ જ નહીં પણ એવા વિવાહોને લોકો ઉત્તેજન આપે ભિન્નધર્મીઓ વચ્ચે વિવાહો થવાથી ધર્મ તૂટી જશે એમ માનવાનુ કારણ નથી તૂટી જવાના હશે તો તૂટી જશે પણ આતરધર્મી વિવાહોને કારણે ધર્મો તૂટી જવાનુ કશુ કારણ નથી ભિન્ન ગોત્રોમા જ વિવાહો થાય એવો નિયમ અનાદિકાળથી ચાલતો હોવા છતા જો ગોત્રો તૂટ્યા નથી, તો ધર્મો તૂટશે, એમ માનવાનુ કશુ કારણ નથી આવા વિવાહો વધવાથી ધર્મો વચ્ચેનો ઉચ્ચનીચભાવ દૂર થશે

આજે વૈષ્ણવો અને જૈનો વચ્ચે વિવાહ થાય છે, દ્વૈતી અને અદ્વૈતી વચ્ચે વિવાહ થાય છે, બ્રાહ્મણ વાણિયા વચ્ચેના વિવાહો પણ આપણે વધાવવા લાગ્યા છીએ, શૈવ, શાક્ત, વૈષ્ણવ એવા ભેદો વિવાહને આડે આવતા નથી ટૂકામા જાતિભેદ, ઉપાસ્યભેદ, દર્શનભેદ કે ગ્રન્થભેદ આજે વિવાહમા નડતરરૂપ નથી, તો બધા ધર્મો સાચા અને પોતીકા માન્યા પછી, શા માટે ધર્મભેદ આડે આવવા જોઈએ?

એક જમાનો હતો જ્યારે વ્યક્તિગત તેમ જ સામાજિક, તમામ જીવનનો કબજો ધર્મના હાથમા હતો જીવનવ્યવસ્થાની સર્વોપરી સત્તા ધર્મની હતી. આજે એવી સ્થિતિ રહી નથી કેમ કે ધર્મો સકુચિત થવા લાગ્યા છે ઘરમા ચાર ભાઈઓ રહેતા હોય, તો એમના ઉપર એમના પિતાનો અકુશ હોય છે ઘરમા કર્તાપુરુષ છે ત્યા સુધી એના દીકરાઓ સપીને જ રહે છે, છૂટા પડતા નથી એવી જ રીતે કોઈ પણ દેશમા એક કરતા વધુ ધર્મો પ્રચલિત હોય તો એ બધા ધર્મો સપીને રહે એને માટે એ ધર્મો કરતા પણ વ્યાપક અને શક્તિશાળી કોઈ પણ શ્રેષ્ઠ વસ્તુ કે મુરબ્બી સસ્થા હોવી જોઈએ.

એ છે આપણી હિંદુસ્તાની અથવા ભારતી સસ્કૃતિ

હિંદુસ્તાનની ભારતીય સસ્કૃતિ પરાપૂર્વથી અનેક જાતિઓ, અનેક ધર્મો અને અનેક પ્રજાઓ વચ્ચે સમન્વય સાધતી આવી છે હિંદુસ્તાનની સભ્યતા, હિંદુસ્તાનની સસ્કૃતિ પહેલેથી બહુ-જીન્સી – Complex Civilisation – છે માટે જ એને હુ સગમ-સસ્કૃતિ કહુ છુ આર્ય અને દ્રાવિડ એક થયા, ભારતીઓ અને નાગ લોકો એક થયા, શક, હૂણ, યુએચી, પલ્લવ, પુલિન્દ, પુલકસ ઇત્યાદિ

અસખ્ય જાતિઓ અહીં એકબીજા સાથે ભળી ગઈ છે જ્યા સુધી આપણે એ બધાને મેળવતા ગયા, એકબીજામા ભળવાની કળા કેળવીને જ્યા સુધી આપણે એને જીવતી રાખી, ત્યા સુધી આપણે ચડયા અને દુનિયાને મોખરે રહી દુનિયાની સેવા કરી શકયા હવે ફરી એ જ ભાગ આખી દુનિયાના રગમચ પર ભજવવાનો વારો આપણે ભાગે આપણા સદ્‌ભાગ્યથી આવ્યો છે એ આપણુ મિશન આપણે જો વખતસર ઓળખીએ તો સૃષ્ટિના પ્રારભથી આજ સુધી આપણુ જીવ્યાનુ સાર્થક થશે.

આજે વિજ્ઞાન અને હિંસા એ દપતીનુ તાડવ આખી ધરતી ઉપર ભયાનક રીતે ચાલ્યુ છે એ દપતીને પેટે એક બાળક જન્મ્યુ છે જે ભસ્માસુરનો નવો અવતાર છે એનુ નામ તે ઍટમિક બૉમ્બ (Atomic bomb) આ અણુસ્ફોટક તમામ હિંસક રાષ્ટ્રોનો ભોગ લીધા વિના અને અન્તે પોતાની માતા હિંસાનો જ ભોગ લીધા વિના શમવાનો નથી વિજ્ઞાને હિંસા સાથે પરણીને ભારેમા ભારે ભૂલ કરી છે એ શાપમાથી દુનિયાને ઉગારવાનુ કામ આપણુ છે પણ તેને માટે પ્રથમ આપણે આપણો પોતાનો ઉદ્ધાર કરવો રહ્યો તે શક્તિ કેળવવા માટે, પ્રેમથી દ્વેષને જીતવા માટે આપણે માનવતાની નવરચના કરવી રહી

આપણા શાસ્ત્રોમા કહ્યુ છે કે—મહાભારતમા છે કે—સત્ય યુગમા અનેક દેવો ન હતા. એક પુરુષોત્તમ નારાયણની જ ઉપાસના થતી મનુષ્યજાતિમા રહેલા શ્રેષ્ઠ તત્ત્વની—ઉત્તમતાની—ઉપાસના જ થતી અને વર્ણ પણ એક જ હતો વર્ણોની અનેકતા તે તે યુગની આવશ્યકતાને લીધે પાછળથી જન્મી. આજે આપણે ત્યા ચાતુર્વર્ણ્યને ઠેકાણે અનત વર્ણોનો ગોટાળો જન્મ્યો છે અને આપણે છિન્નભિન્ન થઈ દુનિયાના તિરસ્કારના પાત્ર થયા છીએ જે લોકો પોતીકાનો ઇન્કાર કરે તેઓ બધે તિરસ્કારને પાત્ર ન થાય તો શુ થાય? હવે આપણે બધાનો વગર શરતે સ્વીકાર કરવો રહ્યો તે જાતે પિલાઈ જઈને એમાથી નીકળતુ પોતાનુ તેલ (સ્નેહ) સામાજિક ઘર્ષણ મટાડવા માટે વાપરવુ રહ્યુ એવા રસાયણથી જ આપણે એક થઈશુ આજના confusion સામે આપણી આગળ એક જ ઓસડ છે અને તે છે fusion જાતિબહુલ કલિયુગ ટાળીને એકવર્ણી સત્યયુગ સ્થાપવાનુ.

ધંધાપરત્વે આપણા વર્ણો ભલે ગમે તેટલા હોય, પણ જીવન પરત્વે આપણે બધાએ એકજિન્સી (homogenious) એકવર્ણી પ્રજા થવુ ઘટે છે દુનિયા આગળ આજે એક જ સવાલ છે કા તો એ ગાધીનો સ્વીકાર કરે, કા આણુસ્ફોટકની આંધીનો આપણા માટે એક ક્ષણનો પણ વિચાર કરવા થોભવા જેવુ નથી રહ્યુ સ્યાદ્વાદ અને સર્વધર્મસમભાવ જાણનારા આપણે, આપણુ મિશન ઓળખી, બધાનો જ સ્વીકાર કરીએ, અને બધાના જ સહકારથી વિશ્વકલ્યાણની યાત્રાએ સ્થિર પગલે આગળ વધીએ

## ૩૭

# ગૌરીવ્રત

[ એક પત્ર ]

આપણે ત્યા આશ્રમની કન્યાઓ ગૌરીવ્રત પાળે છે એ સાભળીને મને આશ્ચર્ય થયુ ચોમાસાના દિવસોમા કઠોળ ન ખાઈએ, શાક ન ખાઈએ તે તો સારુ જ છે વ્રત જેટલે દરજ્જે ઉત્સાહપૂર્વક સ્વીકારેલો સયમ છે તેટલે દરજ્જે તે સારી વસ્તુ છે જ એટલે છોકરાઓ કે છોકરીઓ પોતાની શક્તિની અજમાયશ કરી, માબાપ કે શિક્ષકો ના પાડતા છતા, હઠપૂર્વક તેમની પાસેથી રજા મેળવી વ્રતો લે અને તે પાર પાડે એ ખૂબ ઇચ્છવા જેવુ છે. કેળવણીનુ એ એક મહત્ત્વનુ અગ છે

જેમ અખાડામા કસરત કુસ્તી વગેરે કરીને શરીર કસાય છે તેમ વ્રતો દ્વારા સકલ્પશક્તિ કેળવાય છે

પણ ગૌરીવ્રતને આપણે ત્યા સ્થાન ન હોઈ શકે એમ હુ માનુ છુ.

આશ્રમમા રહેનાર બધા જ છોકરા-છોકરીઓ અવિવાહિત રહેશે એવી આશા મેં સેવી નથી, એવી અપેક્ષા પણ નથી આશ્રમમા રહેલા બધા જ બ્રહ્મચર્ય પાળે છે એમ પણ નથી છતા અખડ બ્રહ્મચર્ય એ જ આપણો બધાનો આદર્શ છે આદર્શ તરીકે પણ બ્રહ્મચર્યમા ન માનનાર આશ્રમમા રહે જ શા માટે? આદર્શ સુધી જે ન પહોચી શકે તે રસ્તામા પોતા જોગુ સ્થાન જોઈ ત્યા ગોઠવાઈ જાય છે પણ અતે એ પણ આદર્શ તરફ જ જવા માગે છે એમ તો દરેકના હૃદયમા છે જ. આવા આપણે ગૌરીવ્રતને ઉત્તેજન

ન જ આપી શકીએ છોકરીઓ બ્રહ્મચારિણી રહે એ જ આપણે ઇચ્છીએ અને એ જ જાતની આપણી કેળવણી પણ હોય છતા જે પરણવા ઇચ્છે તેનો તિરસ્કાર ન કરતા, અથવા એની આગળ 'જુઓ આપણે કેવા શ્રેષ્ઠ છીએ' એવો ડોળ ન કરતા, એના વિચારને વધાવી લઈએ વિવાહ એ કાઈ અપવિત્ર વસ્તુ તો નથી જ

સારો પતિ મળે એ ઇચ્છાથી ગૌરીવ્રત કરવામા આવે છે એમ મેં સાભળ્યુ છે ગૌરી એ હિંદુ સમાજ આગળનો ઉજ્જ્વળ આદર્શ છે એ વિષે શકા નથી પણ ગૌરીએ કાઈ સારો પતિ મળે એવો સકલ્પ કરી તપશ્ચર્યા કરી ન હતી એણે તો મહાદેવનો સ્વયવર કર્યો હતો, અને પછી સારો કે નરસો પણ મહાદેવ જ મારે જોઈએ છે એ સકલ્પથી એણે તપસ્યા આદરી હતી આજે આપણે ત્યા સ્વયવરની પ્રથા રહી નથી, એટલે છોકરીઓને કેવો વર મળે એ એમના પૂરતો તો નસીબનો જ સવાલ છે જે વસ્તુ આપણા હાથની નથી તે વસ્તુ માટે આપણે ઈશ્વરને શરણ જઈ તેની પ્રાર્થના કરીએ છીએ છોકરીઓ પ્રાર્થના કરે કે 'હે પ્રભુ! મારા વડીલોને સદ્બુદ્ધિ આપ, અને તેઓ મારે માટે મનપસદ વર શોધી કાઢે એવુ કર' પતિની પસદગી જો પોતાના જ હાથમા હોય તો આવી પ્રાર્થના કરવાપણુ નથી રહેતુ પછી તો પોતાને સન્મતિ આપવા વિષેની પ્રાર્થના કરવાની રહી.

દેશના આજના જુવાનો કેવા છે એ આપણે જાણીએ છીએ અને છોકરીઓ કેવી છે એ પણ નથી જાણતા એમ નથી આવામાથી જ છોકરીઓને પતિ અને છોકરાઓને પત્ની મળવાના છે ને? એના કરતા છોકરીઓ જો ઈશ્વરની એવી પ્રાર્થના કરે કે 'હે પરમ બ્રહ્મચારી! અમને બ્રહ્મચારિણી રહેવાની જ પ્રેરણા અને શક્તિ આપ, અને પરણવાની બાબતમા વડીલો તરફથી અમારા પર જબરજસ્તી ન થાય એટલા માટે એમને પણ સન્મતિ આપ' ઈશ્વર આવી પ્રાર્થના કાને ધરે એટલા માટે અને બ્રહ્મચર્યની શક્તિ કેળવવા માટે આપણી છોકરીઓ જાતજાતના વ્રતો લે એ સમજાય એવી વાત છે

જેમણે પરણવાનો નિશ્ચય કર્યો નથી એમને હુ જરૂર કહુ કે આજના જમાનામા પરણવામા રસ રહ્યો નથી આદર્શ ગૃહસ્થ-જીવનની લાયકાત હુ નથી જોતો છોકરાઓમા કે નથી જોતો છોકરીઓમા ગૃહસ્થજીવન એટલે

આત્મવિલોપન, આપભોગ અને સમાજસેવા ખૂબ કષ્ટ કરી શકે અને સમાજસેવામા પોતાને મદદગાર થાય એ જ દૃષ્ટિથી પોતાના જોડીદાર પસદ કરે એવા તરુણ-તરુણીઓ આજે છે કયા? ન રહેવાય ત્યારે પરણવુ એ રસ્તો બરાબર છે અને તે વખતે વિચારપૂર્વક પસદગી કરવી અને ગૃહસ્થધર્મ શોભાવવાનો પ્રયત્ન કરવો એ આપણુ કર્તવ્ય છે પણ જે ઉંમરે ગૃહસ્થ-જીવનનો ખ્યાલ સરખો મનમા નથી ઊગ્યો, પરણવાની હાજત ઊભી નથી થઈ તેવે વખતે ગૌરીવ્રત વળી શુ?

સાવિત્રીવ્રત વખતનો સકલ્પ જુદો હોય છે પરણે તે સ્ત્રીઓ ઈશ્વરની પ્રાર્થના કરે છે કે આજે જેને વરી છુ એ જ પતિ મને જન્મોજન્મ મળે, જેથી મારા પાતિવ્રત્યને આડે યમરાજ પણ આવી ન શકે મરણ કરતા પતિનિષ્ઠા શ્રેષ્ઠ નીવડવી જોઈએ

આપણા આવા વિચારો સાભળી સમાજ જરૂર આપણને કહેશે કે 'આદર્શ ગૃહસ્થજીવનની લાયકાત પણ સમાજ જ્યારે ખોઈ બેઠો છે ત્યારે ગૃહસ્થજીવન કરતા હજારગણુ અઘરુ બ્રહ્મચર્યનુ જીવન શકય માનો છો અને પસદ કરો છો! તમે ગાડા તો નથી થયા! ગૃહસ્થજીવનમા પણ જ્યા પ્રમાદ થાય છે ત્યા બ્રહ્મચર્યમા નર્યો દભ જ નહીં રહી જાય? એના કરતા ડાહ્યા થઈ, છે એ સ્થિતિમા જ એક ડગલુ આગળ વધીને સતોષ માનો એ શુ ખોટુ?' એવી ટીકાને શબ્દથી નહીં પણ આપણા જીવનથી જવાબ આપવાની શક્તિ આપણે કેળવવી રહી એટલા માટે આપણુ જીવન શિથિલ ન રહે, નિયમબદ્ધ રહે અને શિથિલતાને પોષક એવા કશાને આપણે ઉત્તેજન ન આપીએ એ જરૂરનુ નથી?

૧૯૨૭

## ૩૮

# પ્રેમની પરિપૂર્તિ*

एकाकी न रमते । એમ વેદોએ ન કહ્યુ હોત તોય ચાલત, કેમ કે એ તો આખી દુનિયાનો — મનુષ્યસૃષ્ટિનો તેમ જ પ્રાણીસૃષ્ટિનો, વનસ્પતિસૃષ્ટિનો તેમ જ વિદ્યુત આદિ ભૌતિક શક્તિઓનો વિશ્વજનીન અનુભવ છે આપણે વિધાતાની સૃષ્ટિના બાળકો છીએ, આપણો એવો અનુભવ થાય એમા આશ્ચર્ય શુ? પણ શુદ્ધ, બુદ્ધ, નિત્ય, મુક્ત અને પૂર્ણ એવા પરબ્રહ્મને પણ સ્ફુરણા થઈ કે — एकोऽहं बहुस्याम् । — એક અને અનેક વચ્ચે ઝોલા ખાવા એ જ આ વિશ્વનો મોટામા મોટો દોલોત્સવ છે નરી એકતા સહન થતી નથી નરી અનેકતા ખાવા ધાય છે એકમાથી અનેક થવુ અને અનેકો દ્વારા એકનો અનુભવ કરવો, નવા એકનુ સર્જન કરવુ એનુ જ નામ જીવનલીલા

'બે હતા ત્યા પ્રેમ આવ્યો પરિણામે બેના એક થયા' એમ પ્રેમવિશ્વના કવિએ એક વાક્યમા કહી દીધુ 'બે હતા પ્રેમના રસાયણને લીધે એક થઈ શક્યા, એટલે જ બેના ત્રણ થયા,' એમ વિશ્વના ડાહ્યા સમાજશાસ્ત્રીએ ટાપશી પૂરી મનુષ્યજીવનનો ઇતિહાસ અને એનુ સમાજશાસ્ત્ર ઉપરના બે સૂત્રોમા સમાયેલા છે, એથી વિરુદ્ધ જેટલો દુન્યવી ઇતિહાસ છે તે કેવળ મનુષ્યજીવનની વિકૃતિ છે

દેહ ભિન્ન હોવા છતા હૃદય એક થઈ શકે છે એ આ દુનિયાનો મોટામા મોટો ચમત્કાર છે બે વ્યક્તિઓ પ્રેમને કારણે એકબીજીને એટલી તા ચાહી શકે છે કે બંનેનુ હૃદય લગભગ એક થઈ જાય છે એમાયે કુદરતી રચના એવી છે કે પુરુષની વિભૂતિ નોખી અને સ્ત્રીની વિભૂતિ અલગ એ બન્ને જાણે એકબીજા માટે જ સરજાયેલા છે, એકબીજાથી પરિપૂર્ણ થાય છે બેના સાહચર્યથી, બેના સહકાર્યથી બન્ને કૃતાર્થ થાય છે અને સમાજના હેતુ ચરિતાર્થ થાય છે સ્ત્રીપુરુષ વચ્ચેના અનેકવિધ સબધોમા પતિ-પત્નીનો સબધ અનોખો છે અને એક રીતે સાર્વભૌમ છે સ્ત્રી-પુરુષ વચ્ચે પિતા-પુત્રી, માતા પુત્ર, ભાઈ-બહેન, મિત્ર-મિત્ર, ગુરુ-શિષ્યા ઇત્યાદિ

---

* કનુ દેસાઈની ચોપડી 'લગ્નોત્સવના ચિત્રો' માટે લખેલો લેખ

અનેક પ્રકારના સબધ ખીલવવાની શકિત મનુષ્યજીવનમા છે, અને આમા પણ વિજાતીયતા પોષક નીવડી શકે છે પણ મનુષ્યજાતિએ અત્યાર સુધી ખીલવેલો સ્ત્રી-પુરુષ વચ્ચેનો મુખ્ય સબધ તે પતિપત્ની વચ્ચેનો છે આ સબધ મનુષ્યજાતિએ ખીલવેલો છે એમ કહેવા કરતા કુદરતે જ પોતાની અદમ્ય પ્રેરણાથી પ્રાણીમાત્ર ઉપર એ સબધ લાદ્યો છે, અને જે સ્થિતિ લગભગ અપરિહાર્ય છે તેને સુખમય, સૌન્દર્યમય અને કલ્યાણમય કરવાનો સતત પ્રયત્ન મનુષ્યસમાજે ચલાવેલો છે એમ સહેજ વિચાર કરતા જણાશે મનુષ્ય-સમાજની તમામ પ્રવૃત્તિ, મોટામા મોટા પ્રયત્નો આ સબધને ઊડો, તૃપ્તિ-કારક અને શુભ-પરિણામી બનાવવા માટે જ આદરવામા આવ્યા છે

એ સબધનો પ્રારભ પ્રેમની પ્રેરણાથી, સમાજની સાક્ષીમા, ફૂલના વિકાસ જેવો થઈ જાય અને એમાથી સ્નેહના બલિદાનથી દિવ્ય જીવનજ્યોતિ પ્રગટ થાય એ એની સફળતા છે એ વિધિને, એ મહોત્સવને આપણે વિવાહ અથવા લગ્ન કહીએ છીએ પ્રણયમાથી પરિણય પરિણમે, અથવા પરિણયમાથી પ્રણયનો પ્રારભ થાય, બન્ને શુભ જ છે

લગ્નસબધ ત્યારે જ શુભ બને છે જ્યારે એ આદર્શને અનુસરીને બધાય અને સમાજની સાક્ષીમા થાય અગ્નિ, સૂર્ય, તારાઓ અને દીપજ્યોતિ, વેદ, પુરોહિતો, સમાજપુરુષો અને સગાવહાલાઓ બધાને સાક્ષી રાખીને જ માણસ પરણી શકે છે બે જણ પરણે એમા ત્રીજાને શુ? સમાજને શુ લાગેવળગે? એમ કહેનારા મળી આવે છે તેઓ વાસનાને ઓળખતા હશે, કુદરતને વફાદાર હશે, પણ લગ્નસસ્થાને સમજી શકતા નથી લગ્નસસ્થા સામાજિક જીવનના પાયામા જ છે જ્યા બે મળીને ત્રણ થાય છે ત્યા સામાજિક જીવનનો ઉદય થાય જ છે અને તેથી જ સમાજના આશીર્વાદ, સમાજની સમતિ અને કાઈ નહીં તો સમાજનો અવિરોધ લગ્નવિધિની પૂર્તિને અર્થે આવશ્યક છે જ

સમાજશાસ્ત્રીઓ, ધર્મકારો, લોકગીતોના અજ્ઞાત કર્તાઓ, મહાકવિઓ, લેખકો અને ચિત્રકારો બધાએ જ પોતાની પ્રતિભા આ સસ્થાને ઉદ્દીપ્ત કરવા પાછળ ખરચી છે ભિન્ન ભિન્ન દેશના અને ભિન્ન ભિન્ન કાળના વિવાહ-વિધિ જો એકત્ર કર્યા હોય અને એના રહસ્યનુ અધ્યયન કર્યું હોય તો દેખાઈ આવશે કે દરેક વિધિ એ કદમા નાનકડુ પણ ભાવનામા ઊડુ મહાકાવ્ય જ છે

એ બધા મહાકાવ્યો ચિત્રિત કરવાનુ જો તે તે દેશના ચિત્રકારો માથે લે તો પરિણામે એક વિશાળ ચિત્રશાળા આપણને વસાવવી પડે

આવા ચિત્રકારોનુ જો ક્યાય મોટુ સમેલન થાય તો એમા શ્રી કનુભાઈને અવશ્ય આમન્ત્રણ મળવાનુ આપણા ઋષિઓએ અને ધર્મકારોએ લગ્નવિધિ પાછળ જે કાવ્ય રેડયુ છે તેનુ તેમણે અધ્યયન કર્યું છે એમ ન કહેવાય લગ્નવિધિની ઝીણી ઝીણી સુરગી ખૂબીઓ અને એમાથી નીકળતી વિધવિધ અને આહ્લાદક સુવાસ વ્યક્ત કરવાનો પ્રયાસ એમણે કર્યો નથી. પણ આજના ગુજરાતના દાપત્યજીવનના પ્રારભમા પતિપત્નીના હૃદયમા જે મગળ ભાવના ઊછળે છે, જે આશાઓ અને આકાક્ષાઓ સેવાય છે, જે મનોરાજ્ય રચાય છે અને જે સકલ્પો દૃઢાવાય છે તે બધા આબેહૂબ પકડીને પોતાની પ્રતિભામા બોળીને સુભગ રૂપે એમણે અહીં વ્યક્ત કર્યા છે

લગ્ન દ્વારા જીવનકમળ ઊઘડે છે અને ખીલે છે, અને આદર્શની જ્યોતિની સન્નિધિથી જ વિવાહસબાધ શુભ અને કલ્યાણકારી થાય છે એ કનુભાઈની કલ્પના એમણે લગભગ દરેક ચિત્રમા, અનેક રીતે આપણા મન ઉપર ઠસાવી છે

પહેલુ જ ચિત્ર 'સ્નેહમુદ્રા' લઈએ આપણામા અથવા પાશ્ચાત્ય લગ્નવિધિમા એકબીજાનો હાથ ઝાલવાનો જે વિધિ હોય છે તેવો અહીં ન બતાવતા હૃદયકમળ બન્નેએ મળીને હાથમા લીધુ છે બન્ને પ્રેમથી એટલા બધા પાસે આવી ગયા છે કે એક જ કમળ બન્નેના હૃદયને પૂર્ણપણે વ્યક્ત કરે છે અનત આકાશના પ્રતીક તરીકે માથે ચદરવો તાણેલો છે અને એ આકાશ સુધી આપણી પ્રેમજ્યોત પહોચાડીશુ એ સકલ્પથી એક યુવક અને એક યુવતી પાસે આવ્યા છે યુવકે પોતાના પરાક્રમનુ અભિમાન અહીં છોડયુ છે અને યુવતીએ લજ્જાનુ કવચ ઉતારી દીધુ છે પ્રેમ આગળ યુવક નમ્ર બન્યો છે, યુવતી નિર્ભય બની છે, અને આવા એ બન્ને એક સ્નેહમુદ્રામા સમાઈ જાય છે આવા સબાધને દરેક હૃદય વગર માગ્યે આશીર્વાદ આપવાનુ જ

દાપત્ય જીવનના દિવાસ્વપ્નો—આ ચિત્રમા યુવતી તો હવે તદન જુદી જ બની ગઈ છે એકબીજાએ એકબીજાને હૃદયનુ અર્પણ તો કર્યું સ્નેહમુદ્રાએ પોતાની માન્યતા પણ અકિત કરી, પણ સમાજની સાક્ષીમા એ સબાધ હજી નોધાયો નથી હૃદયથી તો યુવતી પત્ની બની ગઈ છે, છતા સમાજ

આગળ એ કુમારી જ છે આવા સધિકાળમા કલ્પનાનુ રોમાચક સામ્રાજ્ય વૈભવની ટોચે પહોચે છે ભાવનાઓ અને આકાક્ષાઓ પક્ષીની પેઠે આકાશમા એવા તો ઉડ્ડયનો લે છે કે સામાજિક આદર્શના શિખરથીયે ઊંચા પહોચી જઈશુ એવો એને આત્મવિશ્વાસ હોય છે દુનિયા કઠોર છે, દુનિયાનો અનુભવ વિષમ હોય છે, મોટા મોટા વૃક્ષો પણ કાળે કરીને વિપર્ણ થઈ જાય છે, પણ તેથી શુ? એ તો દુનિયા છે અમારો પ્રેમ દુનિયાને જીતીને દુનિયાને વટાવી દેશે અને મનુષ્યસમાજે નહીં કલ્પેલા એવા ઉચ્ચ આદર્શોના ગગનવિહાર કરશે એવા એવા શુભ મનોરાજ્યો એ જ જીવનનો સર્વોચ્ચ રસ છે

અધીરાઈથી જે ઘડીની રાહ જોતા હતા તે ઘડી અતે આવી ગઈ જનસમાજે એ દપતીને પાસે પાસે બેસાડયા આદર્શની પચવિધ દીપજ્યોતિએ પોતાનો પ્રકાશ પુરજોશમા ફેલાવ્યો આશીર્વાદના પુષ્પો પતિપત્નીને મળી ગયા એક સૂત્રથી બન્ને બધાયા હવે એ સબધ દૃઢ થયો, શુભ થયો એ હવે અવિચ્છિન્ન રહેશે અને સમાજને આશીર્વાદરૂપ નીવડશે પ્રેમ સ્વભાવસુભગ છે, શુભ છે, પણ આદર્શદીપ તો એથીયે ઊચો છે એ દીપના પ્રકાશમા જીવન કૃતાર્થ કરીશુ એવો સકલ્પ કકુમ અને અક્ષત માથે ચડાવીને પતિપત્ની કરે છે અને સમાજ તેથી પ્રસન્ન થાય છે

મૈત્રી તો બધાઈ, સમાજના આશીર્વાદ મળ્યા, પણ જે વિધિથી હજારો વર્ષ થયા આપણા પૂર્વજો પરણતા આવ્યા તે જ વિધિ પ્રમાણે પાવક અગ્નિ, પૂર્ણ કુભ, મગલ સ્વસ્તિક અને ધવલ શખને સાક્ષી રાખીને પરણીએ ત્યારે જ અનત પેઢીઓના જીવનપ્રવાહ સાથે આપણો સબધ જોડાય લગ્ન એટલે ભૂતકાળ સાથેનુ સગઠન, વર્તમાનકાળનુ સવર્ધન અને ભવિષ્યકાલનુ સર્જન છે વેદકાળથી ચાલતા આવેલા વિધિથી જ એ વિશેષ તૃપ્તિકર થઈ શકે છે આજે બને એકબીજાના ઉત્તરીયોનો છેડો બાધી લે છે આજે એ જ સ્નેહગ્રન્થિ છે હૃદયની ગુપ્ત ભાવના કહે છે, કે આ ગ્રન્થિ તો કેવળ વિધિમાત્ર છે, પ્રતીક છે વિધાતા યથાકાળે એ સ્નેહગ્રન્થિનુ કાયમનુ જીવતુ, જાગતુ, કાલુ કાલુ બોલતુ, અને ઝપાટાભેર વધતુ એવુ પ્રતીક બન્નેના ખોળામા મૂકશે પતિપત્ની અહીં સપ્તપદી માટે તૈયાર થયા છે માણસને — પ્રમાદી અને ઉતાવળા માણસને, ધર્મ કહે છે સાત વાર વિચાર કરો, સાત પગલા ભરતા સુધી વિચાર કરો, જે નિશ્ચયને વળગી જીવનયાત્રાના સાત પગલા ભર્યાં તે

સંકલ્પને આજીવન નભાવો, શોભાવો અને કૃતાર્થ થાઓ સપ્તપદી એ સહ-જીવનનો સપૂર્ણ સકલ્પ છે, ગ્રન્થિયુક્ત યાત્રામા એ સરસ રીતે વ્યક્ત થાય છે

હવે બન્ને એકબીજાનો વિચાર નથી કરતા ઓતપ્રોત થઈ એક થયા પછી એકબીજાનો વિચાર તે શો કરવો? હવે તો એકલા એકલા જે જ્યોતિ પ્રગટાવી શક્યા ન હતા તે એકત્ર થવાથી એમના હાથમા આવી ગઈ છે એ જ્યોતિનો મગળ પ્રકાશ આખા વિશ્વને અર્પણ કરવો અને પોતાનુ જીવન આખા વિશ્વ માટે કલ્યાણકારી બનાવવુ એ જ હવે જીવનકાર્ય થાય છે જીવન સપૂર્ણ છે, એવુ એ જીવન વિશ્વસેવામા અર્પણ કરવુ તેમા જ આનદની પરિસીમા છે, એ સદેશો જાતજાતના વર્તુલ આપણને અનેક રીતે સમજાવે છે અને એ સદેશો સાભળીને જ દપતી કહે છે

ॐ पूर्णमद पूर्णमिद पूर्णात् पूर्णम् उदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णम् एवावशिष्यते ।।

આ વિશ્વ પૂર્ણ છે, અમારુ વૈવાહિક જીવન પણ પૂર્ણ છે એ પૂર્ણમાથી જ — વિશ્વની પૂર્ણતામાથી આ અમારુ પૂર્ણ સહજીવન બનાવવામા આવ્યુ, ઉપર ઊચકવામા આવ્યુ, છતા એ કારણે વિશ્વજીવનના પૂર્ણત્વમા કશી ઊણપ નથી આવી અમારુ વૈવાહિક જીવન સ્વાર્થી અને સકુચિત થાય ત્યારે જ વિશ્વજીવનને ખોટ જણાય ને? પરણીને અમે થોડા જ સમાજથી નોખા પડવાના હતા? અળગા થવાના હતા? અમારા સહજીવનથી વિશ્વજીવનની સમૃદ્ધિ જ થવાની

વિવાહ એટલે શિવ-શક્તિનો સયોગ જીવનની પ્રેરણાને પુરાણકારોએ શક્તિ તરીકે ઓળખાવી છે જીવનના સકલ્પને શિવ તરીકે વર્ણવ્યો છે નર અને નારી જ્યા સુધી એકાકી છે ત્યા સુધી તેઓ અપૂર્ણ છે પોતાના જીવનમા બન્ને તત્ત્વોને એ ઓતપ્રોત કરશે ત્યારે તેઓ સપૂર્ણ થશે અપૂર્ણ વાણીમા અને અપૂર્ણ કલ્પનામા એ ઓતપ્રોતપણુ વ્યક્ત કરવુ અશક્ય છે, પણ બન્ને મળીને જ એક મૂર્તિ થાય છે. તે વ્યક્ત કરવા માટે કવિઓએ અને ચિત્રકારોએ શિવ-શક્તિ-સયોગ રૂપી અર્ધનારીનટેશ્વરની કલ્પના કરવાનો પ્રયાસ કર્યો છે આ શિવ-શક્તિ-સયોગ રૂપી મહામગલમયી દેવતાની ઉપાસના એ જ વૈવાહિક જીવનનુ સામ્રાજ્ય છે શિવશક્તિ રૂપી પરમેશ્વરનો વરદ હસ્ત એ જીવનને અભયદાન આપે છે

હવે આ નિર્ભય યુગલ જીવનયાત્રાના અનત પગથિયા ચડવાને તૈયાર છે જ્યા એમને એકબીજાનો આધાર છે, એકબીજાને એકબીજાથી પ્રેરણા મળે છે, ત્યા ગમે તેવો પવન વાય તોયે પગ આડોઅવળો પડવાનો નથી. ઊચે ને ઊચે એ ચડતા જ જવાના અને પોતાની પાછળ સુવાસિત પુષ્પો મૂકતા જ જવાના 'ઉન્નતિપથ'મા આ બધી ભાવના સમાયેલી છે અહીં દપતી આદર્શની દિશાએ આગળ ધસતા જાય છે આપણે પાછળથી એમના શુભ કાર્યો જોતા જઈએ છીએ અને પ્રસન્ન થઈ એનુ કૌતુક કરીએ છીએ

દરેક વિવાહ આવી જ બધી ભાવનાઓ સેવો અને દરેક દંપતીને વિવાહના પ્રારભમા, વિવાહના સુદીર્ઘ મધ્યમા, અને વિવાહની અતિમ પૂર્ણતામા એ કલ્યાણની પ્રાપ્તિ થાઓ એ જ આશીર્વાદ

જુલાઈ, ૧૯૩૯

## ૩૯

## સૌભાગ્યકુંકુમ*

[એક ચિત્રપરિચય]

આ સૌભાગ્યસુદરીની એકાગ્રતા અને પવિત્રતા, એની રેખીવ ભમ્મરમા છે આખા ચિત્રમા રેખાનુ જે સામજસ્ય છે તેવુ તો કોઈ ભાગ્યશાળી કુટુબમા જ જોવા મળી શકે છે પ્રેમપૂત કુટુબમા કોઈ ગૃહલક્ષ્મી જેમ પોતાની સહજ સેવાથી આખુ વાતાવરણ ઉદ્દીપિત કરે છે અને સાથે સાથે સુવાસિત પણ બનાવે છે, તેવી જ રીતે આ ભમ્મર આખા ચિત્રના વાતાવરણને સજીવ અને માગલ્યમય બનાવે છે આવી ભમ્મર તળે ઊછરેલી આખોમા માગલ્યના બધા ભાવ એટલા બધા સ્વાભાવિક લાગે છે કે જેમ પ્રકાશ આગળ તિમિર અલોપ થાય છે તેમ આ આખો આગળ જાણે આખી દુનિયામાનુ અમગળ અલોપ થઈ ગયુ છે

આ બાળા ચાદલો કરતી વખતે પોતાના સૌન્દર્ય કરતા પોતાના સૌભાગ્યનો જ વિશેપ વિચાર કરે છે, તેથી એની મુખમુદ્રા પર અભિમાનની

---

* કનુ દેસાઈની ચોપડી 'લગ્નોત્સવના ચિત્રો' માટે લખેલો લેખ

તૃપ્તિ નથી પણ સૌભાગ્યનુ સમાધાન છે સહવાસ સાથે એકાતનુ વાતાવરણ પૂરુ પાડવાની શક્તિ અરીસાની જ હોય છે અથવા એમ પણ કહી શકાય કે એકાન્ત છતા સહવાસનો આનદ આપવાનો કીમિયો અરીસો જ કરી શકે છે આખુ વાતાવરણ વિશ્રાભ-યુક્ત છે અને એની અદર ચિત્રકારની કૃપાથી સૌભાગ્યસુદરીનુ દ્વિવિધ દર્શન મળે છે

માથાના વાળની ઊર્મિઓ અને હાથની આગળીઓના વળાક જાણે એકબીજાને નવા નવા પાઠ આપતા હોય એવુ દૃશ્ય આપણી આગળ ઊભુ કરી ચિત્રકારે ચિત્રની સ્થિરતા ભાગી નાખી છે અને એનુ સ્થાન યૌવનસહજ તરલતાને આપ્યુ છે એકાગ્ર એકાતના આવા દૃશ્યમા અન્યથા તરલતા લાવવી મુશ્કેલ હતી અરીસાવાળા હાથની આગળીઓ એવી તો આતિથ્યશીલ છે કે એ હથેળીના ઊડાણમા જઈ બેસવાનુ મન દરેકને થાય અને એ જ વખતે હૃદયને ચેતવણી પણ મળે છે કે એ બાળાની પવિત્રતા અને પ્રસન્નતા બન્નેના રસાયનની યોગ્યતા હશે તો જ એ સ્થાનની આશા કરી શકશો

સૌભાગ્યસુદરી ઘરેણા વગર તો ચિતરાય જ નહીં પણ એ જો વધારેપડતા ઉઠાવદાર થઈ આખોમા ખૂચી જાય તો આખુ વાતાવરણ માર્યુ જાય અહીં તો માલા અને હારનુ કેવળ સૂચન જ છે કકણો એકાતનો ભાગ ન૰થાય એટલા માટે નિ સ્તબ્ધ રહ્યા છે ફક્ત કાનમા લટકતા રત્નો જ પોકારીને કહે છે કે આ સ્રીરત્ન તરફથી અગીકાર થવાથી અમે કૃતાર્થ થયા છીએ

આખુ ચિત્ર આશીર્વાદરૂપ છે, અને જોનારના હૃદયમાથી અધિકાર-પૂર્વક આશીર્વાદ મેળવે છે

જુલાઈ, ૧૯૩૯

## ૪૦

# બ્રહ્મચર્ય, લગ્ન અને દેવું

[એક પત્ર]

તમારો સુદર અક્ષરે લખેલો કાગળ મળ્યો તમારી સ્થિતિ સમજવા પૂરતી વિગતો તમે આપી છે 'પ્રયત્ન કરો' એ જ સાચો જવાબ છે પણ — પણ — તે લૂખો છે એ હુ જાણુ છુ, એટલે પત્ર દ્વારા જે આશ્વાસનના શબ્દો મોકલી શકાય તેટલા મોકલુ છુ

તમને કોઈ જાતનુ વ્યસન નથી એ જાણી સતોષ થયો પણ એટલુ બસ નથી જેને ખરેખર બ્રહ્મચર્યનુ પાલન કરવુ છે તેણે વ્યસનમા નહીં ગણાતી એવી અનેક વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ મસાલા, અથાણા વગેરે તીખુતમતમતુ ભોજન લેવાની તમને ટેવ નથી તેટલુ બસ છે લૂખા રોટલા ખાઈને રહેવાની તમારે માટે જરૂર નથી દૂધ, ખાડ, શાક, મીઠુ વગેરે વસ્તુઓ પ્રમાણસર છૂટથી લઈ શકો છો જરૂર વગર આપવાસ એકટાણામા ન ઊતરો તોયે ચાલે તેલ, તળેલી વસ્તુઓ, દુર્જર એટલે કે પચવામા ભારે એવી વસ્તુઓ ન ખાતા. વાસી ખોરાક ન ખાતા પેંડા, બાસુદી વગેરે વસ્તુઓ પણ ન ખાતા

મુખ્ય વાત એ છે કે બ્રહ્મચર્યનુ પાલન એટલે કામવિકારને જીતવા 'એ વિકાર એક જ ઈદ્રિયમા વસતો હોવાથી તે એક ઈદ્રિયનો સયમ કર્યો એટલે બસ,' એમ માનવુ એ જ મોટી ભૂલ છે વિકાર આખમા છે, પોશાકના-વાળના શોખમા છે, ચાલવા બેસવાની ઢબમા છે, બીજાને આકર્ષિત કરવાની વૃત્તિમા છે જેની સામે સમાજમા વાધો લેવાતો નથી એવા સ્પર્શના પ્રસગોમા પણ છે આ બધી બાબતોમા જો જાગૃતિ ન રાખીએ, સયમ ન ન કરીએ તો બ્રહ્મચર્યનો પ્રયત્ન (?) અથવા દાવો વ્યર્થ જ છે

*   *   *

તમે નોકરી કઈ જાતની કરો છો, તે લખ્યુ નથી જે જાતનુ જીવન ગાળવા માગીએ તેને અનુકૂળ એવી જ આજીવિકાની પ્રવૃત્તિ હોવી જોઈએ

*   *   *

તમે યુવાન છો, અપરિણીત છો મોજશોખની તમને ટેવ નથી, ઘરની જવાબદારી ઊચકી શકે એવો એક મોટો ભાઈ તમારે છે આટલી સગવડ ઈશ્વરે તમને આપી છે ત્યારે ચિંતા શાની કરો છો? કુટુબનો ભાર ઊચકનાર તો બધે જ જોવા મળે છે, સમાજસેવા કરનાર ગણ્યાગાઠ્યા છે અવિવાહિત રહેવાની અને બ્રહ્મચર્ય જીરવવાની તમારી હિંમત હોય તો સમાજસેવામા જ કેમ ન ઝપલાવો? અને જો સમાજસેવા પાછળ ચોવીસે કલાક ગાળવાની ધગશ ન હોય, નવરાશ પૂરતુ જ દેશસેવાનુ કામ કરવુ હોય, અને મોક્ષની ઇચ્છા પણ પ્રબળ ન હોય, તો કરજમુક્ત થતાવેંત પરણી લો તો એમા શુ ખોટુ?

*    *    *

સામાન્યપણે કરજનો બોજો કરજ કરનાર ઉપર અથવા એની મિલકત ઉપર હોય છે કોઈએ તમારા પિતાને કરજ આપ્યુ તે તમને જોઈને આપ્યુ નથી તમારા પિતાની બાહોશી અથવા તમારી મિલકત જોઈને કરજ આપ્યુ હશે મિલકત ઉપરનો તમારો તમામ હક ઉઠાવી લો તો કરજની જવાબદારી એની મેળે તમારા માથા પરથી ઊતરી જાય છે, પણ એ બધુ દેશસેવા પાછળ જ આખુ જીવન ગાળવાનુ હોય તો

'લગ્ન કેમ નથી કરવુ' એનો પ્રથમ મન સાથે પાકો વિચાર કરો એ કારણો નિશ્ચિત હોય તો લગ્ન ન કરવાના નિશ્ચયમા કાયમ રહેજો અને એના ગમે તેવા પરિણામ આવે તો તે ધીરજપૂર્વક સહન કરજો ઘર છોડીને ભાગી જવાની જરૂર નથી તમારી પ્રવૃત્તિ અને તમારી જીવનવૃત્તિ જ એવી રીતે કેળવો કે અનિષ્ટ વસ્તુઓ તમારી પાસેથી ભાગી જાય શરાબ પીનાર લોકોની મડળીમા મારા જેવો જઈને બેસે તો, કા તો તેઓ ત્યાથી ભાગી જશે અથવા મને હાકી કાઢશે આ એક દૃષ્ટાત પરથી તમે બધુ સમજી લો

તમારે ત્યા ચાલતી બધી સારી જાહેર પ્રવૃત્તિઓ સાથે તમારો સમભાવ અને સદ્ભાવ રહે એ ઠીક છે પણ કૂતરુ ખડ ખાય તેમ દરેકમા ભાગ લેવો અને દરેક ઠેકાણે થોડુક થોડુક કામ કરવુ એમા શ્રેય નથી તમારી શક્તિની તોલે આવે એવુ કોઈ એક કામ — એક જ કામ — લઈને બેસી જાઓ એટલે આત્મશ્લાઘા કે આડંબરના દોષ પણ વધે નહી, અને બધી પ્રવૃત્તિ દોરવાની વાસના પણ જાગશે નહીં

દુનિયામા દોષો અનત છે આપણને જે અત્યત ઘાતક લાગતા હોય એટલાનો જ આપણે વિરોધ કરીએ, અને તે પણ આપણી શકિત વિખેરાઈ ન જાય એવી રીતે જ વડીલોની શાતિ એ પણ આપણી કાર્યશક્તિમા અમુક રાશે મૂડીરૂપ છે તેથી ક્ષુલ્લક બાબતોમા મતભેદ હોય ત્યા એમની ઈચ્છાને માન આપવુ જ્યા મહત્ત્વનો સવાલ હોય ત્યા નમ્રતાપૂર્વક અને સહનશીલતાપૂર્વક મક્કમ રહેવુ

ટૂકમા, પ્રવૃત્તિની વિવિધતા અને નવરુ ચિંતન એ તમને ખૂબ નડયા છે એમ મને લાગે છે એ કારણે જીવન છીછરુ થઈ જાય છે, અને રસનો વ્યભિચાર થાય છે એક જ કામને વળગીને ઊંડા ઊતરવાથી તમારુ જીવન તમને સમાધાન આપશે અને તે પરિપુષ્ટ થશે સાધના વગરનુ સાહિત્યવાચન એ નબળાઈ આણનારુ બની જાય છે ઘણા એ દોષ કરે છે એટલા માટે તે દોપ મટી જતો નથી એટલે એક પ્રવૃત્તિ પાછળ મડી પડો એ જરૂરનુ છે શુ કરો છો તે મને જણાવતા રહેશો

૨૯-૮-'૨૯

# ૪૧

# બ્રહ્મચર્ય કે વૈધવ્ય ?*

દરેક ધર્મમા બ્રહ્મચર્યનો મહિમા ગવાયો છે બ્રહ્મચર્ય એ જ પરમ તપ છે, બ્રહ્મચર્યમા જ સામર્થ્ય છે, બ્રહ્મચર્યથી જ મોક્ષ મળી શકે છે, સપૂર્ણ બ્રહ્મચારીને માટે આ દુનિયામા અશક્ય જેવુ કશુ નથી, એમ આપણા શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે

બ્રહ્મચર્ય જેટલુ કલ્યાણકારી છે તેટલુ જ અઘરુ પણ છે ખાડાની ધાર પર ચાલવુ એ જેટલુ કઠણ છે તેટલુ જ બ્રહ્મચર્યનુ પાલન પણ કઠણ છે તેથી જ એને અસિધારાવ્રત કહ્યુ છે એ એટલુ કઠણ છે તેથી જ એની સૌમ્ય અને સાધારણ જનસાધ્ય આવૃત્તિઓ પણ તૈયાર કરવી પડી છે ભિન્ન ભિન્ન સ્થિતિના માણસો માટે બ્રહ્મચર્યની ભિન્ન ભિન્ન વ્યાખ્યા કરવામા

* આ લેખમા બ્રહ્મચર્ય એટલે દરેક જાતનો સ્વેચ્છાસ્વીકૃત સયમ, વૈધવ્ય એટલે પરાણે પાળેલો સયમ, અને સસ્કાર એટલે સમાજ તરફથી બાહ્ય નિયમો દ્વારા લાદેલો સયમ

આવી છે વિલાસમા ડૂબી ગયેલા માણસને બ્રહ્મચર્યનો આકરો આદર્શ આકર્ષે નહીં, એટલા માટે તેની આગળ બ્રહ્મચર્યની ' स्वयोपिति रति ' એવી સૌમ્ય એટલે મોળી વ્યાખ્યા મૂકવામા આવે છે ગમે તેટલી સ્ત્રીઓ પરણનાર સમાજને માટે ચાર કરતા વધારે સ્ત્રીઓ ન કરવાની શાસ્ત્રાજ્ઞા એ પણ એક જાતનુ બ્રહ્મચર્ય જ છે

વિલાસિતા એ કુદરતી સ્થિતિ ગણાય છે, જ્યારે બ્રહ્મચર્ય એ ધાર્મિક સ્થિતિ છે સયમી ગૃહસ્થાશ્રમ એ મધ્યમ માર્ગ છે વિલાસિતા એ એક છેડો છે, બ્રહ્મચર્ય એ બીજો છેડો છે અને સયમી ગૃહસ્થી જીવન એ બેની વચ્ચે કરેલી માડવાળ છે એને પણ સ્વાભાવિક કહી શકાય, કારણ એમા પ્રાકૃતિક વાસના અને ધાર્મિક આદર્શ બન્નેની યથાસાધ્ય મિલાવટ કરવામા આવે છે સયમી ગૃહસ્થ દિવસે દિવસે બ્રહ્મચર્યના આદર્શ તરફ વધતો જવાનો

એથી વિપરીત બ્રહ્મચર્યનો એક બીજો પણ પ્રકાર છે એને બ્રહ્મચર્યનુ વિકૃત સ્વરૂપ કહી શકાય એ પ્રકાર તે વૈધવ્ય છે વૈધવ્યનો અહીં વ્યાપક અર્થ કરેલો છે વૈધવ્ય એટલે બાહ્ય બ્રહ્મચર્ય, પરાણે પાળેલુ બ્રહ્મચર્ય વૈધવ્યમા ઘણી વાર માનસિક સયમ વગરનુ એકલુ શારીરિક બ્રહ્મચર્ય જ હોય છે, અને તેથી મનમા વિલાસનુ ચિંતન બમણુ ચાલે છે એટલા માટે આ વિકૃત બ્રહ્મચર્યને માટે 'વૈધવ્ય' શબ્દ પસદ કર્યો છે

મનોવિકારને વશ થવુ એ જો વિલાસિતા હોય તો હિંસા એ પણ એક જાતની વિલાસિતા છે, અને એ જ ભાષામા અહિંસાને બ્રહ્મચર્ય કહી શકાય હિંસામા વીર્યનાશ છે અહિંસારૂપી બ્રહ્મચર્યના પાલનથી દેશમા અમોઘ વીર્ય પેદા થશે એમા સશય નથી

હિંદુસ્તાનમા અગ્રેજોનુ રાજ્ય થયુ ત્યારથી નિઃશસ્ત્ર લોકો અહિંસાનુ પાલન ખૂબ કરતા આવ્યા છે પણ એ અહિંસામા માનસિક સયમ નહોતો એમા ક્ષીણવીર્યતા અથવા વૈધવ્યદશા જ હતી આજ પણ દેશમા કેટલાક લોકો અહિંસાનુ પાલન વૈધવ્યવૃત્તિથી જ કરે છે આવા લોકોને બાહ્ય સયમનો લાભ તો જરૂર મળે છે, પણ જ્યા સુધી મનમા હિંસાનુ ચિંતન ચાલ્યા જ કરે છે ત્યા સુધી બ્રહ્મચર્યનુ વીર્ય, અહિંસાનુ તેજ તેમનામા આવવાનુ નથી

વાણીમા સયમ એ પણ એક પ્રકારનુ બ્રહ્મચર્ય જ છે પીનલ કોડના ડરથી મો બંધ રાખવુ એ વૈધવ્યદશા છે. પોતાના વિચારોને અને

ઉદ્ગારોને આપણે જેમ જેમ કાબૂમા રાખીએ છીએ તેમ તેમ અન્તઃસ્ફૂર્તિ અને વાચાસિદ્ધિ આપણને પ્રાપ્ત થાય છે

બ્રહ્મચર્યથી — સાર્વભૌમ બ્રહ્મચર્યથી અલૌકિક વીર્યલાભ થાય છે, પણ એ વીર્યલાભ સ્વેચ્છાપૂર્વક પાળેલા બ્રહ્મચર્યથી જ થવાનો સમાજમા બ્રહ્મચર્ય સ્થાપન કરવાનુ કામ ધર્મનુ છે સમાજ કે સરકાર — કેવળ વૈધવ્યદશા ઉત્પન્ન કરી શકે છે

ધર્મના જ્ઞાનથી, ધાર્મિક સાધના આચરવાથી આખા સમાજમા પ્રચડ શક્તિ કેળવાય છે તેના અભાવે સમાજમા વિલાસિતા, હિસા, મત્સર, અસૂયા, નિદા, દ્રોહ વગેરે દુર્ગુણ પ્રસરે છે અને સમાજ ક્ષીણવીર્ય થઈ નાશ પામે છે

આવો નાશ અટકાવવા માટે જ દુનિયાની દરેક સરકારે કાયદાઓ ઘડેલા છે, જેથી લોકો અસામાજિક મનોવિકારને વશ થઈ આત્મનાશ કરતા અટકે

પણ કાયદાઓ માત્ર બાહ્ય આચારનુ જ નિયત્રણ કરી શકે છે, એટલે કે બહુ તો સમાજમા અમુક પ્રકારની વૈધવ્યદશા ઊભી કરી શકે છે પણ સાચુ બ્રહ્મચર્ય તો સમાજના તારકો અને ધર્મકારો દ્વારા જ અને જાતે દાખલો બેસાડીને સમાજમા કેળવી શકાય છે

સરકારમા અને એના કાયદાઓમા બ્રહ્મચર્ય ઉત્પન્ન કરવાની શક્તિ કેમ નથી હોતી? ‘कर्तुम्-अकर्तुम्-अन्यथा कर्तुम्’ સમર્થ સરકાર આ બાબતમા આટલી અશક્ત કેમ હોય છે? જવાબ ચોખ્ખો છે સરકારનુ પોતાનુ આચરણ જ હમેશા અવળુ હોય છે પ્રજામા અહિસા સ્થાપન કરવા હાલની એકેએક સરકાર પોતે વધારેમા વધારે હિસક બને છે આજકાલ સરકારની હિસાવૃત્તિ એટલી વધી ગઈ છે કે ‘મોટામા મોટી અને વ્યવસ્થાવાળી હિસાશક્તિ એટલે જ સરકાર’ એવી વ્યાખ્યા કોઈ કરે તો તેમા ઝાઝો દોષ ન આવે.

અને તેમાયે સરકાર જ્યારે વિદેશી હોય ત્યારે તો પૂછ્યુ જ શુ? પ્રજાની ઇચ્છા વિરુદ્ધ જ્યા રાજ્ય ચાલે છે ત્યા તો પ્રજામા રહેલી બીક, લાલચ, મત્સર, વગેરે હીન વૃત્તિઓને પ્રજામા પોષીને જ આવી સરકાર નભી શકે કોઈ પણ વિદેશી સરકાર કોઈ દેશની પ્રજા ઉપર તે પ્રજાની ઇચ્છા વિરુદ્ધ રાજ્ય કરે તે કઈ નિષ્કામવૃત્તિથી કે પરોપકારવૃત્તિથી થોડી જ કરવાની? પોતાનો સ્વાર્થ સાધવાની દૃષ્ટિએ જ તેનો બધો પ્રપચ ચાલે છે અને તેથી જ સ્વાર્થી વિદેશી સરકારનુ રાજ્ય માથા પર હોવુ એ પ્રજાને માટે એક

મહાન રાષ્ટ્રીય આપત્તિ હોય છે ક્ષણે ક્ષણે પ્રજાનુ નૈતિક અધ પતન વધ્યા જ કરે છે આવી દશા હોય ત્યા પ્રજાને ઊગરી જવાનો માર્ગ એક જ છે, અને તે ઉપર વર્ણવ્યુ તેવુ સાર્વત્રિક બ્રહ્મચર્ય જ છે

૧૪-૫-'૨૨

# ૪૨

# અગત્યના પત્રો

કેટલાક અગત્યના વિષયો ઉપર બાળકોને સામાન્યપણે જોઈતી શિખામણ મળતી નથી તેથી તેઓ ખૂબ મુઝાય છે. નાજુક રીતે પણ સ્પષ્ટપણે એમને સલાહ મળે તો જીવનના ઘણા જોખમો ટળે આવી શિખામણ માબાપો જ આપી શકે તેઓ જ્યારે તેમ નથી કરતા ત્યારે શિક્ષકોને માથે એ કામ આવી પડે છે તેઓ પણ ન કરે એટલે બાળકો બેજવાબદાર સાથીઓ પાસેથી જેવી સૂચનાઓ મળે તેવી મેળવવા પ્રયત્ન કરે છે અને ઘણી વાર જોખમ ટાળવા જતા ભેવડી આફતમા પડે છે માબાપોનુ સ્થાન લઈ શકે એવા શિક્ષકો આજે કેટલા છે?

એટલે અહીં પિતાની ભૂમિકા કલ્પી કેટલાક પત્રો લખાયા છે.

## ૧

તારો કાગળ મળ્યો ભણવા માટે તને મારાથી દૂર રાખવો પડે છે તને ઘર છોડતા જેટલુ દુ:ખ થયુ તેથીયે વધારે દુ:ખ મને તને મારાથી દૂર રાખતાં થયુ છે પારકે ઠેકાણે રહેતા તને ખૂબ સંકોચ થશે એ હુ જાણુ છુ પણ કાળે કરીને એ ઓછો થશે સંકોચ સાવ જાય એમ તો હુ ઇચ્છતો પણ નથી ત્યા બધા જ કંઈ તારી વાત, તારા હેતુ અને ઉદ્દેશોને સમજી શકે એમ નથી એટલે ઘરના જેમ તુ બેખબર રહી શકતો હતો તેમ તારાથી ત્યા ન રહેવાય આવી અનેક જાતની અગવડો છે, પણ એમાથી જ તને નમ્ર થવાની પણ તક મળવાની છે મને દર અઠવાડિયે કાગળ લખવા ભૂલીશ મા મને રોજ તારુ સ્મરણ થાય છે

ઉદ્ગારોને આપણે જેમ જેમ કાબૂમા રાખીએ છીએ તેમ તેમ અન્તર્સ્ફૂર્તિ અને વાચાસિદ્ધિ આપણને પ્રાપ્ત થાય છે

બ્રહ્મચર્યથી — સાર્વભૌમ બ્રહ્મચર્યથી અલૌકિક વીર્યલાભ થાય છે, પણ એ વીર્યલાભ સ્વેચ્છાપૂર્વક પાળેલા બ્રહ્મચર્યથી જ થવાનો સમાજમા બ્રહ્મચર્ય સ્થાપન કરવાનુ કામ ધર્મનુ છે સમાજ કે સરકાર — કેવળ વૈધવ્યદશા ઉત્પન્ન કરી શકે છે

ધર્મના જ્ઞાનથી, ધાર્મિક સાધના આચરવાથી આખા સમાજમા પ્રચડ શકિત કેળવાય છે તેના અભાવે સમાજમા વિલાસિતા, હિંસા, મત્સર, અસૂયા, નિંદા, દ્રોહ વગેરે દુર્ગુણ પ્રસરે છે અને સમાજ ક્ષીણવીર્ય થઈ નાશ પામે છે

આવો નાશ અટકાવવા માટે જ દુનિયાની દરેક સરકારે કાયદાઓ ઘડેલા છે, જેથી લોકો અસામાજિક મનોવિકારને વશ થઈ આત્મનાશ કરતા અટકે

પણ કાયદાઓ માત્ર બાહ્ય આચારનુ જ નિયત્રણ કરી શકે છે, એટલે કે બહુ તો સમાજમા અમુક પ્રકારની વૈધવ્યદશા ઊભી કરી શકે છે પણ સાચુ બ્રહ્મચર્ય તો સમાજના તારકો અને ધર્મકારો દ્વારા જ અને જાતે દાખલો બેસાડીને સમાજમા કેળવી શકાય છે

સરકારમા અને એના કાયદાઓમા બ્રહ્મચર્ય ઉત્પન્ન કરવાની શક્તિ કેમ નથી હોતી? 'कर्तुम्-अकर्तुम्-अन्यथा कर्तुम्' સમર્થ સરકાર આ બાબતમા આટલી અશક્ત કેમ હોય છે? જવાબ ચોખ્ખો છે. સરકારનું પોતાનુ આચરણ જ હમેશા અવળુ હોય છે પ્રજામા અહિંસા સ્થાપન કરવા હાલની એકેએક સરકાર પોતે વધારેમા વધારે હિંસક બને છે આજકાલ સરકારની હિંસાવૃત્તિ એટલી વધી ગઈ છે કે 'મોટામા મોટી અને વ્યવસ્થાવાળી હિંસાશક્તિ એટલે જ સરકાર' એવી વ્યાખ્યા કોઈ કરે તો તેમા ઝાઝો દોષ ન આવે.

અને તેમાયે સરકાર જ્યારે વિદેશી હોય ત્યારે તો પૂછવુ જ શુ? પ્રજાની ઇચ્છા વિરુદ્ધ જ્યા રાજ્ય ચાલે છે ત્યા તો પ્રજામા રહેલી બીક, લાલચ, મત્સર, વગેરે હીન વૃત્તિઓને પ્રજામા પોષીને જ આવી સરકાર નભી શકે કોઈ પણ વિદેશી સરકાર કોઈ દેશની પ્રજા ઉપર તે પ્રજાની ઇચ્છા વિરુદ્ધ રાજ્ય કરે તે કઈ નિષ્કામવૃત્તિથી કે પરોપકારવૃત્તિથી થાડી જ કરવાની? પોતાનો સ્વાર્થ સાધવાની દૃષ્ટિએ જ તેનો બધો પ્રપચ ચાલે છે અને તેથી જ સ્વાર્થી વિદેશી સરકારનુ રાજ્ય માથા પર હોવુ એ પ્રજાને માટે એક

મહાન રાષ્ટ્રીય આપત્તિ હોય છે ક્ષણે ક્ષણે પ્રજાનુ નૈતિક અધ:પતન વધ્યા જ કરે છે આવી દશા હોય ત્યા પ્રજાને ઊગરી જવાનો માર્ગ એક જ છે, અને તે ઉપર વર્ણવ્યુ તેવુ સાર્વત્રિક બ્રહ્મચર્ય જ છે

૧૪–૫–'૨૨

## ૪૨

## અગત્યના પત્રો

કેટલાક અગત્યના વિષયો ઉપર બાળકોને સામાન્યપણે જોઈતી શિખામણ મળતી નથી તેથી તેઓ ખૂબ મૂઝાય છે નાજુક રીતે પણ સ્પષ્ટપણે એમને સલાહ મળે તો જીવનના ઘણા જોખમો ટળે આવી શિખામણ માબાપો જ આપી શકે તેઓ જ્યારે તેમ નથી કરતા ત્યારે શિક્ષકોને માથે એ કામ આવી પડે છે તેઓ પણ ન કરે એટલે બાળકો બેજવાબદાર સાથીઓ પાસેથી જેવી સૂચનાઓ મળે તેવી મેળવવા પ્રયત્ન કરે છે અને ઘણી વાર જોખમ ટાળવા જતા બેવડી આફતમા પડે છે માબાપોનુ સ્થાન લઈ શકે એવા શિક્ષકો આજે કેટલા છે?

એટલે અહીં પિતાની ભૂમિકા કલ્પી કેટલાક પત્રો લખાયા છે.

### ૧

તારો કાગળ મળ્યો ભણવા માટે તને મારાથી દૂર રાખવો પડે છે તને ઘર છોડતા જેટલુ દુ ખ થયુ તેથીયે વધારે દુ:ખ મને તને મારાથી દૂર રાખતા થયુ છે પારકે ઠેકાણે રહેતા તને ખૂબ સકોચ થશે એ હુ જાણુ છુ પણ કાળે કરીને એ ઓછો થશે સકોચ સાવ જાય એમ તો હુ ઈચ્છતો પણ નથી ત્યા બધા જ કઈ તારી વાત, તારા હેતુ અને ઉદ્દેશોને સમજી શકશે એમ નથી એટલે ઘરમા જેમ તુ બેખબર રહી શકતો હતો તેમ તારાથી ત્યા ન રહેવાય આવી અનેક જાતની અગવડો છે, પણ એમાથી જ તને સરસ કેળવણી પણ મળવાની છે મને દર અઠવાડિયે કાગળ લખતા ભૂલીશ મા મને રોજ તારુ સ્મરણ થાય છે

તારે ત્યા શિક્ષકો તો ઘણા છે પણ મેં તને ભાઈને સોપ્યો છે જે મૂઝવણ હોય તે છૂટથી એમને જ કહેવી

## ૨

તુ નાનો હતો ત્યારે તારી માની થાળીમા તુ જમતો એઠુ શુ એનુ તને ભાન નહોતુ પછી તેં જોઈ લીધુ કે તારો એઠો વાટકો કોઈ વાપરતુ નથી, પણ તને માત્ર એઠા વાડકામા ખાવા આપે છે તે વખતે તને કેટલુ માઠુ લાગ્યુ હતુ! તે દિવસથી મેં ઘરમા બધાને કહી રાખેલુ, 'હવે . મોટો થયો છે, હવે એ કોઈનુ એઠુ નથી ખાવાનો' એ બધુ તને યાદ છે? સૌએ મારો નિયમ વધાવી લીધો, પણ તને જ એ નિયમ વધારેપડતો આકરો લાગ્યો તેં કહ્યુ, 'પણ હુ જમીશ તો બાની થાળીમા જ હો!' મેં ઝટ હા પાડી દીધી એનુ કારણ શુ હશે?

આજે તને એઠી પથારી વિષે જણાવવા માગુ છુ જેમ પારકાનુ એઠુ ખવાય નહીં તેમ પારકાની એઠી હૂફ પણ લેવાય નહીં એક જણે વાપરેલા કપડા ધોયા વગર વાપરવા આપણને કદી ગમે ખરા? બીજાના પરસેવાની આપણને સૂગ ચઢે જ પણ બીજાની હૂફ પણ સૂગ રાખવા લાયક વસ્તુ છે

સવારે ઊઠીને તારી પથારી ખખેરી નાખજે બની શકે તો એકાદ કલાક તડકામા નાખજે અને પછી એનો વીંટો વાળી એક કોરે મૂકી દેજે પથારી તો રાત્રે સૂતી વખતે જ ખોલાય આખો દિવસ પથારી ખુલ્લી રહે તો તે માણસને એદી બનાવે છે ગમે તે આવી એ પથારી પર બેસે અને ઓળખાણ વધતા પથારી પર આળોટે પણ ખરો સગડીનો તાપ જેમ માણસને આળસુ બનાવે છે તેમ પથારી એદી બનાવે છે જેની પથારી હમેશા પાથરેલી રહે છે એ માણસની દોસ્તી કરતા પહેલા ચેતજે એવા માણસને સ્વચ્છતાનો ખ્યાલ નથી હોતો. સ્વચ્છ માણસને એક વાર છોડેલી પથારીની હૂફમા ફરી વાર ઘૂસવુ પણ ગમતુ નથી

તારે કોઈની પથારી પર બેસવુ નહીં. આળોટવાની તો વાત જ શી? તારી પથારીમા પણ કોઈને બેસવા દેવો નહીં કોઈ માદુ હોય ત્યારે આ નિયમ ન સચવાય એ ખરુ પણ ત્યા પણ બને તેટલો એ નિયમ જાળવવો જ.

## ૩

તને ખસ થઈ છે એ ભારે આશ્ચર્ય કહેવાય લગોટ પહેરીને નદીમા નહાય છે એ તો સારુ જ છે પણ છાતી ડૂબે એટલા પાણીમા ઊભા રહી, લગોટ ઢીલો કરી અંદરનો ભાગ બરાબર સાફ કરવો એ જરૂરનુ નથી? શરીર તો આખુ ચોખ્ખુ હોવુ જોઈએ જ્યા જ્યા પરસેવો વળે ત્યા ત્યા તો વળી વધારે સ્વચ્છતા રાખવાની જરૂર છે શરીર ભીનુ થયુ એટલે નાહ્યા એમ તો નથી જ ને? આખુ ડિલ ચોળીને નાહવુ જોઈએ પરસેવો નીકળી જાય, શરીરને ચોંટેલી માટી નીકળી જાય એટલો જ નાહવાનો ઉદ્દેશ છે એમ ન માનતો આપણી ચામડી રોજ થોડી થોડી મરે છે એ ઉપરનુ મરી ગયેલુ સૂક્ષ્મ પડ કે પોપડો ચોળીને કાઢી નાખવો જોઈએ તો જ ચામડી નીરોગી રહે છે ડિલ ચોળવાથી શરીરમા લોહી પણ ઉત્તમ રીતે ફરે છે જેમ આપણે શ્વાસોચ્છ્વાસ કરીએ છીએ તેમ ચામડી પણ એક જાતનો શ્વાસોચ્છ્વાસ કરે છે શરીર પર મેલ બાઝે તો એ શ્વાસોચ્છ્વાસ રૂંધાય છે

ચામડી સ્વચ્છ ન હોય તો ત્યા ચળ ઊપડે છે અને એ કેટલી શરમની વાત ગણાય! શરીરનો કોઈ પણ ભાગ ખજવાળવો પડે એના કરતા મોટી ફજેતી બીજી નથી

અત્યારે તો આટલુ તુરત કરજે તારો લગોટ અને તારુ ધોતિયુ રોજ આળસ કર્યા વગર ઊકળતા પાણીમા બાફી કાઢજે ખસના સૂક્ષ્મ જતુઓ હોય છે તે ચામડી પર પણ રહે છે અને કપડામા પણ રહે છે એટલા માટે પહેરવાના કપડા રોજ સાફ ધોયેલા હોય અને પથારી પણ રોજ તડકામા નાખેલી હોય તો સારુ

## ૪

તને સજા થઈ એનુ મને કઈ નથી લાગતુ પણ પેલા છોકરાએ તને બચ્ચી કરી લીધી એ તેં સાખ્યુ નહીં એ મને ખૂબ ગમ્યુ ઉંમરે એ મોટો છે, વધારે બળવાન છે એમ ધારી જો તુ એ સહન કરી લેત તો મારે તારે માટે શરમાવુ પડત એણે તને ભલે ચાર તમાચા માર્યા, પણ તેં એને નિર્ભય થઈને છોકરાઓના દેખતા એક જ તમાચો ચોડચો એની અસર એના પર અને તારા પર આખો જન્મારો રહેવાની તેં જો શિક્ષકને બધી વિગત

કહી હોત તો શિક્ષક તને સજા ન કરત પણ તને બચ્ચીની વાત કરતા શરમ આવી આવે વખતે શરમ સ્વાભાવિક છે, પણ જરૂરની નથી ખરાબ છોકરાઓ આવી શરમનો પણ લાભ લે છે

આજે હુ તારા શિક્ષક પર તારો કાગળ મોકલુ છુ એટલા જ ઉદ્દેશથી કે એ તને ઓળખે બાકી જ્યારે જ્યારે તારી કસૂર વગર તને સજા થાય ત્યારે ત્યારે તારો બચાવ કરવા હુ નથી આવવાનો અન્યાય વગર સજા ઘણી વાર માણસને થાય છે એ ભોગવી છૂટીએ બીજુ શુ થાય? શિક્ષકે ન્યાય સમજીને જ તને સજા કરી છે શિક્ષક પર મનમા ખોટુ લગાડીશ મા

૫

રજામા તમે મુસાફરીએ જવાના છો એ સારુ છે મુસાફરીના લાભ વિષેનો ભાઈનો નિબધ વાચી ગયો છુ એની શૈલી ગૂચાળી છે એમા કયા કયા મુદ્દાઓ આવ્યા છે તે મને લખી મોકલીશ?

મુસાફરીના કેટલાક નિયમો તને અહીં કહીં દઉં છુ તુ નાનો છે એટલે મુસાફરીમા ઘણી વાર તને થાક લાગશે તારો બોજો ઊચકતા તને મુશ્કેલી પડશે પગમા જોડા ડખશે કોક વાર તાવ પણ આવશે દોડવામા તુ પાછળ પડીશ આવે વખતે મૂઝાઈ ન જવુ તને ખબર ન હોય તોયે તારી સાથેના શિક્ષકની તારા પર નજર હશે જ મુસાફરીનો એક મુખ્ય લાભ પેલા નિબધમા ગણાવવો રહી ગયો છે મુસાફરીથી પ્રસગાવધાન કેળવાય છે, કયે પ્રસગે શુ સમજવુ અને શુ કરવુ એની માણસને સૂઝ પડે છે એવે વખતે જાગ્રત રહીએ તો જ મુસાફરીનો બધો આનદ અને બધો લાભ ચૂસી શકીએ

બોજો ઊંચકવાની તારી શક્તિ ભલે ઓછી હોય, પણ ઓછા સામાનથી ચલાવવાની તાકાત તુ જરૂર કેળવી શકે છે કોઈના પર ભારરૂપ ન થતો જેટલા છોકરાઓ મદદ કરવા ઇન્તેજાર હોય છે તે બધા જ કઈ સારા નથી હોતા કેટલાક તો મદદ કરીને આપણને ઓશિયાળા બનાવે છે તેમની મદદ એક જાતનુ છૂપુ કરજ હોય છે આપણે ન ઇચ્છીએ એવી રીતે અનેક વખતે તેઓ મદદનો બદલો માગે છે આપણને જે મદદ કરે છે તેના દોષો તરફ આપણે આધળા થઈ જઈએ છીએ, અને પછી એની ટેવોનો આપણને ચેપ લાગે છે આપણી ખરેખરી અગવડ જોઈને જે આપણને

જરૂર જેટલી જ મદદ કરે તે સાચો મદદગાર પણ આપણી સાથે વિશેષ પરિચયમા આવવાની ઈંતેજારીથી જે મદદ ઠાલવવાની તક જ શોધતો ફરે છે તેને વિષે જરૂર ચેતવુ જોઈએ યુરોપના વેપારીઓએ, ઈજિપ્ત, ઈરાન વગેરે દેશોના રાજાઓને મોમાગ્યા પૈસા ધીર્યા, જાતજાતની લાલચ બતાવી અને અતે એમના રાજ્યો પોતાના સકજામા લીધા

થાક લાગ્યો હોય તો પોતાના પગને પોતે જ માલિશ કરવી ગોઠણ નીચેની પિંડીની માલિશ જરૂરની છે જાઘની માલિશ તો કોઈની પાસે કરાવીએ જ નહીં પોતાની પથારી સ્વતત્ર રાખવી બની શકે તેટલી અગવડ ઉત્સાહ-પૂર્વક વેઠી લેવી ન જ ચાલે ત્યા શિક્ષકોની કે ઓળખીતા મિત્રોની મદદ લેવી જેમ આપણે અજાણ્યા માણસને ત્યા જમવા જતા નથી તેમ અપરિચિત માણસની સેવા કે મદદ પણ આપણાથી ન લેવાય

ગીતામા 'તિતિક્ષા' શબ્દ આવે છે એ તને યાદ છે? એ ભારે ગુણ છે જે અગવડ દૂર ન થઈ શકે તે સહન કરવા જેટલી બહાદુરી જેનામા નથી તે મર્દ ન કહેવાય

૬

પેલા રમણને જેના તેના ખભા પર હાથ મૂકી ચાલવાની ટેવ છે એ હુ જાણુ છુ એ ટેવ આપણે પસદ ન કરીએ પણ એટલા પરથી એ છોકરો ખરાબ જ છે એવુ અનુમાન કાઢવામા ભૂલ થાય છે એ છોકરો જરા અવ્યવસ્થિત છે, અને નાનપણમા લાડમા ઊછરેલો હશે એને બેચાર વાર કહીશ તો એની ટેવ નીકળી જશે એ એટલો નિખાલસ છે કે તુ એને ચાર વાર કહીશ તોયે એને માઠુ લાગવાનું નથી એ તો તારો આભાર જ માનશે કેટલાક છોકરાઓને વિવેક નથી આવડતો, છતા તેઓ હૃદયના અને આચરણના સ્વચ્છ હોય છે જ્યારે કેટલાક છોકરાઓ ઠાવકાઈ અને વિવેકમા એક્કા હોય છે, પણ એની પાછળ ઘણો સડો ઢકાયેલો હોય છે

રમણ સવારસાજ નિયમિત પ્રાર્થના કરે છે એની પ્રાર્થના કોઈ દહાડો પડી નથી બુદ્ધ ભગવાનની મૂર્તિનુ અનુકરણ કરી એ ધ્યાનનો ડોળ નથી કરતો એની બા ભારે સાત્ત્વિક બાઈ હતા એમનો વારસો રમણમા ઊતર્યો છે તારી હિંમત હોય તો આ કાગળ રમણને બતાવજે અને પછી છૂટથી એની સાથે વાતો કરજે.

૭

કસરતશાળામા આપણે ઉઘાડા રહીએ એની શરમ શાની? ચડ્ડી કે લગોટ પહેર્યો હોય એટલે બસ છે લગભગ માથાથી પગ સુધી આખુ શરીર ઢાકી રાખવુ એ કઈ વિવેકનુ આવશ્યક અગ નથી કપડાનો મૂળ ઉદ્દેશ શરીર-રક્ષાનો છે ઠડા પ્રદેશમા ફ્રૉક, પાયજામા, મોજા બધુ જોઈએ આપણી હવામા એની શી જરૂર? આજકાલના છોકરાઓ કસરત કરતા નથી નિયમસર પૌષ્ટિક ખોરાક ખાતા નથી કષ્ટ વેઠવાનુ તો ભૂલી જ ગયા છે પરીક્ષાની ચિંતા કરી ઉજાગરા કરે છે પછી એમના શરીર પાપીના પિતર જેવા દૂબળા-પાતળા અને નાજુક દેખાય તો તેમા આશ્ચર્ય શુ? આવા રોગીલા શરીર લઈને ઉઘાડા ફરવાની એમને શરમ હોય જ ના! આરોગ્યની સુદરતા અને કાતિ ન હોય એટલે હાડપિંજર કપડા વતી ઢાકી રૂપ કાઢવાનુ મન થાય છે એક કાઢે એટલે બીજો કાઢે હવે તો એનો સપ્રદાય જ ચાલ્યો છે હુ તો જ્યા જોઉં ત્યા છોકરાઓ એકબીજાના વાળ, પોશાક, સેંથા, ચશ્મા, બધા તરફ ઈર્ષાની નજરે જુએ છે અમે નાના હતા ત્યારે છોકરીઓની આવી ઈર્ષાળુ વૃત્તિ જોઈ અમે એમને ચીડવતા આજના જમાનામા છોકરાઓમા જ એ વધારે દેખાય છે

કસરતશાળામા દરેકની સાચી પરીક્ષા થાય છે કેટલાક તો એ શરમમાથી બચવા માટે કસરતશાળાનો જ ત્યાગ કરે છે તને તો એવી શરમ નથી ને? તારુ શરીર તદુરસ્ત છે અને તેં ખેતીનુ કામ ખૂબ કર્યું છે, તારે શરમાવા-પણુ નથી અથવા કોઈની અદેખાઈ કરવાપણુ પણ નથી

તા ક .—'પાપીના પિતર'નો અર્થ તારા ધ્યાનમા નહીં આવ્યો હોય બ્રાહ્મણોએ દૂબળા-પાતળા માણસ માટે આ નામ રાખ્યુ લાગે છે પાપી માણસ મરી ગયેલા વડીલોનુ શ્રાદ્ધ ન કરે, તેથી એના એ પિતરોને સ્વર્ગમા ખાવાનુ કશુ નથી મળતુ બિચારા સાવ લેવાઈ જાય છે અને આમતેમ ટળવળતા ફરે છે એ કલ્પના પરથી સુકલકડી માણસને 'પાપીનો પિતર' કહે છે

૮

તારી દલીલ મારે ગળે નથી ઊતરતી સારા કપડાની છાપ પડે છે એ વાત સાચી, પણ એવી છાપની મદદથી આપણે ફાવીએ એ આપણને

છાજે? કપડા સ્વચ્છ હોય, સુઘડ હોય, અને જરૂર જેટલા જ હોય. સાદાઈની અને તદુરસ્ત નિખાલસ ચહેરાની છાપ કઈ ઓછી પડતી નથી. સારા લોકો એ જ પસદ કરતા આવ્યા છે ચકોર લોકો ટાપટીપ જેઈને બહારથી વધારે આદર બતાવે છે ખરા, પણ મનમા તો આપણી લાયકાતમાથી કેટલાક ટકા બાદ જ કરે છે મોજશોખ અને કૃત્રિમ ટાપટીપ એ બેજવાબદારીના, છીછરાપણાના અને ગુલામી વૃત્તિના લક્ષણો છે. તારી નિશાળમા બહુ ફેશનેબલ પોશાક પહેરનાર છોકરાઓ પ્રત્યે શિક્ષકોનો વધારે સદ્‌ભાવ હોય છે એવુ તારા જોવામા આવ્યુ છે? એકાદ શિક્ષક પોતે જ એ જાતના હોય તો કોણ જાણે ફેશનથી બાહ્ય આદર અને વિવેકનો આવકાર જરૂર મળે છે, કેમ કે એ જમાનાનુ માહાત્મ્ય છે પણ પ્રેમ અને વિશ્વાસનો પક્ષપાત તો સાદાઈ તરફ જ હોય છે

તારો આગ્રહ જ હોય તો ભલે તુ પણ ફેશનનો અનુભવ લે પણ ઘેર આવીશ ત્યારે મારી જોડે ફરવા નીકળતા પણ તને સકોચ થશે એ યાદ રાખજે



તેં મોકલેલી કાપલી હુ વાચી ગયો ગ્રીક લોકો પણ એમ જ માનતા 'નગ્ન રૂપનુ દર્શન પવિત્ર છે, એને લીધે સૌમ્ય વૃત્તિઓ કેળવાય છે, એ હમેશા જોવાથી ખોટી શરમ નીકળી જાય છે, ગુલાબનુ ફૂલ, ચતુર્થીનો ચદ્રમા કે હરણનુ બચ્ચુ જોઈને આપણને જે શુદ્ધ સૌંદર્યનો પવિત્ર આનદ મળે છે તે જ આનદ સ્ત્રી-પુરુષના અવયવના દર્શનથી માણસ લઈ શકે છે,' એવી એવી અનેક દલીલો જૂના કાળથી આપણે સાભળતા આવ્યા છીએ. એ નર્યો દભ છે એમ તો ન કહેવાય પણ દરેક માણસે પોતાના હૃદયને જ પૂછવુ જોઈએ જમણવારમા એકબીજાને મિષ્ટાન્ન ખાવાનો આગ્રહ કરનાર લોકો નિર્દોષ હોય છે એમ મનાય કે? બધા એક જ દોષમા પડ્યા હોય એટલે કોણ કોનો વાક જુએ? તારી ઉંમર હવે કઈ નાની નથી એક તરફથી તમે લોકો સસ્કૃત નાટકો અને અગ્રેજી કવિતા કે નવલકથાઓ વાચી રસિકતા કેળવો છો, બીજી તરફ કળાને નામે નગ્નરૂપ કોઈ યોગીની નિર્વિકાર દૃષ્ટિએ નિહાળવાનો ડોળ કરો છો કસરતશાળામા ઉઘાડા થઈ દડ પીલતા તમને શરમ

ઊપજે છે, જ્યારે તમારી નિશાળની વિદ્યાર્થિનીઓ જોડે દોસ્તી કેળવવા દરેક જાણ ઇન્તેજાર દેખાય છે આ બધુ છે શુ?

હુ કબૂલ કરુ છુ કે જ્યા સુધી ઘરમા કેળવાયેલી ખાનદાની જાગ્રત છે, ત્યા સુધી આ બધુ સભ્ય રીતે ચાલી શકે છે સમાજ વાધો ઉઠાવે એવુ એમાથી કશુ ન નીકળે પણ, તમારુ અતર શુ કહે છે?

તમે લોકો અમારી આગળ એક રીતે વાતો કરો છો જ્યારે માહોમાહે તમારી રોમેન્ટિક વાતો ચાલે છે ત્યારે તો જુદી જ વસ્તુ દેખાઈ આવે છે આપણે ખરડાયા નથી એટલુ કાયદેસર સિદ્ધ થાય એટલે બસ, એ જ શુ તમારા લોકોનો પવિત્રતાનો આદર્શ છે? મેલની શરૂઆત મનમાથી થાય છે ભાઈએ પોતાના મિત્રના કાગળો વાચવાનો મને આગ્રહ કર્યો મેં તેમ કરવાની ના પાડી પછી તો એ મિત્ર પોતે જ એ કાગળો લઈ મારી પાસે આવ્યા તેમને મારી સલાહની જરૂર હતી હુ જોઈ શક્યો કે વિચાર-શુદ્ધિને અભાવે એ બિચારાના મનમા ભારે આત્મવચના ચાલતી હતી સયમની કે સ્વાતત્ર્યની બધી દલીલો કોરે મૂકી પોતાના હૈયાની લાગણીઓને જ પૂછો આપણે ઇરાદાપૂર્વક પોતાને કે બીજાને છેતરવા ન મથીએ તો આપણે આધળા ન જ થઈએ મેં ઘણી ઘણી વસ્તુઓનો અહીં ફક્ત ઇશારો જ કર્યો છે જેટલુ ન સમજાય તેટલુ હાલ છોડી દેજે

## ૧૦

છોકરાછોકરીઓ સાથે ભણે એનો હુ વિરોધ કરુ છુ એવુ અનુમાન ત શા પરથી કાઢ્યુ? તારા પિતાશ્રી સાથે આ વિષય પર મેં ચર્ચા કરેલી ખરી, પણ તે વખતે તુ ઘેર નહોતો અને તારા પિતાશ્રી તો હજી પણ એમ જ માને છે કે તારી મુગ્ધતા ભાગી નથી

છોકરાછોકરીઓ સાથે ભણે કે નહીં એટલો જ જો કોઈ મને સવાલ પૂછે તો હુ કહુ 'હા અને ના' એ બધુ સજોગો, વાતાવરણ અને કૌટુબિક સસ્કાર પર આધાર રાખે છે પરસ્પર સબધનો સામાજિક આદર્શ ચોક્કસ અને સ્થિર હોય એવે વખતે જે વસ્તુ નિર્દોષ અને અભિનદનીય લાગે, તે જ વસ્તુ સામાજિક આદર્શમા અરાજક પ્રવર્તતુ હોય ત્યારે દોષરૂપ થઈ પડે છે વડીલ જેમ જુદા જુદા કજિયામા જુદી જુદી અને પરસ્પરવિરોધી

દલીલો કરતા પણ શરમાતા નથી તેમ આજકાલની સામાજિક ચર્ચામા ચાલે છે

એક જ ઘરમા ભાઈબહેન, દિયરભાભી વગેરે બધા સાથે રહે છે, અને એમાં જો કશુ વાધાભરેલુ નથી લાગતુ તો એક જ સમાજના છોકરાછોકરીઓ સાથે ભણે એમા શો વાધો હોઈ શકે? આ દલીલ સપૂર્ણ છે હુ એ દલીલ સ્વીકારુ પણ છુ, પણ કુટુબના દાખલામા જે વાતાવરણ ગૃહીત છે તે જ વાતાવરણ નિશાળમા રાખવાની ખોળાધરી અપાય છે? અને 'એક જ સમાજના' એ વિશેપણનો અર્થ હમેશા એક જ રીતે કરશો? અરે, એવી કેટલીયે યુક્તિઓ ઉઘાડી પાડી શકાય છડેચોકે એમ કેમ ન કહો કે 'સહશિક્ષણ અપરિહાર્ય છે, એને માટે અમુક જોખમો ખેડચે જ છૂટકો?' એક પક્ષ ધારે છે એટલુ જોખમ એમા નથી, અને બીજો પ્રશ્ન કલ્પે છે તેટલી નિર્દોપ રમણીયતા પણ એમા નથી ઉઘાડી આખે પ્રયોગો કરવાને સમાજ સ્વતત્ર છે પણ આત્મવચના અને સમાજવચના તો એમા ન જ હોવી જોઈએ. છોકરાઓ રૂપ કાઢે, છોકરીઓ વિનોદની જેટલી છૂટ લઈ શકાય તેટલી બધી લેવાને ઇંતેજાર હોય, 'ચિત્રાગદા' કે 'રોમિયો અને જુલિયેટ'નુ વાચન ચાલતુ હોય, નીતિના આદર્શો એ ફક્ત સમાજે રૂઢ કરેલા તાત્કાલિક નિયમો છે એવી મીમાસા શિક્ષકો કરતા હોય, કોઈએ કોઈના ઉપર ચોકી રાખવી અથવા કોઈના આચરણ વિપે ચર્ચા કરવી એ નિદ્ય છે એ ઉત્તમ નિયમની પણ હિમાયત ચાલતી હોય, અને ત્યા તમે કહો કે 'સહશિક્ષણ સામે તમારો શો વાધો?' તો હુ એટલો જ જવાબ આપુ स वै मुक्तोऽथवा खल. । વચમા એક કાચ રાખી બે જણ એકબીજાનુ ચુબન લે અને કહે કે 'અમે અડચા નથી માટે પવિત્ર છીએ' તો એને તમે શો જવાબ આપશો? નફ્ટાઈની કઈ હદ?

## ૧૧

જે વસ્તુ વગર આપણુ ચાલતુ નથી તે વસ્તુનુ નામ લેતા આપણને કેમ આટલો સકોચ થાય છે? જો આપણે આરોગ્ય અને સ્વચ્છતા ચાહતા હોઈએ તો શૌચકૂપ વગર આપણુ નહીં ચાલે શૌચકૂપ એ શબ્દ જ સ્વચ્છતામાથી આવેલો છે અને જાજરૂ એટલે જાય જરૂર (જરૂરની જગા) છતા એનુ નામ લેતા આપણને કેટલો સકોચ થાય છે! અને શૌચકૂપો પણ

આપણે કેટલા ગંદા રાખીએ છીએ? જે જગાએ રોજ સવારના શાંત સમયે એકાગ્ર અને એકાંતમાં આપણે વખત ગાળીએ છીએ તે સ્થાનને પવિત્ર રાખવાને બદલે આપણે સામાન્ય જેટલા પણ સ્વચ્છ રાખતા નથી મોટા મોટા ગણિતીઓ અને મુત્સદ્દીઓ અને ધર્મોપદેશકો એકરાર કરે છે કે શૌચકૂપના એકાંતમાં એમને મહત્ત્વના નિર્ણયો સૂઝ્યા છે મૂંઝવણના ઉકેલો મળ્યા છે, અથવા નવી કલ્પનાઓ સ્ફુરી છે આવું સ્થાન ધ્યાનમંદિર જેટલું સ્વચ્છ રાખવું જોઈએ કેટલાક લોકોને શૌચકૂપમાં એટલે કે આજના અશૌચ-કૂપમાં બીડી પીવાનું સૂઝે છે ત્યાંની ગંદી હવા નાકમાં જાય છે એટલું જાણે બસ નથી એમ માનીને ધુમાડા સાથે ગંદી હવા ખેંચીને પેટમાં પણ લે છે બીજા કેટલાક એ ગંદી ઓરડીની દીવાલ પર જાણે ધ્યાનને માટે કેટલાક ગંદા વિચારો અને ઉદ્‌ગારો સૂચવી રાખે છે, જેથી શૌચકૂપ એ જેમ ગંદવાડનો કૂવો છે તેમ ગંદા વિચારોની પણ નિશાળ થઈ જાય

આ બધું મેં શા માટે લખ્યું છે એનો તમને કંઈક ખ્યાલ આવ્યો હશે છેલ્લી રજામાં હું તમારે ત્યાં આવેલો ત્યારે તમારા છોકરાઓની કેળવણી વિષે મેં વાતો કરેલી તમે કહેલું કે 'મારા છોકરાઓ વિકારના વિષયોમાં સાવ મુગ્ધ છે' તમે કોઈ કાળે તમારા જાજરૂ તપાસ્યા છે? ચાલમાં રહો અને મુગ્ધતાની વાતો કરો એ કેવું! તમારે કાં તો તમારી ચાલ બદલવી જોઈએ અથવા તમારા જાજરૂ સુધારવા જોઈએ

## ૧૨

તારો કાગળ મળ્યો સ્વચ્છતા વિષે એક વાત અહીં સ્પષ્ટ લખી દઉં છું શરીરનો જે જે ભાગ સ્વચ્છ કરી શકાય તે બધો રોજ ને રોજ ઠંડે પાણીએ સાફ થવો જોઈએ મુસલમાનોમાં એવો રિવાજ છે કે પેશાબ કર્યા પછી માટીનું નાનકડું ઢેફું લઈ શરીર પર રહેલા પેશાબના છેલ્લા ટીપાં ચુસાવી દેવાં એ રિવાજ બહુ સારો છે આપણે ત્યાં છોકરાઓને જનોઈ દેતી વખતે ગુરુ પણ કહે છે કે પેશાબ કર્યા પછી લિંગસ્નાન કરવું જોઈએ, એટલે કે જતી વખતે ઠંડું પાણી લઈ એટલો ભાગ ધોઈ કાઢવો સ્વચ્છતાની દૃષ્ટિએ આની જરૂર તો છે જ ઉપરાંત વારવાર ઠંડે પાણીએ એટલો ભાગ ધોવાથી

એટલી ઉત્તેજના અથવા જાગૃતિ ઓછી થાય છે અને શરીર તેમ જ મન શાત રહે છે

તારી ઉમરે સ્વચ્છતાની બીજી એક વાત પણ ધ્યાનમા રાખવી જોઈએ એ ભાગને બાહ્યસ્નાન બસ નથી પણ ઉપરની ચામડી સહેજ પાછી હઠાવી અદરનો મેલ પણ ધોઈ કાઢવો જોઈએ ધોળા ધોળા માવા જેવા કણો ત્યા ભેગા થાય છે એ પણ ત્યા ન રહેવા દેવા જોઈએ એની ગધ તો ખરાબ છે જ, પણ ત્યા મેલ રહેવાથી પણ વિકાર પેદા થાય છે માત્ર એ કામ શુદ્ધ ધાર્મિક બુદ્ધિથી અને ઝટ પતાવી દેવુ જોઈએ એ વખતે ફક્ત સ્વચ્છતાનો જ ખ્યાલ મનમા આણવો જોઈએ કલ્પનાના ગધેડા પર જે માણસ સવાર થાય તે ખાડામા જ પડવાનો એ સ્વચ્છતામાથી ઝટ પરવારીને બહાર નીકળવુ જોઈએ મેં કહ્યુ છે એ પ્રમાણે નિયમિત કરજે અને જોજે કે તબિયતમા ભારે ફરક પડેલો હશે

## ૧૩

તને ખબર છે કે નાનપણથી હુ તારી જ્ઞાનની ભૂખ વધારતો આવ્યો છુ તુ જેટલા સવાલો પૂછે તેના જવાબો એકે વાર કટાળા વગર મેં આપેલા છે સદ્‌ભાગ્યે તને શિક્ષકો પણ એવા જ મળ્યા છે ભાઈએ મને વખતસર ચેતવેલો તે વખતે તુ નાનો હતો એમણે મને કહ્યુ કે ‘તમે તમારા નરેન્દ્રને ગમે તેવા સવાલો પૂછવાનુ ઉત્તેજન આપો છો એ ઠીક નથી એને પોતાની મેળે વિચાર કરવાની ટેવ જ નથી રહી નળની ચકલી ખોલી કે પાણી તૈયાર, વીજળીનુ બટન દાબ્યુ કે દીવો હાજર, એ રીતે જ એ તમને સવાલો પૂછે છે એને પોતાની મેળે વિચાર કરવા દો, પોતાની મેળે શોધવા દો જ્યા એ મૂઝાય, એની મતિ કુઠિત થાય ત્યા જ તમારે એને મદદ કરવી અને તે પણ એને આગળની દિશા બતાવવા જેટલી જ’

એમની આ નવી પદ્ધતિથી તને કેટલો લાભ થયો છે એ પણ તુ જાણે છે બધુ જ્ઞાન પ્રયોગથી પોતાની મેળે શોધી કાઢવુ એના જેવુ કશુ નથી મફતનુ જ્ઞાન મેળવવામા સગવડ છે, સલામતી છે પણ તેમા બહાદુરી નથી પોતે મેળવેલા જ્ઞાનમા જ સામર્થ્ય રહેલુ છે

પણ આજે તને દેખીતી રીતે એથી ઊલટો ઉપદેશ કરવાનુ મન થયુ છે એક વિષયમા તારી જિજ્ઞાસા આજથી જ વધી ન પડે તો તે ઈચ્છવા જેવુ

છે જિજ્ઞાસાને ગૂંગળાવી તો ન મરાય, પણ એ કેળવી તો જરૂર શકાય છે સ્ત્રી-પુરુષનો સબધ એટલે શુ? બાળક કઈ રીતે જન્મે છે? માબાપ બાળકને પોતાનુ પેટ કેમ કહે છે? મોટી ઉંમરની બહેનો ત્રણ દિવસ છેટે કેમ બેસે છે? એમને કેમ ન અડકાય? એવા એવા સવાલો મનમા તો હમેશા આવે જ એનો જવાબ આપવામા કઈક શરમ રહેલી છે એમ માની લોકો ગમે તેવા ઉત્તર જોડી કાઢી કહી દે છે, અથવા 'આવુ પુછાય નહીં' એમ કહી જિજ્ઞાસા દબાવી દે છે આ બાબતમા તને કઈક સાધારણ માહિતી તો છે પણ જિજ્ઞાસા ઊડુ ઊડુ ખોદ્યા વગર રહેતી નથી

આ વિષેનુ જ્ઞાન દરેક માણસને જરૂરનુ છે આ વિષેની જિજ્ઞાસા સ્વાભાવિક છે, પણ એનુ જ્ઞાન યથાકાળે થાય એ જ સારુ છે બહુ જલદી આના વિચાર કરવાથી નુકસાન થાય છે, મન બગડે છે તેથી આ એક બાબતમા તારી જિજ્ઞાસા રોકશે તો સારુ છે યોગ્ય કાળે એનુ જ્ઞાન તને મળશે જ જેમ દરેક બાળક મા પર વિશ્વાસ રાખે છે કે ખાવાનો વખત થશે એટલે મા આપણને આપ્યા વગર રહેવાની નથી, તેવી જ રીતે ધીરજ રાખીશ તો એમા તારો જ લાભ છે

આ બધુ આટલા વિસ્તારથી મેં તને કેમ લખ્યુ છે એ તારા ધ્યાનમા આવ્યુ હશે તે દિવસે તને લાગ્યુ હશે કે પેલી વાત મારા ધ્યાનમા નહીં આવી હોય પણ એનુ કઈ નહીં મેં કહ્યુ છે એટલુ શ્રદ્ધાપૂર્વક ધ્યાનમા રાખજે એટલે બસ છે

## ૧૪

તેં મારા પર પૂરતો વિશ્વાસ ન રાખ્યો શુ તુ મારાથી ડરે છે? મારા કરતા તને બીજો માણસ વધારે વિશ્વાસપાત્ર જણાયો એ કેટલી દુ ખની વાત! તેં મને જ સીધી રીતે એ સવાલ કેમ ન પૂછ્યો? તમે ધીમે ધીમે વાતો કરતા હતા, અને તુ મને દૂરથી આવતો જોઈને જરાક ચમક્યો, તારી આખમા ચોરી દેખાઈ, એ મને ન ગમ્યુ ઘણા છોકરાઓ માબાપથી ચોરી રાખે છે પણ તારો મારો સબધ એવો નથી મેં તને આટલી છૂટ આપી છે, છતા તેં મારી સાથે ચોરી રાખી એનો મારે શો અર્થ કરવો?

ગઈ રામનવમીને દિવસે જમતી વખતે તેં મને પૂછેલુ કે 'આ કેળા કેમ લાગે છે?' મેં આપેલો જવાબ તને યાદ છે? સભવ છે કે યાદ

નહીં હોય પણ હુ કેમ ભૂલુ? મેં મારા જવાબમા કેટલીયે ઊંડી વસ્તુઓ સમાવી દીધી હતી ઉતાવળા લોકો ઝટ પૈસા કરવાને માટે કાચા કેળા જ ઝાડ ઉપરથી ઉતારે છે અને એની છાલને ચૂનો લગાડી ટોપલીમા રાખે છે ચૂનાને લીધે કેળા અકાળે પક્વ થાય છે ઉપરની છાલ સરસ પીળી દેખાય છે પણ અદરના રસનો પરિપાક ન થયો હોય ત્યા મીઠાશ ક્યાથી જ આવે? ગુલાબની કળીને આગળી વતી ફુલાવવી અને ફૂકીફૂકીને એને હસતી કરવી એ કેટલુ અભદ્ર જગલી કામ છે? કળી બિચારી ફૂલે છે ખરી, પણ એ ફૂલ કહેવાય?

એ જ રીતે અકાળે જ્ઞાન મેળવવાથી તેનો સારો પરિપાક થતો નથી એટલા માટે જ તો મેં તને તારી જિજ્ઞાસા રોકવાનુ ગયે વરસે લખ્યુ હતુ મેં ધારેલુ કે મારી સલાહ તારે ગળે ઊતરી છે પણ તેં તો માહિતી મેળવવાનો છૂપો રસ્તો પસદ કર્યો હવે તુ તે કેટલા પાણીમા છે એ હુ શી રીતે ખાતરીપૂર્વક સમજી શકુ? જ્યા સુધી હુ માનતો કે તારા દિલની એકેએક વાત હુ જાણુ છુ ત્યા સુધી મને કોઈ જાતની ચિન્તા ન હતી હવે એ નિર્ભયિતા રહી નથી ખેર, હજી પણ મને નિખાલસપણે બધુ જણાવી દઈશ તો હુ નિશ્ચિત થઈશ

## ૧૫

તારો કાગળ મળ્યો તારે આટલુ બધુ માઠુ લગાડવાની જરૂર ન હતી પેલા માણસને હુ ઓળખુ છુ એની જોડે તારી ખાનગી વાતચીત મને જરાયે ન ગમી હુ તો તે દિવસે જ રૂબરૂમા તને ચેતવી દેત પણ તે જ દિવસે તારી રજા પૂરી થઈ અને તુ નિશાળે ગયો એટલે મારે કાગળ મારફતે બધુ લખવુ પડ્યુ અને માણસ કાગળ લખે છે ત્યારે એની મેળે વધારે લખાઈ જાય છે મારી ચેતવણી ગભીર હતી એ ખરુ, પણ તારા પરનો મારો વિશ્વાસ ઊઠી ગયો છે એમ માની લેવાનુ જરાયે કારણ ન હતુ હુ તો કેવા કેવા પરિણામ આવી શકે છે એનો જ ખ્યાલ તને આપવા માગતો હતો જ્યારે જ્યારે તારે ખાસ જાણવાની ઈચ્છા થાય, અથવા કઈ વાચેલુ સમજવામા ન આવે તો મને સીધુ પૂછી લેવુ એમા શરમ રાખવાનુ કારણ નથી શૌચ જવુ, ભોજન કરવુ વગેરે ક્રિયાઓ જેટલી સ્વાભાવિક છે તેટલી જ એ ક્રિયા

પણ સ્વાભાવિક છે માણસ પોતાના શરીરને, મનને, સમાજને અને આસપાસની સૃષ્ટિને ઓળખે એ એનો જીવનધર્મ છે એટલે કોઈ પણ જાતનો સકોચ રાખ્યા વગર મને પૂછી લેજે જે રીતે માણસનો જન્મ થાય છે તે માણસ જાણે તેમા ચજુગતુ શુ? ખાસ તારે માટે મેં એક નોધ લખી કાઢી છે તે આ સાથે મોકલુ છુ તેમા લગભગ બધી વસ્તુ આવી જાય છે એના ઉપરાત તારે જાણવાની જરૂર છે એમ હુ નથી માનતો એ વાચજે, વિચારજે અને પછી ભૂલી જજે

## ૧૬

તારો કાગળ મળ્યો આ રીતે તુ મને પૂછે એ એક રીતે ઠીક છે, પણ બીજી રીતે એમાથી પરાવલબીપણુ વધવાનો ભય છે નાનપણમા છોકરાઓ કોઈની સાથે દોસ્તી બાધતા પહેલા માબાપને કે ગુરુજનને પૂછી લે એ સારુ છે અથવા છોકરાઓ કહેવા ન જાય, પણ માબાપના જ ધ્યાનમા એ વાત જાય અને તેઓ ચેતવે ત્યારે એ ચેતવણીનો લાભ લેવો એ બાળકોનો ધર્મ છે એ નાનપણની વાત થઈ મોટપણમા ઘણી વાર મોટેરા સલાહ આપવાની સ્થિતિમા નથી હોતા અને કોક વાર એમની સલાહ ભૂલભરેલી પણ હોય છે પોતાના દોસ્તદારો પસદ કરતાં આવડે એ શક્તિ દરેક માણસમા હોવી જોઈએ

કોણ જાણે કઈ રીતે, પણ છેક નાનપણમા પણ ઘણા બાળકો કોની પાસે જવુ ને કોની પાસે ન જવુ એ એની મેળે જાણે છે એમની સ્થૂળ હાજતોની દૃષ્ટિએ એમને વિચાર કરવાનો હોય છે તેટલો નિર્ણય કરવા જેટલી એમની ઈદ્રિયો તીક્ષ્ણ હોય છે મોટપણમા ભૂલ થાય છે તે લોભને લીધે, ખુશામતને લીધે કે એવા જ બીજા કારણોસર સારુ શુ અને નરસુ શુ એ વિષે જો આપણી પાસે કઈક ચોક્કસ ખ્યાલ હોય અને સારાને જ વળગી રહેવાની ટેવ હોય તો મિત્રો અને સોબતીઓ પસદ કરવામા અગવડ ન આવવી જોઈએ અમુક માણસ પાસે અમુક રમકડુ છે અથવા અમુક નવલકથા છે એટલા માટે એની સાથે દોસ્તી બાધવી એમા ચોખ્ખો લોભ છે એવે વખતે આપણે માણસના ગુણદોષ નથી જોતા, આપણો સ્વાર્થ જોઈએ છીએ અમુક માણસ પૈસાદાર છે અથવા પૈસાદારનો છોકરો છે, અમુક માણસ આપણુ ઉપરાણુ

લે છે અથવા આપણી ખુશામત કરે છે, એટલા માટે એના દોસ્ત થવુ એ વસ્તુ ખોટી છે ભલમનસાઈ દરેક માણસ પ્રત્યે હોય પછી જેનો સ્વભાવ જેટલો અનુકૂળ આવે તેટલી તેની સાથે દોસ્તી ધીમે ધીમે કેળવાય

માણસની પારખ એ જિંદગીની કીમતીમા કીમતી શક્તિ છે દોસ્તી બાધતા ભલે વાર લાગે; બાધેલી દોસ્તી છોડવાનો કે તોડવાનો પ્રસગ ન જ આવવો જોઈએ

પેલા ભાઈ સાથે તારું ફાવશે એમ હું નથી માનતો તારે અનુભવ લેવો હોય તો લેજે પણ એની પાસેથી દિશા મળવાની કે સારી સલાહ સાભળવાની આશા રાખીશ મા એનો જીવનપ્રવાહ જુદો છે, તારો જુદો છે એની વિચારપદ્ધતિ તારા કામની નથી એ એની ઢબે પોતાનો રસ્તો કાઢશે, અથડાશે અને ઠેકાણે આવશે તારો એ રસ્તો નથી નાહક હેરાન થઈશ

## ૧૭

એમ તો જ્ઞાન દરેક માણસ પાસેથી મળી શકે છે દરેક પરિસ્થિતિ, દરેક માણસ, દરેક પ્રસગ આપણને કઈ ને કઈ શીખવી શકે છે, એટલા માટે શુ દરેકનો અનુભવ લેવા બેસીએ? એમ તો પાર ન આવે પૃથ્વી પર જેટલી જમીન છે તેના એકેએક તસુ પર પોતાનો પગ પહોચવો જોઈએ એ શુ પ્રવાસનો આદર્શ હોઈ શકે? જીવનનો જે ઉદ્દેશ હોય તેને પોપક જેટલુ જ્ઞાન હોય તેટલુ જ મેળવીને બેસી જઈએ

અને જ્ઞાન મેળવવુ તે શુદ્ધ માર્ગે જ મેળવેલુ સારુ જેમ ખોરાક સ્વચ્છ અને શુદ્ધ હોય, શુદ્ધ વાસણમા પીરસ્યો હોય તો જ આપણે ખાઈએ છીએ, તે પ્રમાણે જ્ઞાન પણ પવિત્ર માણસ મારફતે જ મેળવવુ જોઈએ યોગ્ય પ્રસગ મારફતે જ બધી જાતની આવડત કેળવવી જોઈએ 'विषादपि अमृत ग्राह्यम्' 'नीचादपि अुत्तमा विद्या' એ વચનો દરેક ઠેકાણે લાગુ પાડી ન શકાય જેનુ ચારિત્ર બરાબર ઘડાયુ છે, કસાયુ છે, જેનામા દૂધ અને પાણી નોખા પાડવાની હસ જેવી શક્તિ આવી ગઈ છે તે ભલે ગમે ત્યાથી જ્ઞાન મેળવી લે,—અને તે પણ ગદવાડમાથી જ જ્ઞાન મેળવવુ

ઉત્સુક શા માટે હોય એ હુ સમજી શકતો નથી—તારા જેવા માટે એ રસ્તો નથી જ એના કરતા ભર્તૃહરિની પેલી લીટી જ વધારે સારી છે

दुर्जन परिहर्तव्यो विद्ययाऽलकृतोऽपि सन् ।
मणिना भूषित सर्प किमसौ न भयकर ? ॥

નવલકથા મારફતે જ્ઞાન મળી શકે છે, દુનિયાનો અનુભવ મળી શકે છે નાટક સિનેમા પણ જ્ઞાનના સાધનો થઈ શકે છે પણ આપણને મણિ મળે તે પહેલા જ એ ઝેરી વસ્તુ પોતાના ઝેર સાથે આપણને કરડે છે માટે આપણે જ્ઞાન કોની પાસેથી લઈએ છીએ, જ્ઞાનપ્રાપ્તિ માટે કેવી વસ્તુ વાપરીએ છીએ અને કયુ જોખમ ખેડીએ છીએ, એનો બરાબર વિચાર કરવો ઘટે છે

મને લાગે છે કે તેં પૂછેલી બાબતોનો ખુલાસો આમા પૂરતો આવી જાય છે હજી પૂછવા જેવુ લાગે તો સુખેથી પૂછજે

## ૧૮

જૂનો જમાનો જુદો હતો, હાલનો જમાનો જુદો છે જૂના જમાનામા ભલે સકુચિતતા હોય, ભલે આધળો વિચાર હોય, અને વહેમ પણ ભલે હોય, પણ એમા કઈક વ્યવસ્થા હતી વિચારી લોકોના સ્થૂળ અભિપ્રાય લગભગ સરખા જ રહેતા સમાજમા દુરાચાર નહોતો એમ નહીં, પણ લોકો દુરાચારને દુરાચાર તરીકે ઓળખી શકતા સારુ શુ ને નઠારુ શુ એનો ભેદ નક્કી હતો. દરેક વસ્તુનુ મહત્ત્વ કેટલુ એનુ તારતમ્ય એ વખતના લોકોએ પોતાની દૃષ્ટિએ બરાબર નક્કી કરેલુ હતુ તેથી જિંદગીનો વહેવાર બરાબર ચલાવવો હોય તો મુશ્કેલી નડતી નહીં માણસ પડે તોયે ઉઘાડી આખે પડે જોખમ ખેડે તો જોખમ ઓળખીને ખેડે વ્યવહારનુ ચલણી નાણુ બધે એક જ અને સરખુ હતુ એ નાણાને જ આપણે આપણી સસ્કૃતિ કહીએ છીએ

આજે એ નાણાનો ગોટાળો થયો છે વિચારના અનેક જાતના નાણા સમાજમા ચાલુ થયા છે દરેકનુ કોષ્ટક જુદુ એક નાણાની દૃષ્ટિએ બીજાની કિંમત કરતા ભારે મુસીબત પડે છે કેમે કર્યો મેળ ખાતો નથી અને દરેક

ચલણ સાથે એના જુદા જુદા ખોટા નાણા પણ હોય જ એટલે મૂઝવણનો તો પાર નહીં આ જમાનો જ વિચારની અરાજકતાનો થઈ ગયો હોય એમ લાગે છે આમાથી કઈક સારુ ફળ નીપજશે એ આશાથી જ આ બધુ સહન કરવાનુ રહ્યુ અને સહન ન કરીએ તોપણ જઈએ કયા?

ભાઈ પ્રત્યે મને ખૂબ આદર છે એ માણસ ચારિત્ર્યશીલ છે અને અનુભવી છે એમ હુ માનુ છુ છતા એમણે તને આપેલી સલાહ મને યોગ્ય નથી લાગતી હુ તને આગ્રહપૂર્વક કહુ છુ કે પેલી નવલકથા તો ન જ વાચીશ એ નવલકથા નથી, પણ ઝેર અને શરાબનુ મિશ્રણ છે ભણેલા લોકો જ્યારે બગડે છે અથવા બગાડવા બેસે છે ત્યારે ભાષાની છટા, તર્કજાળ, સસ્કારી વિવેક બધી વસ્તુઓ વાપરીને નરકને સ્વર્ગ કરી બતાવી શકે છે કેટલાક વકીલો જેમ પોતાનો પક્ષ સાચો છે એમ સિદ્ધ કરવા નફટાઈથી ગમે તેવી દલીલો કરે છે અને ન્યાયાધીશની તેમ જ લોકોની આખમા ધૂળ નાખવાનો પ્રયત્ન કરે છે, તેમ દુરાચરણી વિદ્વાનો, અથવા દુર્બુદ્ધિ વિદ્વાનો, પાપી વિચારોને પણ જીવનની મહાન ફિલસૂફીનુ રૂપ આપી શકે છે, દુરાચરણને વીરકર્મ તરીકે શણગારી શકે છે

એક વખત એવો હતો કે સમાજ કોઈ પણ માણસને એના ચારિત્ર જેટલી જ પ્રતિષ્ઠા આપતો આજે સમાજને, પોતાની જ પ્રતિષ્ઠા કયા છે એની ખબર નથી સમાજ આધળો અને મૂઢ બને, સમાજનેતાઓ બીકણ અને પામર અથવા બેદરકાર બને એટલે જેનામા વધારે ધૃષ્ટતા હોય તે સહેજે ફાવી જાય છે તુ પેલી નવલકથા ન જ વાચીશ એના વગર તારુ જ્ઞાન અધૂરુ રહેવાનુ નથી આજે બીજુ કેટલુયે મહત્ત્વનુ જાણવાનુ છે દેશની સેવાને લાયક જ્ઞાન મેળવીએ, કાઈક પુરુષાર્થને રસ્તે ચાલીએ પુખ્ત ઉંમર થયા પછી તુ ભલે એ નવલકથા વાચજે ત્યારે તને પોતાને જ એની સૂગ ચડશે

તુ મને પૂછી શકે છે કે 'એ નવલકથા લખનાર પીઢ છે, અનુભવી છે, અને એની ભલામણ કરનાર ભાઈ પણ સજ્જન છે ત્યારે તેઓ આવી નવલકથા સમાજ આગળ કેમ મૂકે છે?' મારે દુ ખ સાથે કહેવુ પડશે કે ભાઈ, એ જમાનાનુ જોર છે તેઓ સમજી શકતા નથી, પોતાની જવાબદારી તેમણે ઓળખી નથી ભાઈ જોડે મારે વાત થઈ હતી એ કહે, 'આ બધી વસ્તુઓ ખરાબ છે એ હુ જાણુ છુ પણ એની અસર સમાજમા બધે

ફેલાઈ જ છે એ આપણે ટાળી શકવાના નથી એને પરિસ્થિતિનુ અપરિહાર્ય અગ સમજીને ચાલ્યે જ છૂટકો માનસિક પવિત્રતાનો આગ્રહ આ જમાનામા ન રાખી શકાય આદર્શની અસરને લીધે કહો અથવા સમાજના દબાણને લીધે કહો, માણસનુ બાહ્ય આચરણ શુદ્ધ રહ્યુ એટલે ઘણુ થયુ '

આ તો હિંમત હારેલાના વચનો છે પણ માની લઈએ કે આખુ ઘર બળી જવાનુ છે તોયે બચાવી શકાય તેટલુ બચાવવાનો આપણો ધર્મ છે, તેથી ખાદીનો એક કકડો તો કકડો, અને શેર અનાજ તો શેર અનાજ પણ આપણે બચાવવુ જોઈએ જમાનો ગમે તેટલો ખરાબ હોય, કેટલીક વ્યક્તિઓ તો શુદ્ધ રહી જ શકે છે અને એમની સારી અસર સમાજ ઉપર પડ્યા વગર નથી રહેવાની પ્રસગ જેટલો કઠણ તેટલો આપણો પ્રયત્ન પણ તીવ્ર હોવો જોઈએ 'પોતાનો પક્ષ સત્પક્ષ નથી, એની હાર જ થવાની છે,' એમ જાણતા છતા જો પોતાની માન્યતા પ્રમાણે ભીષ્માચાર્ય કર્તવ્યપાલનમા ચૂક્યા નહીં, મરણપર્યંત દાત કચકચાવીને લડ્યા, તો જ્યા દેવોની મદદમા અસુરો સામે લડવાનુ હોય ત્યા આપણે હિંમત કેમ હારીએ? અસુરો જ્યારે હારી જવાની અણી પર આવે છે ત્યારે એમની છેલ્લી યુક્તિ એ હોય છે કે તેઓ પોતાને દેવ તરીકે ઓળખાવે છે, અને દેવોને અસુર કહીને સબોધે છે પછી દેવ કોણ અને અસુર કોણ એનો જ ગોટાળો શરૂ થાય છે

## ૧૯

મારે પેલી નવલકથાની ચર્ચામા ઊતરવુ ન હતુ પણ તેં સવાલ ઉઠાવ્યો જ છે ત્યારે થોડુક કહી દઉં છુ એમાથી તને વિચારની દિશા સૂઝશે અત્યારે મારે એ વિષય પર લાબુ લખવુ નથી ઘણી વાર મનમા આવે છે કે નમૂનેદાર વીસ પચીસ નવલકથાઓ લઈ એનુ નિરીક્ષણ કરુ અને નવલકથાનુ શાસ્ત્ર એમાથી તારવી કાઢુ

જો હુ કહુ કે નવલકથા સત્ય પર રચાયેલી હોવી જોઈએ, તો તને લાગશે કે કાકા સાવ ધર્મજડ થયા છે, જ્યા ત્યા સત્ય અને અહિંસા જ આણે છે! નવલકથા એટલે કલ્પિત કથા એમા વળી સત્ય શાનુ? અથવા તને લાગશે કે ઐતિહાસિક નવલકથાને જ હુ પસદ કરતો હોઈશ 'મૂળ ઐતિહાસિક ઘટના બરાબર જાળવી, કેટલાક ગૌણ પાત્રો કલ્પનામાથી મરજી રોચક વાર્તા

લખી હોય તો તેવી નવલકથા ઐતિહાસિક નવલકથા તરીકે ચલાવી લેવાય,'
એવો અભિપ્રાય ધરાવીને હુ નથી કહેતો કે નવલકથાના મૂળમાં સત્ય હોવુ
જોઈએ નવલકથાના દેશ, પાત્રો અને પ્રસગો ભલે ગમે તેટલા કલ્પિત
અને અશક્ય કોટિના હોય, પણ સવિધાનક અને સ્વભાવચિત્રણ પાછળ
આધ્યાત્મિક સત્ય 'સાઈકૉલૉજિકલ ટ્રૂથ' હોવુ જોઈએ

એક માણસને હમેશ ભૂખ કરતા વધારે ખાવાની ટેવ હતી, તેથી
હમેશા તે અપચાથી પીડાતો હતો, અને એ જ કારણે તે મહા બળવાન
હાથી જેટલુ કામ કરી બતાવતો, એમ જો કોઈ કહે તો તે શરીરશાસ્ત્રના અનુ-
ભવથી વિરુદ્ધ થશે એવી વાત આપણે ગળે ન ઊતરે, અને તે સાભળવામા
આપણને રસ પણ ન આવે અમુક માણસ અત્યત દુરાચારી હતો, ક્રૂર હતો,
દગાબાજ હતો, એટલે ઈશ્વર એના પર ખુશ થયો અને ઈશ્વરે એને ઈહ-
લોકમા દીર્ઘાયુ, આરોગ્ય, શાતિ, પ્રસન્નતા અને સમાજની આગેવાની બક્ષ્યા
અને પરલોકમા એને પરમપદ મળ્યું—એવુ જો કોઈ પૌરાણિક વાર્તા આપણને
સભળાવે તો એક ક્ષણને માટે પણ શુ આપણને એ સાચુ લાગવાનુ
હતુ? એ જે રીતે જે માણસ અત્યત દુરાચારી છે, વિલાસી છે, નફટ છે, અને
છતા એનો પોતાના મન પર કાબૂ છે, તે યોગીની જેમ વર્તી શકે છે, એનો
શક્તિપાત કદી થતો જ નથી, એની બુદ્ધિ શુદ્ધ જ રહે છે, એને હાથે
સમાજનુ હિત જ થાય છે—એવુ જો કોઈ નવલકથા આપણને બતાવવાનો
પ્રયત્ન કરે તો તે માનસશાસ્ત્રના નિયમથી વિરુદ્ધ છે

રૂઢ નીતિના અથવા વિવેકના નિયમો ભલે સકુચિત અને ભૂલભરેલા હોય,
પણ મૂળ સિદ્ધાતમા નીતિશાસ્ત્ર એ જીવનશાસ્ત્ર છે, એના સિદ્ધાતો અનુભવ-
સિદ્ધ હોય છે પાપથી ઐહિક અને પારલૌકિક અધ પાત જ છે પાપમા પડવાથી
આન્તરિક શક્તિનો નાશ જ થવાનો છે એ સિદ્ધાન્તો જીવનના ઊંડા અને
દીર્ઘ અનુભવ પરથી તરી આવેલા છે માનસશાસ્ત્ર પ્રમાણે જે વસ્તુ અશક્ય
છે, જે કાર્યકારણસબધ ખોટો છે, તેના ઉપર રચાયેલી નવલકથા ગમે તેટલી
રોચક હોય, એનો ત્યાગ જ કરવો ઘટે છે કામોદ્દીપન એ જ જે નવલ-
કથાનો ઉદ્દેશ છે તેની શૈલી સારી છે એટલા જ માટે તે હાથમા ન લેવાય

અનેક જાતના પ્રસગો આબેહૂબ વર્ણવવાની છૂટ નવલકથાને હોય છે
પણ સમાજ ઉપર તેની અસર શી થાય છે, એમાથી સમાજને ચડવાનુ

સાધન મળે છે કે પડવાનુ, એ પ્રથમ તપાસવુ ઘટે છે માણસ રસ્તામા નાગો ફરે તો જેમ એના શરીરના સૌષ્ઠવનો, સૌન્દર્યનો કે કળાનો પક્ષપાત રાખ્યા વગર સમાજ એને અટકાવે છે, તેમ નવલકથા વિષે પણ થવુ જોઈએ બાળકની મુગ્ધતા, નિર્વ્યાજ નિષ્પાપતા જ્યા હોય ત્યા એ સહેજે તરી આવે છે બાળક નાગુ ફરે એમા કોઈને વાધો નથી હોતો.

પણ આ સવાલને અત્યારે હુ ઝાઝો નથી છેડવા માગતો

[તરુણ વિદ્યાર્થીઓના એક અગત્યના સવાલને લઈને એક લાંબી પત્ર-માળા લખવી હતી તે આટલેથી જ અટકી.]

૧૯૨૫

## ૪૩

# કોનો વાંક?

જ્યા જ્યા છોકરાછોકરીઓ સાથે રહે છે,—પછી તે ઘરમા હોય, આશ્રમમા કે નિશાળમા,—ત્યા એમની વચ્ચેના ઝઘડાઓ પતાવવાનુ કામ મોટેરાઓને કરવુ જ પડે છે આવી સ્થિતિમા જ્યારે જ્યારે કાઈ પણ નાની કે મોટી ભૂલ થાય છે, ત્યારે આજકાલ છોકરીઓનો નહીં પણ છોકરાઓનો જ વાક જોવામા આવે છે આનુ કારણ શું? બધી જ છોકરીઓ કઈ નિર્દોષતાની મૂર્તિ હોય છે એમ ન કહેવાય હજાર વાર છોકરાઓનો વાક હોય તો એકાદ વાર તો છોકરીઓનો પણ વાક હોય જ છતા તેમને ઠપકો નથી મળતો, એવી ફરિયાદ મારી પાસે આવી છે છોકરીઓ ઉપર માબાપનો અકુશ વધારે હોય છે, એમનામા લજ્જા વિનય વધારે હોય છે, એટલે એમના તરફથી અવિનય થવાનો સભવ ઓછો, અને છોકરાઓને વધારે સ્વતત્રતા હોવાથી એમની જવાબદારી પણ વધારે છે, એ પણ ધ્યાનમા રાખવુ ઘટે છે.

પણ છોકરીનો પણ વાક હોય એવે વખતે જો એકલો છોકરો જ દડાય, તો બીજી છોકરીઓ દડાયેલા છોકરા તરફ સહાનુભૂતિ પ્રગટ કરી પોતાની ન્યાયબુદ્ધિ જાહેર કરે છે, એમ પણ મેં કોક કોક વાર જોયું છે

આવી સહાનુભૂતિના પરિણામો હમેશા સારા જ આવ્યા છે એમ પણ જોવામા આવ્યુ નથી

સપ્ટે. ૧૯૨૮

## ૪૪

# સાંકેતિક અને આત્યંતિક (તાત્ત્વિક) નીતિની સમસ્યા

એક મિત્ર લખે છે "કેટલાક મિત્રોએ ચર્ચામાં એક પ્રશ્ન છેડ્યો છે

'અમારા વ્યક્તિગત ચારિત્ર્યને સાર્વજનિક (સામાજિક તેમ જ રાજકીય) જીવનની સાથે કાઈ સબંધ છે ખરો? અને જો હોય તો કેવા પ્રકારનો?'

આપ આ પ્રશ્ન ઉપર કાઈ અજવાળુ પાડવાની કૃપા કરશો?"

પ્રશ્ન સનાતન છે અને ગભીર પણ છે. આ પ્રશ્નનો સપૂર્ણ જવાબ એટલો જ હોઈ શકે કે જીવનના પાસા ગમે તેટલા હોય, જીવન વસ્તુતઃ એક અને અખડ છે વિવેચનની સરળતા અને કાર્યક્ષેત્રના વિભાગીકરણને અગે આપણે ભલે એકએક ક્ષેત્ર અલગ માનીએ, એકએક પાસાનો અલગ અલગ વિચાર કરીએ, પરતુ જીવન તો અવિભાજ્ય જ છે

લોહીની શુદ્ધતા કે અશુદ્ધતાનો પ્રશ્ન આપણા શરીર માટે જેટલો મહત્ત્વનો છે તેટલુ જ મહત્ત્વ નીતિ-અનીતિના પ્રશ્નનુ છે લોહી અશુદ્ધ થાય તેનો ફોલ્લો ભલે ને કોઈ એક જ જગ્યાએ હોય પણ ઈલાજ તો આખા શરીરમા ફરતા લોહીનો કરવો જોઈએ રોગી માણસનુ આખુ શરીર રોગી ગણાય છે, એટલે જો આપણે ઈચ્છતા હોઈએ કે રોગી સારો થાય, આ શરીરદ્વારા થતા કામો પણ ન બગડે તો આપણે તેને બધા કામોમાથી નિવૃત્ત કરવો જોઈએ

સામાજિક નીતિ-અનીતિના પ્રશ્ન પ્રત્યે આપણે કઈ દૃષ્ટિએ જોઈએ છીએ એનો આપણે આપણા મનમા પહેલેથી પાકો નિર્ણય કરી લેવો જોઈએ

આપણે સામાજિક અનીતિને સજાપાત્ર ગુનો માનીએ છીએ? કે એને એક બીમારી સમજીને તેનો ઉપાય શોધીએ છીએ?

સજા તો માણસને તેની ઈચ્છા વિરુદ્ધ પણ કરી શકાય છે જો રો માણસ પોતાના દોષને સમજી જાય અને તે બદલ થનારી સજા રાજી-ખુશીથી સ્વીકારે તો તે સજા, સજા મટી પ્રાયશ્ચિત્ત બની જાય છે

પણ જો અનીતિને રોગ સમજવામા આવે તો એનો ઈલાજ સહાનુભૂતિ સાથે, પણ દૃઢતાપૂર્વક, કરવો જોઈએ અને તે પણ એ વ્યક્તિના તેમ જ સમાજના સાચા હિતની દૃષ્ટિ મનમા રાખીને તેમા સજાની દૃષ્ટિ ન રખાય આવો ઈલાજ કેટલીક વખતે વ્યક્તિની સમતિથી અને કેટલીક વખતે સમાજની પ્રત્યક્ષ કે પરોક્ષ સમતિથી કરવામા આવે છે પરતુ કોઈ પણ સ્થિતિમા એને સજાનુ રૂપ ન અપાવુ જોઈએ

આટલી ચોખવટ કરીને જ આપણે આ વિષયનો શુદ્ધ વિચાર કરી શકીશુ

નીતિ અને અનીતિના આપણે બે મુખ્ય વિભાગ પાડી શકીએ હરેક સમાજ પોતાની વ્યવસ્થા માટે કોઈ એવો સકેત નક્કી કરે જેને વસ્તુત નીતિ-અનીતિ સાથે કશો સબધ ન હોય પરતુ એક વખત સકેત નિશ્ચિત થાય ત્યાર પછી તેનુ પાલન કરવુ એ સદાચારનુ આવશ્યક અગ બને છે એક દાખલો લઈએ રસ્તા ઉપર ચાલનારી ગાડીઓ જમણી બાજુએ ચાલે કે ડાબી બાજુએ એમા કશુ પાપ-પુણ્ય નથી સમાજ પોતાની મરજી પ્રમાણે નક્કી કરી શકે કે ગાડીઓ જમણી બાજુ ચાલે કે ડાબી બાજુ પરતુ એક વખત આનો નિયમ બની જાય પછી તેનુ પાલન ન કરવામા આવે તો એ સામાજિક ગુનો બને છે અને તે બદલ સજા પણ થાય છે

જોકે આમા પણ વિવેક કરવાપણુ તો હોય જ છે રસ્તામા બીજી ગાડીઓ ન હોય અને લોકોની ભીડ પણ ન હોય એવી સ્થિતિમા નિયમનો ભગ કરનારને કશી સજા કરવામા આવતી નથી ઓછામા ઓછુ, એની કોઈ નિદા કરતુ નથી તેમ છતા આપણે મ્યુનિસિપાલિટીમા જો એવો ઠરાવ લાવીએ કે 'ભીડ કે અડચણ ન હોય ત્યારે ગાડી મરજીમા આવે એ બાજુ ચલાવી શકાય' તો તેનો વિરોધ થશે કારણ કે ટેવ એ ખૂબ મહત્ત્વની વસ્તુ છે અને નિયમોના નિરપવાદ પાલન દ્વારા જ સામાજિક સુવ્યવસ્થાની ટેવ પડી શકે છે

છતા નિરપવાદ વ્યવસ્થાનો આગ્રહ રાખનાર કોર્પોરેશનને પણ એક અપવાદ કરવો જ પડે છે જો કયાક આગ લાગે અને તે ઠેકાણે આગ બુઝાવનાર બબો વગર વિલબે લઈ જવાનો હોય ત્યારે તેને માટે જમણા ડાબાનો નિયમ રહેતો નથી એણે તો જયા રસ્તો મળે ત્યાથી જઈને જલદીમા જલદી

આગની જગાએ પહોચવાનુ હોય છે આમ લોકહિતને માટે બનાવેલો નિયમ લોકહિતને માટે જ તોડી શકાય છે, તોડવો પડે છે પરતુ લોકહિત શામાં છે એનો નિર્ણય પોતે જ કરીને નિયમમા અપવાદ કરવાની છૂટ ગમે તે વ્યકિતને નથી હોતી સમાજે જેને અધિકાર આપ્યો હોય એ જ તેનો નિર્ણય કરી શકે છે, અથવા શ્રીકૃષ્ણ જેવા કોઈ લોકોત્તર પુરુષ, લોકોત્તર પરિસ્થિતિમા, પોતાની જવાબદારી ઉપર નિર્ણય કરી શકે છે જો તેવાની કોઈ ભૂલ થઈ જાય તો સમાજ કા તો તેમને ક્ષમા કરશે અથવા તો સજા કરશે બન્ને માટે તેમણે તૈયાર રહેવું જોઈએ

જેનો આધાર સમાજના કેવળ સકેત ઉપર રખાયો હોય છે, એવી નીતિની આ વાત થઈ

પણ જેનો આધાર માનવતાના સનાતન સિદ્ધાત ઉપર મડાયો હોય છે, એ નીતિનો સૌથી મહત્ત્વનો પ્રકાર છે 'જૂઠુ ન બોલવુ', 'કપટ ન કરવુ', 'કોઈની હત્યા ન કરવી', 'ઈમાનદારી ન છોડવી', 'સમાજ-હિતનો ખ્યાલ રાખીને જ કામ કરવું',—વગેરે અનેક બાબતો એવી છે જેમને આધારે સમાજનો પાયો રચાય છે આ કાંઈ માત્ર સકેત (કન્વેન્શન) નથી કોઈ પણ સમાજ પોતાની બહુમતીથી અથવા સર્વાનુમતિથી આ નિયમો તોડી શકતો નથી અથવા તેના ભગની હિમાયત કરી શકતો નથી

જ્યારે સત્યાગ્રહને અગે કાનૂનભગનો કાર્યક્રમ દેશ સમક્ષ મૂકવામા આવે છે ત્યારે નીચે જણાવેલા ભેદ પ્રત્યે ખાસ ધ્યાન રાખવામા આવે છે.

સરકારની સત્તાનો ઇન્કાર કરવા માટે આપણે કાયદો તોડીએ છીએ તેમ છતા જેને તોડતા નીતિનો ભગ થતો હોય અથવા લોકહિતમા અડચણ આવતી હોય એવા કાયદા આપણે તોડી શકતા નથી

જો મારે મ્યુનિસિપાલિટી વિરુદ્ધ સત્યાગ્રહ કરવો હોય તો હુ મ્યુનિસિપાલિટીને ટેક્સ આપવાની ના પાડી શકુ છુ, પરતુ સાથે સાથે મારે મારા પાયખાના સાફ કરવા માટે મારી પોતાની વ્યવસ્થા કરવી જોઈએ મ્યુનિસિપાલિટીનો કાયદો તોડવા ખાતર જો હુ મારી સાઇકલ કે ગાડી રાતના બત્તી વગર ચલાવુ તો એ 'ભદ્ર અવજ્ઞા' નહીં ગણાય, કારણ કે એમા માત્ર મ્યુનિસિપાલિટીનો જ દ્રોહ નથી થતો પરતુ માનવહિતનો પણ દ્રોહ થાય છે

એથી ઊલટું એક ઉદાહરણ આપણે લઈએ ધારો કે અર્ધી રાત્રે કોઈ માણસ ઓચિંતો બીમાર થઈ ગયો મારી સાઈકલનો દીવો કામ આપતો નથી દાકતરની પાસે તો વગરવિલંબે જવું જ જોઈએ આવે વખતે તો હું દીવા વગર જરૂર જાઉં અને પોલીસ કે બીજું કોઈ મને ન પકડે તોપણ બીજે દિવસે થાણા ઉપર જઈને કહું કે 'રાત્રે મારે આ પ્રકારની 'અભદ્ર અવજ્ઞા' કરવી પડી અને તે કારણે મને કાઈ સજા થશે તો તે ખુશીથી સહી લઈશ' કેટલીક વાર આવી સજ્જનતા જોઈને મૅજિસ્ટ્રેટ સજા જ કરતા નથી એટલું જ નહીં પણ આવી નજીવી વાત લઈ મારી પાસે કેમ આવ્યા અને મારો વખત કેમ બગાડ્યો એવો ઠપકો પણ આપે છે.

પરતુ કોઈ દગાબાજી કરે અને પાછળથી કહે કે આવું કરવા માટે હું લાચાર હતો તો કોઈ તેને ક્ષમા નહીં કરે એમા તો સત્યદ્રોહ તેમ જ આત્મદ્રોહ છે

આ રીતે નીતિના સાકેતિક અને આત્યાતિક એવા બે પ્રકાર આપણે જોયા આત્યાતિક નીતિનો ભાગ કરવાથી માણસ સમાજ તેમ જ આત્મા બન્નેની દૃષ્ટિએ પતિત થાય છે સાકેતિક નીતિનો ભાગ થાય ત્યારે સમાજ તેમ જ આત્મા બન્ને એમ માનવા તૈયાર હોય છે કે આમા કદાચ હીનતા નથી. દાકતરની મદદ લેવા જતા દીવા વગરની સાઈકલ લઈ જનારને કદાચ સજા થાય તોપણ તે પોતાની તેમ જ સમાજની નજરમા હલકો પડતો નથી અને કોઈ કોઈ વખત આવે પ્રસગે લોકો મૅજિસ્ટ્રેટ વિષે કહે છે કે, એ ભારે 'ન્યાય-નિષ્ઠુર' માણસ છે

સાકેતિક અને આત્યાતિક નીતિનો ભેદ સ્પષ્ટ છે અને તેની બાબતમા કોઈ પ્રકારની મુશ્કેલી કે ગડમથલ પેદા નથી થતી પરતુ વ્યક્તિગત નીતિ અને સાર્વજનિક નીતિ વચ્ચેનો ભેદ નવો નવો કલ્પેલો અને અસ્પષ્ટ છે

આજકાલના કાયદાકાનૂનોમા 'ક્રાઈમ' અને 'ટોર્ટ' વચ્ચે ભેદ પાડવામા આવે છે 'ક્રાઈમ' એટલે કોઈ ખાસ વ્યક્તિ તેમ જ સમાજની વિરુદ્ધ કરવામા આવેલો અપરાધ જ્યારે 'ટોર્ટ' એટલે કોઈ ખાસ વ્યક્તિ વિરુદ્ધ કરેલો અપરાધ 'ટોર્ટ'મા વ્યક્તિ ક્ષમા કરી શકે છે 'ક્રાઈમ'મા તેમ બની શકતુ નથી કોઈ દગો-ફિસાદ કરે, કોઈનુ ખૂન કરે અથવા કોઈનુ ઘર બાળે અને તેથી જેનુ નુકસાન થયુ હોય તે તેને ક્ષમા પણ કરે, તોપણ સમાજ એ દુષ્કૃત્યને સમાજદ્રોહ ઠરાવીને તે બદલ શિક્ષા કરી શકે છે.

આજકાલ નીતિ શબ્દનો પ્રયોગ સ્ત્રીપુરુષ-સંબંધના ક્ષેત્ર પૂરતો જ મર્યાદિત થવા લાગ્યો છે “ફલાણા માણસની ‘મોરલ લાઈફ’ (નૈતિક જીવન) સારી નથી” એમ સાંભળતા જ લોકોના મનમાં શંકા ઉત્પન્ન થાય છે કે તેને કોઈ સ્ત્રીની સાથે આડો સંબંધ છે સામાજિક જીવનમાં સ્ત્રીપુરુષ-સંબંધની શુદ્ધતાનુ ખૂબ જ મહત્ત્વ છે અને એ ઠીક પણ છે પરંતુ બીજી બાબતો ઓછા મહત્ત્વની નથી. મનુષ્ય વિશ્વાસપાત્ર હોય, કોઈને ધોખો ન દે, વચન આપે ત્યારે ખરા હૃદયથી તે પાળવાનો સંકલ્પ કરીને જ આપે, અને વચનપાલન કરવાનો પૂરેપૂરો પ્રયત્ન પણ કરે, સ્વાર્થવશ કે મોહવશ થઈને દેશનો દ્રોહ ન કરે, સાર્વજનિક પૈસાનો ઉપયોગ ખૂબ સાવચેતીથી લોકહિતને માટે જ કરે, ન્યાય કરવો હોય તો, પક્ષપાતરહિત તથા આળસરહિત, યોગ્ય ન્યાય જ કરે, સત્યનો ક્યાય દ્રોહ ન કરે, કોઈના ઘાત ન કરે, જાતિજાતિઓ વચ્ચે વેર ઉત્પન્ન ન કરાવે, દ્વેષથી પ્રેરાઈને અથવા અજ્ઞાનપણે કોઈને બદનામ ન કરે,—આવી આવી બધી બાબતો સાર્વજનિક નીતિના એટલા જ મહત્ત્વના અંગો છે

હવે વ્યક્તિગત નીતિના પ્રશ્નોનો વિચાર કરીએ પિતાના મૃત્યુ પછી ચાર ભાઈઓ ઘરની મિલકતની વહેંચણી કરે છે એક ભાઈ પોતાના ભાઈઓને ડરાવીને કે ઠગીને વધારે ભાગ લઈ લે છે, એ અન્યાય તો છે, પરતુ સમાજ કહે છે “છેવટે તો તેણે જે લઈ લીધુ તે પોતાના પિતાના જ માલ લીધો છે આ તો ભાઈ ભાઈ વચ્ચેનો ઝઘડો છે”

આવા માણસને જવાબદારીભર્યું કોઈ સાર્વજનિક કામ સોંપતા સમાજને કશો કચવાટ થતો નથી લોકો કહે છે “ભાઈને ઓછુ આપ્યુ તેટલા માટે એ માણસ સાર્વજનિક બાબતોમા ગરબડ કરશે જ એવુ માનવાને કારણ નથી”

આથી ઊલટો વ્યવહાર પણ નજરે પડે છે. સરકાર કે રેલવે કંપની, પોસ્ટ કે ટેલિફોન કંપનીને ધોખો દેનારી વ્યક્તિઓ પણ અન્ય ખાનગી વ્યક્તિઓ સાથેના વ્યવહારમા કેટલીક વખત પૂરી પ્રામાણિક માલૂમ પડે છે તેઓ માને છે કે સરકાર એ કોઈ વ્યક્તિ નથી કૉર્પોરેશનનો પણ કોઈ એક ધણી નથી હોતો એટલે આવી સંસ્થાઓને ધોખો દેવામા આપણે આપણા શહેરના તમામ લોકોને ધોખો દઈ રહ્યા છીએ એ વાત તેમના ધ્યાનમા

આવતી નથી, અને આવે તોપણ ગળે ઊતરતી નથી, કઠની નથી સમાજનુ કે કોઈ પક્ષકારનુ નુકસાન થાય કે ન થાય તોપણ અન્યાય કરનાર તો અધ પાત થાય જ છે, એ વાત તરફ આવા માણસોનુ ધ્યાન જતુ નથી

સદાચારી બનવુ એ એક વાત છે અને સદાચારી દેખાવુ એ તદ્દન જુદી વાત છે જે માણસ ચાર ચાર દિવસો સુધી નહાતો નથી, પરતુ ચોખ્ખા કપડા પહેરે છે અને હાથ-મો ધોઈને સમાજમા બરાબર હરેફરે છે તે કહી શકે છે "ચાર દિવસ નહીં નહાવાથી જે નુકસાન થશે તે મને પોતાને થશે એની દરકાર કરવી કે ન કરવી એ મારો પોતાનો સવાલ છે એની સાથે સમાજને શો સબધ છે? મેં મારા હાથ, મો અને દાત સાફ રાખ્યા છે, એટલુ સમાજને માટે બસ હોવુ જોઈએ કપડાની અદર કેવો છુ, એ સમાજ નથી જાણવાનો કે નથી તેને જાણવાની આવશ્યકતા"

અહીંથી વ્યક્તિગત નીતિ અને સાર્વજનિક નીતિ વચ્ચેનો ભેદ શરૂ થાય છે આવો માણસ એમ પણ કહેશે કે જો કોઈ મને પૂછશે અને મારે જવાબ આપવો પડશે તો હુ જૂઠુ નહીં બોલુ, કા તો જવાબ આપવાનો ઇનકાર કરીશ અથવા સાચી વાત કહી દઈશ, જૂઠ બોલવા પ્રત્યે મને ઘૃણા છે (ચાર દિવસ ન નહાવાનુ કારણ તેની આળસ હોય, લાચારી હોય, અથવા ભારે ત્યાગ પણ હોય યુદ્ધના દિવસોમા, પ્લેગના દિવસોમા અથવા એવા કોઈ રાષ્ટ્રીય કટોકટીના પ્રસગે માણસને કદી કદી આવો ત્યાગ કરવો પડે છે)

કોઈ કોઈ વખતે બીજાઓની ગુપ્ત વાત જાહેર ન કરવાની ફરજ આવી પડતા માણસને માટે સત્યનુ પાલન ખૂબ કઠણ બની જાય છે, આવે વખતે માણસની આર્યતા અને દક્ષતાની ખરી કસોટી થાય છે

આજકાલ એક એવો પક્ષ ઊભો થયો છે, જે કહે છે કે —

"સ્રીપુરુષ-સબધના જેટલા નિયમો છે તે બધા સાકેતિક નીતિના જ છે એટલા માટે કાઈ નહીં તો સાર્વજનિક કામોમા તો એ નિયમોને રાગે માણસના આચરણને કસવુ ન જોઈએ તે એની અગત વાત છે જે જે વ્યક્તિઓ સાથે તેનો સબધ હોય તેઓ જ તેનો વિચાર કરે સમાજને એના કાજી બનવાનો અધિકાર નથી"

આ લોકો એમ પણ કહે છે: કોઈ સેનાપતિ વેશ્યાગામી હોય તો શુ તમે તેની અસાધારણ નેતૃત્વ-શક્તિનો લાભ નહીં ઉઠાવો? કોઈ ધન્વતરિ

(દાક્તર) ઉઠાવગીર હોય, ઘોડદોડમા જઈને જુગાર ખેલતો હોય તો શું તે કારણે શુ તમે તેની પાસે ચિકિત્સા નહીં કરાવો?" આના જવાબમા કેટલાક લોકો કહેશે, "બૂરાને કહીશુ તો બૂરો જ, પણ તેનો બહિષ્કાર નહીં કરીએ" આ ઉપરથી અનેક સવાલો ઊઠે છે

રૂઢિવાદી લોકો નીતિનો સવાલ પોતાની રીતે ઉકેલે છે પરન્તુ જે લોકો નીતિને તો માનતા હોય છે પણ નીતિનો આદર્શ આધુનિક પદ્ધતિએ નિશ્ચિત કરે છે, તેમનો જવાબ વિચારવા લાયક હોય છે રૂઢિવાદી લોકો રૂઢિના બળ ઉપર જ બોલે છે તેઓ દંભનો આશરો લઈ શકે છે, અને તે કારણે તેમના પુણ્યપ્રકોપનુ ખોખરાપણુ ખુલ્લુ થઈ જાય છે પરન્તુ જે લોકો નીતિના આધાર તરીકે કોઈ પણ રૂઢિ કે ધર્મગ્રન્થને માનતા નથી, પણ તત્ત્વનિષ્ઠ હૃદય અને શુદ્ધ બુદ્ધિને આધારે જ નીતિનો નિર્ણય કરે છે તેમની ભૂમિકા બિલકુલ નવી હોવા છતા મજબૂત હોય છે

રૂઢિવાદી લોકો આવા માણસોને સમજી શકતા નથી અને તેમને નાસ્તિક પણ કહે છે જ્યારે નીતિમાત્રને સામાજિક સકેત સમજનારા લોકો આવા લોકોને ભ્રાન્ત અથવા વહેમથી ભરેલા માને છે

આવા લોકોએ સમજવુ જોઈએ કે, સાકેતિક નીતિ પણ, જ્યા સુધી એનો સકેત સમાજમાન્ય છે ત્યા સુધી, પવિત્ર ચીજ છે અને એનો ભગ દડપાત્ર છે પવિત્રતાની માત્રા આખરે સમાજ-હૃદય દ્વારા જ મુકરર થવાની

સૌથી પહેલો સવાલ તો એ નક્કી કરવાનો છે કે માણસનુ આચરણ ક્યા સુધી સ્વીકાર્ય ગણાય? અને જો તે સ્વીકાર્ય ન હોય તો ક્યા સુધી નિંદનીય છે? બીજો સવાલ એ છે કે કયા કયા દોષો હોવા છતા આપણે માણસ પાસેથી સાર્વજનિક સેવા લઈ શકીએ?

રોગનો દાખલો લેવામા આવે તો જેને મધુપ્રમેહનો રોગ હોય તેવા માણસ પાસેથી આપણે ગમે તે કામ લઈ શકીએ છીએ જેને કોઢનો રોગ કે કોઈ ચેપી રોગ હોય તેની પાસેથી આપણે બહુ કામ લઈ શકતા નથી એ રીતે નૈતિક દોષની બાબતમા પણ લોકો કેટલાક નિયમ પાળે છે જે માણસ હિસાબ રાખી શકતો ન હોય, તેના હાથમા સાર્વજનિક ધન ન સોંપાય એટલે બસ તેની પાસે બીજા પ્રકારની સેવા આપણે લઈ શકીએ છીએ જેનામા પૈસા હડપ કરવાની વૃત્તિ છે તેવા માણસની બીજી શક્તિઓનો

સમાજ લાભ ઉઠાવી શકે છે માણસ જેવો હોય તેવો પોતાને જાહેર કરે તો તેની પાસેથી સેવા લેવામા મુશ્કેલીઓ ઓછી રહે છે

કૉલેજના દિવસોમા એક રસોઈયાને અમે નોકરીમા રાખવા ઈચ્છતા હતા બીજી બાબતો નક્કી થયા પછી તેણે કહ્યુ, "આપને પાછળથી ખબર પડે અને મને નોકરી ઉપર હઠાવી દો તેના કરતા હુ જ આપને કહી દઉં છુ કે મેં ફલાણી જગાએ હિસાબમા ગરબડ કરી હતી, તે બદલ મને માર પણ પડયો હતો, અને જેલ પણ મળી હતી એટલુ જાણ્યા છતા જો તમે મને નોકરીમા રાખવા ઈચ્છતા હો તો રાખો હુ જો આપને વચન આપુ કે હવે પછી એમ નહીં કરુ તો તે ઉપર આપ શી રીતે વિશ્વાસ રાખવાના? હુ તો આવો છુ આપ ઠીક માનો તો મને રાખો" અમે તેને રાખ્યો અને તે બદલ અમારે કદી પસ્તાવુ ન પડયું

તો પછી સમાજ લૈંગિક નીતિની બાબતમા આટલો કડક કેમ છે? શુ એ ફક્ત મધ્યયુગીન વહેમ છે કે તેની પાછળ કોઈ મહત્ત્વનુ કારણ છે? તેનો વિચાર સ્વતત્ર રીતે કરવાનુ જ ઠીક પડશે

એપ્રિલ, ૧૯૪૧

## ૪૫

# લૈંગિક નીતિનો આધાર

આગળના લેખમા 'સાકેતિક અને આત્યાતિક નીતિ'ના પ્રશ્ન ઉપર જે ચર્ચા કરી હતી તેની એક વિશેષ બાજુનો હવે વિચાર કરવો છે એ લેખના અતમા એવો સવાલ ઉઠાવ્યો હતો કે, "સમાજ લૈંગિક નીતિની બાબતમા આટલો કડક કેમ છે? શુ એ ફક્ત મધ્યયુગીન વહેમ છે કે તેની પાછળ કોઈ મહત્ત્વનુ કારણ છે?"

આ વિષયની મીમાસા કરવા માટે બ્રહ્મચર્ય અને વૈવાહિક જીવનનો કઈક વિચાર કરવો પડશે આ બન્ને વિષયો જીવનવ્યાપી છે, સાર્વભૌમ છે તેમ જ ઊડા છે હુ અહીં તેના ઊડાણમા ઊતરવા નથી ઈચ્છતો તોપણ બ્રહ્મચર્યનુ સ્વરૂપ સમજ્યા વિના અથવા વૈવાહિક નીતિની આવશ્યકતાનો વિચાર કર્યા વિના આપણે લૈંગિક સદાચારના મહત્ત્વની મીમાસા કરી જ ન શકીએ

આજકાલના લેખકો કામવિકારને ‘સેક્સ એપીટાઈટ’ કહે છે આપણે તેનો અનુવાદ લૈંગિક ભૂખ (જાતીય ક્ષુધા) અથવા ‘લૈંગિક તૃષા’ કરી શકીએ જૂની ભાષામા તેને ‘સગમેચ્છા’ કહેતા હતા કામ-વિકારમા પ્રબળ ઉત્સુકતા અને પ્રમાદ સુધી લઈ જનારી માદકતા છે જ, પરતુ તેને ‘ભૂખ’ કે ‘તૃષા’ની ઉપમા આપીને આપણે એક પ્રકારનો વિચારદોષ પ્રકટ કરીએ છીએ ‘ભૂખ’ કે ‘તૃષા’ અને ‘કામવિકાર’મા ઉત્કટતાનુ સામ્ય છે પ્રાણીમાત્રમા તેનુ અસ્તિત્વ જોઈ શકાય છે, પરતુ તેમા મહત્ત્વપૂર્ણ ભેદ છે ભૂખ કે તૃષાનો તકાદો શિથિલ નથી હોઈ શકતો આપણે જો ભૂખ કે તૃષાને તૃપ્ત ન કરીએ તો શરીર ટકી ન શકે અન્ન અને પાણીનો ત્યાગ કરવાથી, ભલે પદર દિવસમા કે પચાસ દિવસમા, પણ શરીરનો નાશ અવશ્ય થાય જ કામસેવનની સ્થિતિ એવી નથી આવશ્યક નિયમોની સાથોસાથ મનુષ્ય જો બ્રહ્મચર્યનુ પાલન કરે તો તેના શરીરનો નાશ તો નહીં જ થાય, બલ્કે તે એથી અધિક સુદૃઢ અને કાર્યક્ષમ બનવાનો સભવ છે અને આપણા અનુભવી પૂર્વજો કહે છે કે બ્રહ્મચર્યનુ સપૂર્ણ પાલન કરવાથી કાયિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓનો એટલો અભૂતપૂર્વ વિકાસ થાય છે કે મનુષ્ય સામાન્ય કોટિમાથી ઊચો ચડીને અલૌકિક વિભૂતિ પ્રાપ્ત કરી શકે છે

આ ફલશ્રુતિ કયા સુધી ખરી છે તેનો આ જમાનામા કોઈએ અનુભવ નથી કર્યો કોક કોકને તે વિષે સદેહ પણ છે પરતુ એટલી તો અનુભવની વાત છે કે બ્રહ્મચર્યથી મનુષ્ય પોતાના શરીરને અમુક હદ સુધી સ્વસ્થ અને અલમસ્ત બનાવી શકે છે આયુર્વેદમા કહેવામા આવ્યુ છે કે શ્રેષ્ઠમા શ્રેષ્ઠ રસાયણ બ્રહ્મચર્ય જ છે સામાન્ય સમાજમા પણ આપણે જોઈએ છીએ કે સદાચારી વિધવાઓ અધિક તદુરસ્ત હોય છે અને તેમની કાર્યશક્તિ પણ અન્ય સ્ત્રીઓ કરતા વધુ હોય છે શરત એટલી જ છે કે સદાચારનુ પાલન પ્રસન્નતાપૂર્વક કરવામા આવે અને જીવનમા આળસને સ્થાન ન હોય

આ કારણથી કામવિકારને ભૂખ કે તૃષા સમાન માની લેવાથી અને તેમની ઉપમા આપવાથી વિચારમા ગરબડ પેદા થાય છે એક પક્ષ કહે છે કે

બ્રહ્મચર્યનુ પાલન બિલકુલ અશક્ય છે તેના જવાબમા તો એટલુ જ કહી દેવુ પૂરતુ છે કે ભૂખ અને તૃષા પોતાની સ્વાભાવિક મર્યાદાથી થોડીક વધારી તો શકાય છે પરતુ તેની પણ એક હદ હોય છે કામવિકારની બાબતમા એમ નથી જે રીતે આપણે પ્રયત્નથી કામવિકારને બિલકુલ દબાવી દઈ શકીએ છીએ અને આત્યન્તિક સાધનાથી તેને નિર્મૂળ પણ કરી શકીએ છીએ, તે જ રીતે એ વિકારને ઉત્તેજના આપવાથી તેને અમર્યાદ વધારી પણ શકીએ છીએ શરીર ભલેને ગમે તેટલુ કમજોર બન્યુ હોય, રોગી હોય, ભોગક્ષમ પણ ન રહ્યુ હોય, તો[illegible] મનના વિકાર વધતા જઈ શકે છે ભૂખતૃષાની વાત એવી નથી અન્ન-જળનો સપૂર્ણ ત્યાગ કરવાથી ભૂખ અને તૃષા કેટલીક હદ સુધી દબાય છે અને પાછળથી વેગથી વધે છે વિષયસેવનનો સફળતાપૂર્વક ત્યાગ કરવાથી વિષયેચ્છા ઉત્તરોત્તર ઘટતી જ જાય છે બુભુક્ષા અને વિષયેચ્છાનો આ ભેદ મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સત એકનાથે સારી રીતે બતાવ્યો છે ગીતાએ પણ કહ્યુ છે કે "બિલકુલ ન ખાવુ અને બિલકુલ ન સૂવુ યોગને માટે બાધક છે" વિષયસેવનને આ નિયમ લાગુ પડતો નથી

કામવિકાર પરનો સયમ મનુષ્યજાતિને માટે બિલકુલ અશક્ય હોત તો નીતિશાસ્ત્રે બ્રહ્મચર્યનો ઉપદેશ જ ન કર્યો હોત મનુષ્ય પોતાના વિકારોને અને કલ્પનાશક્તિને ઉત્તેજના આપીને વધારે નહીં અને પોતાની જાતને પ્રતિકૂળ પરિસ્થિતિમા રાખે નહીં તો કામવિકાર પર વિજય મેળવવો અને લૈંગિક સદાચારનુ પાલન કરવુ એ સામાન્ય મનુષ્ય માટે, વિલાસી લોકો ધારે છે એટલુ, કઠિન નથી જ

પરતુ સવાલ એ છે કે જે મનુષ્યનુ લૈંગિક સદાચારમાથી પતન થઈ જાય તેને સમાજ અત્યત ઘૃણિત કેમ માને છે અને સમાજસેવા માટે તેને સર્વથા અયોગ્ય કેમ માને છે? આ સમજવા માટે કામસેવનના સ્વરૂપ અને કાર્યનો થોડોક વિચાર કરવો જરૂરી છે

પ્રકૃતિના વિધાનમા વ્ય[illegible] [illegible]વુ, અ[illegible] [illegible] અબાધિત રહેવુ, એ બે વાતોનુ ભારે [illegible] પીવા[illegible] રહે છે અને વિષયસેવનથી વશવિસ્તાર [illegible] [illegible]

અને સગમેચ્છાની પ્રેરણા એટલી પ્રબળ રાખી છે કે વિરલાઓ જ તેમાથી બચી જાય છે વ્યક્તિનો નાશ ન થાય અને વશનો ઉચ્છેદ ન થાય એ ઉદ્દેશથી જ કુદરતે આ અસાધારણ શક્તિશાળી વ્યવસ્થા કરી રાખી છે

હવે જે ક્રિયા દ્વારા પ્રજાની ઉત્પત્તિ થાય છે, એક ચૈતન્યયુક્ત નવા પ્રાણીનુ નિર્માણ થાય છે અને જે ક્રિયામા શરીરની સઘળી ધાતુઓનો વ્યવહાર થાય છે તે ક્રિયાનુ પાવિત્ર્ય અને આપણા સમગ્ર જીવન પર થનારી એની અસર બન્ને કેટલા ઘેરા હશે એ વાત વિચારશીલ આદમી માટે સાબિત કરવાની જરૂર ન હોવી જોઈએ આવી જીવનવ્યાપી, જીવનદાયી અને પવિત્રતમ ક્રિયાનો—યત્કિચિત્ પણ દુરુપયોગ ન થાય તે જોવાનુ સમાજનુ કર્તવ્ય છે અને સમાજે અનુભવ પણ કર્યો છે કે આ સર્વોપરી મહત્ત્વની અને પવિત્રતમ વસ્તુના સબધમા જેનુ મન વિકૃત થઈ ગયુ હશે તેનુ આખુ શરીર પણ વિકારી હશે જ શરીર કદાચ વિકારથી બચી પણ જશે પરતુ મનની વિકૃતિ અસાધારણ નુકસાન પહોચાડવાની જ જે સમાજમા ઘણાખરા લોકોની દૃષ્ટિ વિકૃત થઈ જાય છે તે સમાજ એવી વિકૃતિને જ સ્વભાવ કે પ્રકૃતિ માની લે છે પરતુ તેનાથી જે નુકસાન થવાનુ હોય છે તે તો થાય જ છે

લૈંગિક નીતિની બાબતમા જેનુ મન વિકૃત થઈ જાય છે તેની વિચાર કરવાની રીત પણ કઈક વિચિત્ર બની જાય છે તેનાં નૈતિક મૂલ્યો ઊધા થઈ જાય છે અને તેના આદર્શમા પણ કોઈ ને કોઈ કલક લાગી જાય છે સ્વાધ્યાય, વાચન, સત્સાગ અને અખાડ સાવધાનીથી કદાચ એ પોતાના આદર્શ શુદ્ધ રાખી પણ શકે તોપણ એ આદર્શની સાધનામા તે મનુષ્ય પ્રમાદી બની જ જાય છે.

* * *

બીજી એક વાત છે વિષયસેવનનો સબધ એક બાજુ પર પ્રજોત્પત્તિની સાથે છે અને બીજી બાજુ પર પરસ્પર પ્રેમની, ઉત્કટતા અને નિષ્ઠાની સાથે છે સ્ત્રીપુરુષનુ આકર્ષણ પ્રારભમા ભલે ને પાર્થિવ કે કલાત્મક હોય પરતુ પાછળથી તેનું રૂપાતર આધ્યાત્મિક નિષ્ઠામા જ થઈ જાય છે આ નિષ્ઠાને લઈને જ તેને જીવનશુદ્ધિ અને જીવનસમૃદ્ધિનો લાભ થાય છે.

કેવળ પરસ્પર આકર્ષણ અને કામુકતાથી ન તો જીવન શુદ્ધ થાય છે, ન તો જીવનની ઉત્કટતા અને સમૃદ્ધિ પણ ઉચ્ચ કોટિ પર પહોચે છે લૈંગિક જીવન અને પ્રેમમય જીવન એ બનેનો એકસામટો વિચાર કરવો જોઈએ કેવળ લૈંગિક જીવન કા તો પશુપક્ષીઓની માફક પ્રાકૃત રહે કે પછી પ્રેમજીવનના ગાઢ અને ગૂઢ કીમિયાથી સુસસ્કૃત થઈ જાય એ બન્ને સ્થિતિઓ સારી છે પરતુ મનુષ્ય માટે તો પ્રાકૃત જીવન છે જ નહીં એ કા તો સસ્કૃતિ તરફ વધશે કે પછી વિકૃતિ તરફ પછડાશે જો સસ્કૃતિનો આગ્રહ છોડી દે તો મનુષ્યનુ લૈંગિક અથવા પ્રેમજીવન વિકૃત થઈ જાય છે અને તેથી જીવનના અગ-ઉપાગોમા ગદકી પેસી જાય છે ત્યાર પછી જીવનનુ એક પણ પાસુ સ્વચ્છ રહેતુ નથી એ બધી તો અનુભવની વાત છે કેટલીક વિકૃતિઓ એટલી સૂક્ષ્મ હોય છે કે મામૂલી માણસ તેને દૂરથી પિછાની શકતો નથી કિન્તુ વિશેષજ્ઞ જ તેને સમજી શકે છે અને ખાસ કરીને વિકૃત મનુષ્ય જ્યારે પોતે જ અતર્મુખ થાય છે ત્યારે પોતાના જીવનની દુર્ગન્ધનો તુરત જ અનુભવ કરી શકે છે તે પછી તે પોતાને જ ધિક્કારવા લાગે છે, તેનો આત્મવિશ્વાસ નષ્ટ થઈ જાય છે અને જેનો આત્મવિશ્વાસ ગયો હોય તેને માટે જીવનમા સફળતા ક્યાથી જ હોય?

* * *

સામાજિક જીવન ભિન્ન ભિન્ન રિવાજો અને સસ્થાઓ પર નિર્ભર હોય છે મનુષ્યની આ તમામ સસ્થાઓમા કુટુબસસ્થા સૌથી પ્રાચીન અને આખા જીવન સુધી પહોચવાવાળી હોય છે સમાજનો સભવ જ કુટુબ-સસ્થાને લઈને થઈ શકે છે આ સસ્થામા જે કોઈ વિકૃતિ આવી જાય છે તે સદીઓ સુધી મનુષ્યજાતિને દુ ખ દીધા કરે છે

આવા કડવા અનુભવો પછી જ મનુષ્ય એવા નિર્ણય પર આવ્યો કે કુટુબસસ્થાને ચાલુ રાખવા માટે જ કુલધર્મ અબાધિત રાખવા જોઈએ અને કુટુબસસ્થાના પાયાને મજબૂત કરવો જોઈએ કુટુબસસ્થાનો મુખ્ય આધાર પ્રેમજીવનની શુદ્ધિ અને ઉત્કટતા છે અને લૈંગિક જીવનનુ પ્રેમ-જીવન સાથે અવિભાજ્ય બધન છે આ બધા કારણોથી માનસશાસ્ત્રીઓએ, નીતિશાસ્ત્રીઓએ અને ધર્મશાસ્ત્રીઓએ લૈંગિક નીતિ પર આટલો અધિક ભાર મૂક્યો છે

લૌકિક બુદ્ધિ માટે કઈ કઈ લોકનીતિ ઉક્તિઓ [illegible] જોઈએ. [illegible] ક્યા બવનો [illegible] જોઈએ. અને [illegible] નિર્માણ કઈ રીતે કરવુ જોઈએ તે અંગે [illegible] આ [illegible] પ્રત્યેક સમાજ પોતાના [illegible] નિયમો [illegible] સમજે છે પરંતુ તુલનાત્મક અધ્યયન કરીને શુદ્ધ [illegible] કરવાના આ દિવસોમાં [illegible] નિયમો અને બવનોનો સ્વતંત્ર રૂપે વિચાર થઈ શકે છે પરંતુ એ તો એક અલગ વિષય છે

સાર્વજનિક જીવનમાં લૌકિક સદાચાર ઉપરાંત વૈયક્તિક નીતિજીવનની બીજી કઈ કઈ પરેજી સંભાળવી જોઈએ તેનો વિચાર પ્રસ્તુત તો છે જ. પરંતુ તે કોઈ અન્ય પ્રસંગે કરવો પડશે.

સપ્ટેમ્બર, ૧૯૪૧

## ૪૬

## ચારિત્ર્યનો આધાર : સંયમ અને નિષ્ઠા

પોતાના જીવનને શુદ્ધ અને સમૃદ્ધ બનાવવાની સાધના જેમણે કરી છે, તેઓ અનુભવથી કહેતા આવ્યા છે કે, 'આહારશુદ્ધૌ સત્ત્વશુદ્ધિ ।' આ સૂત્રના બે અર્થ થઈ શકે છે, કારણ કે સત્ત્વના બે અર્થ છે — શરીરનુ સગઠન અને ચારિત્ર. જો આહાર શુદ્ધ હોય એટલે કે સ્વચ્છ હોય, તાજો હોય, પરિપક્વ હોય, સુપાચ્ય હોય, પ્રમાણયુક્ત હોય અને એના ઘટકો પરસ્પરાનુકૂળ હોય, તો તેના સેવનથી શરીરના લોહી, પેશીઓ, નસો, વીર્ય વગેરે બધા ઘટક શુદ્ધ રહે છે, વાત, પિત્ત કફ વગેરેમા સામ્યાવસ્થા જળવાય છે અને સપ્ત ધાતુઓ પરિપુષ્ટ બનીને શરીર નીરોગી, સુદૃઢ, કાર્યક્ષમ તથા બધી જાતના આઘાત સહન કરી શકે તેવુ બને છે અને આવા આરોગ્યની મન પર પણ સરસ અસર થાય છે

'આહારશુદ્ધૌ સત્ત્વશુદ્ધિ ' નો બીજો અને વ્યાપક અર્થ એ છે કે જે આહાર પ્રામાણિક હોય, હિંસાશૂન્ય હોય, દ્રોહશૂન્ય હોય અને યજ્ઞ, દાન, ત

વગેરેની ફરજો અદા કર્યા પછી મેળવેલો હોય, તો તેનાથી ચારિત્ર્યશુદ્ધિને પૂરેપૂરી મદદ મળે છે ચારિત્ર્યશુદ્ધિનો આધાર જ આ પ્રકારની આહારશુદ્ધિ ઉપર છે

જો આ વાત ખરી હોય, આહારની ચારિત્ર્ય ઉપર આટલી અસર હોય, તો વિહારની એટલે કે લૈંગિક શુદ્ધિની ચારિત્ર્ય ઉપર કેટલી અસર હોઈ શકે છે તે વિષે અનુમાન કરવુ મુશ્કેલ નહીં પડે

જેને આપણે કામવિકાર અથવા લૈંગિક આકર્ષણ કહીએ છીએ તે માત્ર શારીરિક ભાવના નથી મનુષ્યના વ્યક્તિત્વના બધા જ પાસા તેમા ઉત્તેજિત થાય છે અથવા તો પોતપોતાનો ભાગ ભજવે છે અને તેથી જ જેમા શરીર, મન, હૃદયની ભાવનાઓ તેમ જ આત્મિક નિષ્ઠા — એ બધાનો મેળ થાય એ અનિવાર્ય છે, એવી પ્રવૃત્તિનો વિચાર એકાગી દૃષ્ટિએ ન થવો જોઈએ જીવનના સાર્વભૌમ અથવા તો સર્વોત્તમ મૂલ્ય વડે જ તેનો વિચાર કરવો જોઈએ જે આચરણમા શારીરિક પ્રેરણાને વશ થઈને બાકીના બધા તત્ત્વોની અવગણના કરવામા આવે છે તે આચરણ સમાજદ્રોહ કરનારુ તો છે જ, પણ તેથીયે આગળ જઈને એ પોતાના વ્યક્તિત્વનો પણ મહાન દ્રોહ કરે છે

લોકો જેને વૈવાહિક પ્રેમ કહે છે તેના ત્રણ પાસા છે એકનો સબધ ભોગ સાથે છે, બીજાનો પ્રજાતતુ સાથે અને ત્રીજાનો ભાવનાની ઉત્કટતા સાથે છે પહેલો મોટે ભાગે શારીરિક છે, બીજો મુખ્યત્વે સામાજિક અને ત્રીજો વ્યાપક અર્થમા આધ્યાત્મિક છે આ ત્રીજુ તત્ત્વ સૌથી વધુ મહત્ત્વનુ અને સાર્વભૌમ છે, અને એની અસર જ્યારે પહેલા બે ઉપર પૂરેપૂરી પડે છે ત્યારે તે બે પાસા ઉત્કટ, તૃપ્તિદાયી અને પવિત્ર બને છે

આ ત્રણ તત્ત્વોમાનુ પહેલુ તત્ત્વ બિલકુલ પાર્થિવ હોવાને કારણે તેની સ્વાભાવિક મર્યાદાઓ પણ છે ભોગથી શરીર ક્ષીણ થાય છે અતિ સેવનથી ભોગશક્તિ પણ ક્ષીણ થાય છે અને ભોગ પણ નીરસ બની જાય છે ભોગમા સયમનુ પ્રમાણ જેટલુ વધારે તેટલી ઉત્કટતા વધારે ભોગમા સયમ આવતા જ તેમા આધ્યાત્મિકતા આવે છે સયમપૂર્ણ ભોગમા જ નિષ્ઠા અને પરસ્પર આદર ટકી શકે છે સયમ અને નિષ્ઠા વિના વૈવાહિક જીવનની સામાજિક બાજુ કૃતાર્થ બની જ શકતી નથી

કેવળ લાભહાનિની દૃષ્ટિએ જોવામા આવે તોપણ વૈવાહિક જીવનનો પરમ ઉત્કર્ષ સયમ અને અન્યોન્યનિષ્ઠામા જ છે ભોગનુ તત્ત્વ પાર્થિવ અને તેટલા જ કારણે પરિમિત છે ભાવનાનુ તત્ત્વ હાર્દિક તથા આત્મિક હોવાને લીધે તેના વિકાસને કોઈ મર્યાદા નથી

આજકાલના લોકો કોઈ કોઈ વખતે લૈંગિક નીતિના સ્વચ્છદનો બચાવ કરે છે ત્યારે તેઓ ભોગપ્રધાન પાર્થિવ તત્ત્વને જ ધ્યાનમાં રાખે છે તેઓ જીવનની એટલી ક્ષુદ્ર કલ્પના કરી બેઠા હોય છે કે થોડા જ વખતમા તેમને સમજાય છે કે આવી સ્વતન્ત્રતામા નથી કોઈ પ્રકારની સિદ્ધિ, કે નથી કોઈ પ્રકારની સાચી તૃપ્તિ આવા લોકો ઊચો આદર્શ જ છોડી દે એટલે પછી તેમનામા આગળ ધપાવનાર અસંતોષ પણ બચી શકતો નથી, વિવાહસબધમા માત્ર ભોગસબધનો જ વિચાર કરનારા લોકોએ પણ પોતાનો અનુભવ જાહેર કર્યો છે કે .

एतत् कामफल लोके यत् द्वयो. एकचित्तता ।
अन्य चित्त कृते कामे शवयोर् अिव सगम ॥

આ એકચિત્તતા એટલે કે હૃદયની એકતા અથવા સ્નેહગાઠ અન્યોન્ય નિષ્ઠા તથા અપત્યનિષ્ઠા વગર ટકી જ શકતી નથી, વધવાની વાત તો બાજુએ રહી

સયમ અને નિષ્ઠા એ જ સામાજિક જીવનનો ખરો પાયો છે. સયમમાથી જે શક્તિ પેદા થાય છે તે ચારિત્ર્યનો આધાર છે જે માણસ કહે છે કે—I can resist anything but temptation, તે ચારિત્ર્યની એક પણ નાની કે મોટી પરીક્ષામા ઉત્તીર્ણ થઈ શકશે નહીં સયમ એ જ ચારિત્ર્યનો મુખ્ય આધાર છે

ચારિત્ર્યનો બીજો આધાર છે નિષ્ઠા. વ્યક્તિ જ્યારે સ્વતંત્રતાપૂર્વક સમષ્ટિની સાથે ઓતપ્રોત થઈ જાય છે—સમષ્ટિમા વિલીન થઈ જાય છે ત્યારે જ, તેનુ જીવન કૃતાર્થ થાય છે. વ્યક્તિ-સ્વાતન્ત્ર્ય સાચવતા છતા જો સમાજપરાયણતા સિદ્ધ કરવી હોય તો તે અન્યોન્ય નિષ્ઠા વગર નહીં થઈ શકે. અને આખા સમાજ પ્રત્યેની એકધારી અનન્ય નિષ્ઠા ત્યારે જ સિદ્ધ થાય છે, જ્યારે માણસ બ્રહ્મચર્યનુ પાલન કરે છે અથવા ઓછામા ઓછુ વૈવાહિક

જીવનમા પરસ્પર દૃઢ નિષ્ઠાથી પ્રારભ કરે છે. અન્યોન્યનિષ્ઠા જ્યારે આદર્શ કોટિએ પહોચે છે ત્યારે તેમાથી ઉત્તમ રીતે સાચી સમાજસેવા શરૂ થાય છે

આ બધા વિવેચનનો સાર એ નીકળે છે કે વ્યક્તિગત વિકાસને માટે, કૌટુબિક સમાધાનને માટે, સામાજિક કલ્યાણને માટે અને આધ્યાત્મિક પ્રગતિને માટે સયમ તથા નિષ્ઠા અત્યત આવશ્યક છે અને તે કારણે સામાજિક જીવનમા લૈંગિક સદાચારનુ આટલુ મહત્ત્વ છે

હવે, આ સદાચારનુ આત્યતિક સ્વરૂપ શુ છે, કયુ સ્વરૂપ તાત્ત્વિક છે અને કયુ સાકેતિક એનો વિચાર વખતોવખત કરવો પડે છે તેમાની કેટલીક બાબતોમા પરિવર્તન પણ થાય, છતા એટલુ તો સમજી જ લેવુ જોઈએ કે લૈંગિક સદાચાર વિના નિષ્ઠાયુક્ત સમાજસેવા થઈ શકતી નથી.

જેનો વિકાસ એકાગી જ થયો છે અથવા જેના જીવનમા વિકૃતિ આવી ગઈ છે, તેની પાસેથી પણ કાઈ ને કાઈ સેવા તો લઈ શકાય, પણ તે સમાજનો વિશ્વાસપાત્ર સભ્ય બની શકતો નથી સમાજ તેની સેવા નિર્ભયતાથી લઈ શકતો નથી, આવા માણસનો વિકાસ અશકય જેવો જ થાય છે—એની પ્રતિષ્ઠા નામની જ રહે છે

વિષય ગભીર છે તેના પાસા પણ અસખ્ય છે તેનો શુદ્ધ વિચાર કરવાની પાત્રતા પણ આજના અપૂર્ણ સમાજમા પૂરેપૂરી નથી, તેમ છતા આ વિષયને આપણે છોડી શકતા નથી થાબડથીબડથી કામ નહીં ચાલે માત્ર રૂઢિને સાચવીને આપણે સમાજને સુરક્ષિત નથી રાખી શકવાના અને અનેક રૂઢિઓનુ તુલનાત્મક અધ્યયન કર્યા વિના અને તેનો સાર્વભૌમ સમન્વય કર્યા વિના આપણી સામાજિક પ્રગતિ પણ નહીં થઈ શકે એટલા માટે મનુષ્ય-જાતિએ આ સવાલની આમૂલાગ્ર ચર્ચા વખતોવખત કરવાની રહે છે.

ઑકટોબર, ૧૯૪૧

# ૪૭

# સોપાન

પગથિયા જેમ ઘરની મોટી સગવડ છે તેમ શોભા પણ છે પગથિયાં ચડવા અને ઊતરવા તેમા બાળકોને કેટલો આનદ આવે છે! પગથિયા એ સ્વભાવે જ એક કાવ્ય છે પૈડુ જોયુ કે ફેરવવાનુ મન થાય જ, ધમણ જોઈ કે એને શ્વાસ લેતી કરાવ્યા વગર રહેવાતુ જ નથી, તેમ જ સોપાન પરપરા જોઈએ કે ચડ-ઊતર ચાલી જ આનુ કારણ શુ? પૈડુ, ધમણ અને પગથિયાં ત્રણે જીવનના પ્રતીક છે જે બાળક નાનપણમા પૈડુ ફેરવવામા રસ લેતુ તે જ બાળક મોટપણમા ભાગીરથીને કાઠે ઋષિપત્તનમા ધર્મચક્ર ચલાવતુ થયુ અને આજે ધર્મચક્ર સાતે ખડમા પોતાની અસર જણાવી રહ્યુ છે. જે બાળક લુહારને ત્યા ધમણ ચલાવવામા એકાગ્ર થતુ એ જ બાળક મોટપણમા સમાજમા પ્રાણ ફૂકવામા પોતાનો પ્રાણ-સર્વસ્વ વાપરતુ થાય તો તેમા આશ્ચર્ય શુ? અને સોપાન ચડવાનુ તો દરેક જીવનુ કાર્ય જ છે કોણ જાણે કેટલા અબજ વર્ષો વીતી ગયા હશે, દરેક જીવ પગથિયા ચડતો જ જાય છે ચોરાશી લક્ષ યોનિ એ કઈ અતિશયોક્તિ નથી, હોય તો અલ્પોક્તિ જ છે.

અને ઈશ્વરે પણ યોજના કેવી કરી છે! જેમ જેમ ઉપર ચડીએ છીએ તેમ તેમ આપણને વધુ ને વધુ દૂર ને દૂર દેખાય છે જેની ઉન્નતિ થઈ છે તેનામા દૂરદૃષ્ટિ — વિશાળ દૃષ્ટિ આવવાની જ બાળપણનુ જ્ઞાન જુઓ અને મોટપણનુ જુઓ

ત્યારે આપણે વધુ કમાવાની, વધુ સંઘરવાની ઉતાવળ શા માટે કરીએ? માત્ર મોટા થવાની આકાક્ષા રાખીએ, ઊંચા થવાનો પ્રયત્ન કરીએ, અને તે પણ એકદમ કૂદીને નહીં, પણ સ્થિર પગલેથી ચડીને — એકએક પગથિયા ઉપર પોતાનો આખો ભાર મૂકીને આટલુ કરીએ એટલે આપણી બાજુનુ કાર્ય થઈ રહ્યુ બાકીનુ બધુ સોપાનેશ્વર જીવનનાથ પરમાત્માના હાથમા છે એણે પુરુષાર્થના સાધન તરીકે આપણને સોપાન આપ્યુ છે, ચડવાની વૃત્તિ આપી છે ને સાથે સાથે કહી રાખ્યુ છે — आरोहण तु सायासम् । अनायास तु पातनम् ॥

માર્ચ, ૧૯૩૪

## ૪૮

# અધ્યાત્મ

પ્રજાની સસ્કૃતિ બાહ્ય સાધનોમા નથી, પણ મનોરચનામા છે હૃદયની લાગણીઓ, બુદ્ધિની આકલનશક્તિ, મુસીબતોને પહોચી વળવાની સૂઝ, આવતી કાલના પ્રશ્નોનો ઉકેલ આજે આણવા જેટલી દૂરદૃષ્ટિ અને આખા વિશ્વની અદર પોતાનુ સ્થાન અને પોતાની જવાબદારીનુ ભાન, એ જ સસ્કૃતિના મુખ્ય અગો છે જાગ્રત અને જીવનવ્યાપી ધર્મબુદ્ધિ, વર્ધમાન સમબુદ્ધિ અને પ્રસગને તોલે આવે એવી કાર્યકુશળતા રાને અખૂટ ધીરજ એમા જ સસ્કૃતિ આવી જાય છે.

બાહ્ય સાધનો જેમ જેમ વધતા જાય છે તેમ તેમ નવા પ્રશ્નો ઉત્પન્ન થતા જાય છે સાધનોને જડ કહી તેમની ઉપેક્ષા ન જ કરાય જે જડ પદાર્થોએ આત્માને પોતાની મોહિનીમા કેદ કર્યો છે તેને ‘જડ’ કેમ કહેવાય?

રાજ્યોને સ્થાપિત કરે કે ઉથાપે તે બધી પ્રેરણાઓ અને પ્રવૃત્તિઓ રાજદ્વારી ગણાય જ છે તેમ જ આધ્યાત્મિક જીવનમા જે જે વસ્તુઓ મદદગાર થાય અથવા ખલેલરૂપ થાય તે બધામા આધ્યાત્મિક બાજુ હોય જ છે

એટલા જ માટે જડ સાથેના દરેક સબધની આધ્યાત્મિક બાજુ તપાસવા જેટલી જાગૃતિ રાખવી આવશ્યક છે

૧૯૩૧

## ૪૯

# પ્રેમ અને ગુણ

કેટલાક કહે છે કે, "આપણે વ્યક્તિ પ્રત્યે મોહ ન રાખીએ, ગુણોની કદર કરીએ, ગુણોના ઉપાસક થઈએ વ્યક્તિ પ્રત્યેનો પ્રેમ એ મોહ છે, બધન-કર્તા છે" એ સિદ્ધાત બરાબર ન સમજાયો હોય અથવા જીવનમા આધ્યાત્મિકતા ખીલેલી ન હોય તો ભ્રમણામા નાખે એવો છે ગુણોનો ઉપાસક નિષ્ઠા કેળવી શકે ખરો? એનામા સ્થિરતા આવી શકે ખરી? ગુણોમા તો રોજ એક કરતા એક ચડિયાતો માણસ મળી આવ્યા વિના રહે નહીં જેમ રૂપમા એકથી ચડિયાતી બીજી સુંદર વ્યક્તિ જડી આવવાની છે તેમ ગુણોનુ પણ છે તેથી શુ આપણે હરહમેશ સૌથી વધારે ગુણી કોણ છે એની શોધમા જ રહીશુ અને તેની પાછળ જ દોડીશુ? સબધ બધાય ભલે ગુણોને લીધે, પણ બધાયા પછી તે વ્યક્તિ પરત્વે જ રહેવો જોઈએ અને તે આત્મિક સબધ હોવો જોઈએ આત્મિક સબધ બધાયા પછી નજીક આવવુ કે દૂર જવુ, કોમળ થવું કે કઠોર થવુ, સેવાનો ઈન્કાર કરવો કે સ્વીકાર વગેરે બધુ આત્મિક દૃષ્ટિએ જ નક્કી થવુ જોઈએ નહીં તો કોણ કોનો વિશ્વાસ રાખે અને કોણ નિર્ભય રહે? પડોશનો છોકરો વધારે રૂપાળો છે, વધારે હોશિયાર છે, અથવા વધારે પ્રેમાળ છે, તેથી તે પોતાની માને વધારે વહાલો થશે એવી બીક બાળકના મનમા જો પેસી જાય તો એનુ શુ થશે? એવુ થતુ નથી એ જ પ્રેમસબધની આત્મિકતા, નિર્હેતુકતા અને નિત્યતા બતાવે છે પ્રેમનુ એ સ્વરૂપ સમજી એને વ્યાપક બનાવી શકાય એટલું બનાવો પણ એના સ્વરૂપમા ફેરફાર ન થવા દેજો ગુણોની ઉપાસનાને નામે નિષ્ઠા-વ્યભિચાર દાખલ ન થવા દેતા.

૧૯૩૧

# ૫૦
# મોટાઈની મૂંઝવણ

મોટા માણસોને મિત્ર હોઈ શકે છે પણ એ પોતે કોઈના મિત્ર નથી થઈ શકતા, એ અર્થનુ વચન ગટેના લખાણોમા ક્યાક વાચ્યાનુ સ્મરણ છે તે વખતે આના ઉપર ઘણો વિચાર ક્ર્યો. વાત તો સાચી લાગી પણ એ કેટલે દરજ્જે યોગ્ય છે, મોટાઈ સાથે એનો મેળ બેસી શકે છે કે કેમ, એ જ વિચાર મનને સતાવતો હતો

મોટા લોકોની સેવા કરવા અનેક લોકો દોડે છે આગળ જતા એને કોઈની પણ સેવા લેતા સકોચ થતો નથી, પણ એ બધા લોકો પ્રત્યે વ્યક્તિશ: એ કૃતજ્ઞતા કેળવતો નથી અને એમની વળતી સેવા આપતો પણ નથી— કરવા ધારે તો કરી ન પણ શકે જેટલા લોકો એના પ્રત્યે આદર રાખે છે તે બધા પ્રત્યે આદર તો શુ, સદ્ભાવ પણ રાખવો એને માટે કઠણ હોય કેટલાક પ્રત્યે તો એના મનમા તિરસ્કાર પણ હોય આવી સ્થિતિમા એ બિચારો કરે શુ? એવા એવા વિચારો મનમા આવ્યા અને ગટેનુ વચન મેં ત્યા જ છોડી દીધુ

બીજી વાર મનમા વિચાર આવ્યો કે, મોટા લોકો એટલે શક્તિશાળી લોકો, એ મોટે ભાગે અહપ્રેમી હોય છે આખી દુનિયા એમની વાતો કરે, એમના વખાણ કરે, તોયે ન ધરાતા તેઓ જેમ પોતાની જ વાતો કર્યા કરે છે, બીજુ કશુ એમને સૂઝતુ નથી, તે જ પ્રમાણે બીજા એમના પ્રત્યે ગમે તેટલી મિત્રાચારી રાખે અને એમના પર વારી જાય તોયે પોતે બીજા ઉપર વારી નથી જઈ શકતા, એમને તો પોતા ઉપર જ વારી જવાનુ સૂઝે છે

આ વસ્તુસ્થિતિ ઘણે ભાગે સાચી હોય તોયે વધાવી લેવા જેવી તો નથી જ ત્યારે શુ ગટેના પેલા વચનનો આટલો જ અર્થ છે?

ગટેના મનમા શો અર્થ હતો એની મને પડી ન હતી કયા સાદર્ભમા એણે એ વાક્ય ઉચ્ચાર્યું હતુ એ પણ મારી આગળ સવાલ નહોતો હુ એ વાક્યનો શો અર્થ કરુ છુ એ જ સવાલ મને પજવતો હતો વસ્તુસ્થિતિ

એવી છે કે નહીં અને ઉપર ઉપરથી જો એ સાચી લાગતી હોય, તો એનું રહસ્ય શુ? આમ કેમ થતુ હશે? એની જ શોધમા હુ હતો મોટા લોકોના દોષ પણ મોટા એમ સામાન્ય રીતે કહેવામા આવે છે તેનુ જ આ ઉદાહરણ માનવુ કે આ સ્વભાવનો કોઈ બચાવ છે, એ સવાલ મારી આગળ હતો મદદ લેવી અને મદદ કરવી નહીં, પ્રેમનો ઉપયોગ કરવો, અને સામે પ્રેમ કરવો નહીં, મિત્રો મેળવવા પણ કોઈના મિત્ર થવુ નહીં, આ તો બધા કૃતઘ્નતાના લક્ષણો થયા આવડો મોટો મહાન દોષ હોવા છતા કોઈને 'મોટો' કેમ કહેવાય? સમાજમા ભલે એ પ્રતિષ્ઠિત હોય, પણ કૃતઘ્નતા તો હલકાઈનુ જ લક્ષણ છે

મોટા ગણાતા માણસોના સ્વભાવનુ, એમની પરિસ્થિતિનુ અને અનેક દાખલાઓનુ ઘણુ મનન કર્યું પણ સતોષ ન મળ્યો

એટલે અતે પ્રેમ અને મિત્રાચારીનો શો અર્થ થાય છે તેનો જ વિચાર કરવો રહ્યો એ વિચારમાથી જે પ્રકાશ મળ્યો તે અહીં નોધુ છુ

"તમે મારા પર પ્રેમ કરો" એમ જ્યારે કોઈ કહે છે ત્યારે તે શુ શું ઈચ્છે છે? 'તમે મને ચાહો, મારા પ્રત્યે સદ્ભાવથી જુઓ, મને વખતોવખત મદદ કરો, મારા દોષો સૌમ્યદૃષ્ટિથી જુઓ, મારા ગુણોની કદર કરો, અને મારી જાતજાતની ભૂખ તૃપ્ત કરો' એટલુ તો આપણે સ્પષ્ટ યા અસ્પષ્ટ કહીએ જ છીએ ખરુ જોતા પ્રેમનો ભૂખ્યો માણસ આટલુ મેળવીને પણ સતુષ્ટ થતો નથી એની ભૂખ એથીયે વધારે માગે છે તે એ કે, 'હુ તમારા જીવનનુ અને વિચારનું કેન્દ્ર ન થાઉં ત્યા સુધી મને સતોષ થવાનો નથી તમે મારા વિચારો કરો, મારી દૃષ્ટિએ જુઓ અને તમારુ જીવન મારા જીવનની આસપાસ વીંટળાઈ જાય ત્યારે જ મને થશે કે તમે મારા પર પૂર્ણપણે પ્રેમ કરો છો આખરી સતોષની એ જ શરત છે'

દુનિયામા કોઈ પણ સામાન્ય બે પ્રેમીકો વચ્ચે આવો પરસ્પર સબધ સ્થાપિત થઈ શકે છે મિત્રો એ જ કે જે એકબીજામા ઓતપ્રોત છે પણ હુ તમારા જીવનનુ કેન્દ્ર બનુ એ જાતની માગણી અહપ્રેમમાથી ઉદ્ભવે છે અને અહપ્રેમને જ પોષે છે

જેઓ ખરેખરા મોટા હોય છે, તેઓ પોતાની જાતને ભૂલી જઈ કોઈ પણ મહાન ધ્યેયને વરેલા હોય છે, તેથી તેઓ એ ધ્યેયને છોડીને બીજા

કથાને પોતાના જીવનના કેન્દ્રમા મૂકી શકતા નથી જે કોઈ એને ચાહે એની પાસેથી સેવા લઈને તેઓ તો એ સેવા પોતાના ધ્યેયને જ અર્પણ કરે છે કોઈ માણસ જો હનુમાનની ભક્તિ કરે તો હનુમાન પોતે એ ભક્તિ આરોગવાના નથી, એ તો એને સીધો શ્રી રામચદ્રને ચરણે જ લઈ જવાનો પ્રયત્ન કરવાના અને તેથી એકબીજામા ઓતપ્રોત થવુ એ જે પ્રેમ અને મિત્રાચારીનું સામાન્ય લક્ષણ ગણાય છે તે ધ્યેય-ભક્ત, મોટા લોકોને માટે અશક્ય બની જાય છે એમની વિભૂતિને કારણે, એમના હૃદયની આર્યતાને કારણે, અનેક લોકો એમના તરફ આકર્ષાય એ આકર્ષિત થયેલા લોકોને તેઓ પ્રેમથી નવડાવે તોપણ પોતાની ધ્યેયનિષ્ઠાને કારણે તેઓ અલિપ્ત ને અલિપ્ત જ રહેવાના ટેનિસનની જિનિવર રાજા આર્થર પાસેથી પ્રેમ માગતી હતી એટલે કે પોતાના અહપ્રેમને સતોષી શકે એવુ આર્થરનુ આત્મસમર્પણ માગતી હતી એવુ આત્મસમર્પણ લૉન્સલૉટ કરી શકતો હતો, ધ્યેયનિષ્ઠ આર્થર નહીં અને તેથી જિનિવર પોતાને લૉન્સલૉટને જ અર્પણ કરી શકી આર્થરની વિભૂતિ બપોરના સૂર્યના તેજ જેવી હતી કેમ કે એ ધ્યેયનિષ્ઠ હતો જિનિવર કહે, "who can gaze upon the sun in heaven" પૃથ્વીના સપર્કથી લાલ થયેલો, ઉદયાસ્ત વખતનો સૂર્ય જ માણસને વહાલો લાગે છે

અતે આર્થરને અનુભવ થયો કે પૃથ્વી ઉપર પાર્થિવ પ્રેમ જ ચાલી શકે છે, પણ તેટલાથી તેના સ્વભાવમા ફેર ન પડયો એ દુનિયા પ્રત્યે ઉદાસ થયો એને થયુ કે જે ઈશ્વરની પોતે ભક્તિ કરે છે, તે ઈશ્વરે આ સૃષ્ટિ બનાવેલી ન હોય — કોઈ ઊતરતા ઈશ્વરે આ સૃષ્ટિ બનાવેલી હશે. 'આ સૃષ્ટિને મારુ કામ નથી' એમ કહી એ ચાલ્યો ગયો

આર્થરના પાછા આવવાની દુનિયા ખૂબ રાહ જુએ છે, પણ એના પાછા આવવાની તૈયારી કરે છે ખરી?

૬–૭–'૪૧

## ૫૧

# ચેતવણી !

હિંસા ન કરવી, કોર્ટે ન જવુ, ઇનામ હરીફાઈની લાલચ ન બતાવવી, હરાજીમા ન ઊતરવુ, પત્રો ન વાપરવા, અપકારકર્તાનો વિરોધ ન કરવો, સજા ન કરવી અને ન કરાવવી, ઇન્સાફ પાછળ પ્રેમસબધને ન તોડવો, દવાઓ ન વાપરવી, શરીર સાચવવાની અસાધારણ અબળખા ન રાખવી, નોકરો ન રાખવા, બૌદ્ધિક મહેનતાણુ ન લેવુ, જીવન સયમપરાયણ રાખવુ, સત્તાનો આશ્રાય લેવા કરતા સમજાવટ અને ધીરજ ઉપર જ આધાર રાખવો, સુખાકારી કે સૌકર્યના સાધનો ઓછામા ઓછા વાપરવા, પ્રજાજીવન સાથે વધારેમા વધારે અનુસધાન રાખવું, આજીવિકા માટે સ્વાવલબી થવુ અને તે પણ અગમહેનત મારફત મેળવવી, મદવાડ અને ઘડપણ માટે જોગવાઈ કરી રાખવા કરતા સમાજની દયા ઉપર આધાર રાખવો, દીકરાદીકરી જેવા આશ્રિતો માટે કેળવણી આપવા ઉપરાત બીજી કશી ચિંતા ન કરવી, જોખમ ખેડવાની વૃત્તિને ન દબાવવી, મરણનો કે ખુવાર થવાનો ભય ન રાખવો, કાયમી ફડ રાખીને સસ્થા ન ચલાવવી, દેશસેવા ખાતર પણ સત્ય અસત્ય મિશ્રિત એવા ધધા ન ખેડવા, જેનું પાલન આપણે ન કરી શકીએ તેવી વસ્તુનો આગ્રહભર્યો ઉપદેશ ન કરવો, પોતાના કરતા બીજા ઉપર આકરી કસોટી ન મૂકવી, એવા એવા વ્રતો, નિયમો અને આદર્શો આપણે આપણી આગળ રાખ્યા છે અથવા સેવ્યા છે

કેટલાક લોકો એવા છે કે જે આવા આદર્શોને માનતા જ નથી તેઓ આપણને જ બેવકૂફ કહી વખોડે છે એટલુ જ નહીં પણ આજકાલના સામાન્ય સમાજને પણ વખોડે છે તેઓ તો એથી ઊલટુ આચરણ રાખવામા માને છે, અને આખા સમાજની મનોવૃત્તિ ફેરવવા માગે છે એવા લોકોને કોરે મૂકીએ

પણ સામાન્ય જનસમુદાય તો ઉપર વર્ણવેલા સિદ્ધાતો અથવા વૃત્તિઓને પસદ કરતા છતા અને પૂજતા છતા એને સપૂર્ણપણે સ્વીકારી શકતો નથી.

કેટલાક ભોળા લોકો કહે છે કે 'માણસજાત સામાન્યપણે દુર્બળ છે, આટલી ઊંચાઈ સુધી ન પહોચી શકે એટલે જીવનમા જયા ત્યા માડવાળ જ કરવી પડે છે આ બધા આદર્શો સાચા છે પણ તે અમલમા મૂકવા જેટલી હિંમત જયા સુધી આપણે નથી કેળવી ત્યા સુધી આદર્શો કાઈક નીચે ઉતારીને એટલે કે માડવાળ કરીને નભાવવુ રહ્યુ' આવા લોકો પોતાના કરતા કાઈક ચડિયાતા અને મક્કમ લોકોને જોઈને પ્રેરણા મેળવવા ઇન્તેજાર હોય છે અને તે મેળવે છે પણ ખરા

ત્રીજો વર્ગ વ્યવહારવાદીઓનો તેઓ નબળાઈની દલીલ આપણી આગળ નથી ધરતા તેઓ કહે છે કે, 'તમારા સિદ્ધાતો એકાન્તિક છે તેમનો નિરપવાદ સ્વીકાર થઈ જ ન શકે જીવનની સપૂર્ણતા અનેક તત્ત્વોના સમન્વયમા રહેલી છે એટલે કે પરસ્પર વિરોધી દેખાતા તત્ત્વો એકબીજાને જયારે મર્યાદિત કરે ત્યારે જ વ્યવહાર અને સપૂર્ણ જીવન સિદ્ધ થઈ શકે છે એકાન્તિક ત્યાગ વગેરે સિદ્ધાન્તો આકર્ષક છે, આદરપાત્ર છે, પણ સર્વશ્રેષ્ઠ કે ધર્મ્ય નથી

આવા ત્રણ પ્રકારના લોકોની દૃષ્ટિ આજે આપણી ઉપર એકાગ્ર થઈ છે પ્રથમ વર્ગના લોકો જોડે બહુ બહુ તો તાત્ત્વિક ચર્ચા જ થઈ શકે અથવા તમારો રસ્તો જુદો અમારો જુદો, અનુભવ તમને શિખવાડશે અથવા ઈશ્વર જ તમારી મતિ ફેરવશે એમ કહી એમની વિદાય આપણે લઈ શકીએ ત્રીજા વર્ગ માટે દલીલ કરવી પડે છે અને દાખલો પણ બેસાડવો પડે છે આપણે એમને કહી શકીએ છીએ કે વ્યવહાર એ કાઈ સ્વતત્ર શાસ્ત્ર નથી આપણી નબળાઈ-ને લીધે કહો અથવા પરિસ્થિતિને લીધે કહો જે માડવાળ કરવી પડે છે તેને પરિણામે વ્યવહાર ઉદ્‌ભવે છે એનો નિયમ ન થઈ શકે, શાસ્ત્ર ન થઈ શકે. નબળાઈ કે પરિસ્થિતિને કારણે આદર્શને જ નીચે ન ઉતારીએ વેપારમા જેમ અમુક નુકસાન થાય જ છે છતા આપણે નુકસાન થવુ જોઈએ એમ નથી કહી બેસતા પણ બની શકે તેટલુ નુકસાન ઓછુ થાય એ તરફ સતત પ્રયત્ન કર્યા કરીએ છીએ, તેમ જ આદર્શ તરફ પહોચવાનો પ્રયત્ન થવો જોઈએ નુકસાન અને માડવાળ અપરિહાર્ય સમજી સહન કરવાના હોય છે

વ્યવહારવાદી સામેથી કહે છે કે, માડવાળ કરવાથી ઉન્નતિનો પ્રયત્ન મોળો પડે છે એ ખરુ, પણ મર્યાદાની ખાઈમા મક્કમ ઊભા રહી લડતા

હોઈએ તો અમુક મર્યાદાથી નીચે ઊતરવાની પણ બીક નથી હોતી આપણે જવાબ આપી શકીએ કે પતન સામે પાળ બાધવી એ મહત્ત્વની વસ્તુ નથી પણ પતન સામે અશિથિલ પ્રયત્ન, સતત પ્રયત્ન, વર્ધમાન પ્રયત્ન એ જ નૈતિક જીવનમા મહત્ત્વની વસ્તુ છે આવી રીતે વ્યવહારવાદીને તત્ત્વત. નિરુત્તર કર્યા પછી એ બીજા વર્ગ સાથે ભળી જાય છે બીજો વર્ગ કહે છે કે ‘ તમારો તાત્ત્વિક વિરોધ અમારે કરવો નથી અમે કહીએ છીએ કે ઉગ્ર પ્રયત્ન હમેશ કરતા રહેવુ સામાન્ય માણસના હાડમા જ નથી તમે કરો તો તમને વદીશુ, તમે મહાત્મા છો, મોટા માણસ છો, તમારી તપશ્ચર્યાનો અમને કાઈક થોડો લાભ મળે એટલાથી જ અમે રાજી છીએ ઉચ્ચ જીવન વિષેની શ્રદ્ધા જ અમે ખોઈ બેઠા હતા તે તમને જોઈને કાઈક જાગ્રત થઈ છે અમારી શક્તિ પ્રમાણે તમારી પાછળ પાછળ આવવાનો પ્રયત્ન કરીશુ ’

આટલું કહીને તેઓ વિરમે છે, પણ તત્ત્વપૂજક આપણે ન વિરમી શકીએ અહીં સુધી આપણે સહેજ ફાવ્યા પણ હવે પછી આપણી કસોટી શરૂ થાય છે ત્રણે પક્ષ દૂરબીન લઈને આપણુ જીવન તપાસે છે કાઈ નહીં તો વ્યવહારવાદી અને શિથિલ લોકો કરતા આપણુ જીવન વધારે તત્ત્વનિષ્ઠ અને ખડતલ હોવુ જોઈએ તેવુ છે એમ આપણને ખાતરી છે? વ્યવહારવાદી માણસ રૂઢિને લીધે કે ગમે તે કારણે અમુક હદ કરતા નીચે ન ઊતરવાની દૃઢતા — પછી તેને ચારિત્રની કહો કે ટેવની કહો — બતાવે છે આપણે જો પ્રસગ ન આવે ત્યા સુધી જબરા તત્ત્વવાદી રહીએ અને જીવનમા જ્યારે પ્રસગ આવે ત્યારે માડવાળ જ કર્યા કરીએ અને ભ્રમણામા રહીએ કે આદર્શ તો આપણે છોડચો નથી, અને જે કરીએ છીએ તે ઉઘાડી આખે કરીએ છીએ, તો આત્મવચના થશે અને લોકો આપણને દભી કહીને બેસી જાય તોય એમની ઉદારતા જ ગણાશે પરદેશી વસ્તુ વાપરવામા, હાજતો વધારવામા, મદવાડ વખતની આળપપાળમા, ગરીબો સાથેના સબધમા, આત્મરક્ષણમા, સામાન્ય લોકો જેટલો પણ જો આપણે સયમ ન બતાવીએ, ખડતલ જીવન ન કેળવીએ, વિવેક ન વાપરીએ તો આપણી શી દશા થાય, એ સવાલ તો મુખ્ય છે જ પણ આપણા ઉપદેશથી, તત્ત્વની આગ્રહી હિમાયતથી આપણે આદર્શ વિષે જે શ્રદ્ધા ઉત્પન્ન કરી છે તે પણ લોકોમા ટકશે કે કેમ એ પણ એક સવાલ જ છે કિલ્લામા રહેલી લડાયક ફોજ જેમ એક

એક કિલ્લો મરણિયા થઈને ટકાવે છે અને પાછા હઠવુ હોય તોયે તસુ તસુ દીઠ બહાદુર લોહી વહેવડાવે છે, તે રીતે જો આપણે ચાલીશુ તો જ કાઈક આરો છે*

૧૯૩૧

# ૫૨

## અંતર્મુખ વૃત્તિ

पुण्यस्य फलम् अिच्छन्ति पुण्यम् नेच्छन्ति मानवा ।
न पापफलम् अिच्छन्ति पापम् कुर्वन्ति यत्नत ।।

આપણા દેશનુ રાજકીય જીવન અથવા બધા જ પ્રકારનુ સામાન્ય જીવન જેવુ હોવુ જોઈએ એવુ નથી એમ બધા લોકો કહે છે સ્વરાજની ભૂખ સર્વેને હોવાથી આપણા દેશની સ્થિતિ સર્વોત્કૃષ્ટ હોવી જોઈએ એવી સૌની ઇચ્છા હોય દેશની સ્થિતિ સુધરવી જોઈએ એવી બધાની ઇચ્છા હોય ઇચ્છા હોવા છતા સૌએ કરવા જોઈતા વ્યક્તિગત પ્રયત્નો અને સમૂહમા મળીને કરવા જોઈતા પ્રયત્નો કોઈ કરતુ નથી એટલે જ કવિ કહે છે, 'પુણ્યનું ફળ બધાને જોઈએ છે, પણ પુણ્ય કરવાની તકલીફ કોઈને જોઈતી નથી' બીજી બાજુ સામાજિક અધ પાત થવા દેવો એવી મનની જરા પણ ઇચ્છા ન હોય તોપણ સમાજને નીચે લઈ જનારા કૃત્યો કરવાની લોકોની તૈયારી હોય છે પાપનુ ફળ ન જોઈએ, માત્ર પાપ ખૂબ હોશથી અને પ્રયત્નપૂર્વક કરવાને મળવા જોઈએ!

વારુ, બને રીતે સમાજ ખૂબ બગડયો છે એમ કહેવા જઈએ તો લોકોમા અસાધારણ જાગૃતિ ઉત્પન્ન થઈ છે, અને પ્રસગ આવ્યે અલૌકિક સ્વાર્થત્યાગની પરપરા ઊભી કરી દઈને તેને સાવ સામાન્ય અને સાર્વત્રિક કરી દીધાનો ચમત્કાર પણ લોકોએ દેખાડયો છે હજારો વર્ષોની રૂઢિ જોત-જોતામા બદલી નાખી છે જડ રાષ્ટ્રમા ચૈતન્યનો સચાર થયો છે અને સરકારની પણ ખાતરી થઈ છે કે હવે આ દેશને દાબી રાખવો શકય નથી.

* એક ખાનગી કાગળમાથી.

ફ્રેંચ રાજક્રાંતિને સમયે લોકસ્થિતિનુ એક જણે વર્ણન કર્યું છે "અમારો આ કાળ ઈતિહાસમા ઉત્કૃષ્ટ પણ હતો, અને નિકૃષ્ટ પણ હતો, શાણપણના ઉદયનો પણ એ કાળ હતો, તેમ મૂર્ખપણાના ઉદયનો પણ તે યુગ હતો, એ શ્રદ્ધાની પણ ઘડી હતી, અને અશ્રદ્ધાની પણ ઘડી હતી, જેવો તે શુક્લ પક્ષ હતો, તેવો જ કૃષ્ણ પક્ષ હતો, આશાની વસત અને નિરાશાની શિશિર બને તેમા હતા સર્વ કાંઈ અમને ત્યારે અનુકૂળ હતુ, સર્વ કાઈ અમને ત્યારે પ્રતિકૂળ હતુ અમે બધા સ્વર્ગ તરફ જતા હતા તેમ અમે બધા નરકના યાત્રી પણ હતા લોકોમા બીજા ગમે તેટલા મતભેદ હોય પણ તારતમ્યની વચ્ચેની મોળી ભાષા બોલવાની કોઈની તૈયારી નહોતી કા આ પાર, કા પેલે પાર"

આજ આપણા સમાજની પણ જાણે એ જ સ્થિતિ છે, એવુ નથી લાગતુ? જો એમ હોય તો ક્રાતિ નજીક આવી છે એવુ અનુમાન કાઢવામાં શી હરકત છે?

બેચાર વર્ષ પહેલા આપણે ક્રાતિની ભાષા ખૂબ સાભળતા ઈતિહાસ બોલે છે કે જ્યારે ક્રાતિનુ મોજુ આવે છે ત્યારે એના વેગ આગળ ક્રાતિનાં કીર્તન કરનારા જ સૌથી પહેલા વહી જાય છે ક્રાતિને પોતાનો જયજયકાર કરનારા નથી જોઈતા, તૈયારી કરનારા જોઈએ છે નેતા લોકોએ મજબૂત હાથે જો ક્રાતિને પોતાના કબજામા લીધી, તો તે કલ્પલતા પ્રમાણે શુભ-પરિણામી નીવડે, નહીં તો ભસ્માસુર જેવી આત્મઘાતી નીવડવાની એ નક્કી.

આ સમયે બધા એકમેકને ઉપદેશ દેવા કરતા અને તે જ કાર્યનો એક ભાગ ગણી એકબીજાથી હીનતામા ચડસાચડસી કરવા કરતા અતર્મુખ થઈને જો આત્મશુદ્ધિ અને સાત્ત્વિક સેવા કરવાનુ નક્કી કરે, તો તેથી રાષ્ટ્રની કુસેવા તો નહીં જ થાય પ્રતિપક્ષની ઊણપો ઉઘાડી પાડવાની, એના દાવપેચોને ખુલ્લા કરવાની નીતિ અમલમા લાવવાનો પ્રયત્ન આપણે આજે વીસ વર્ષથી કરીએ છીએ પરિણામ શુ આવ્યુ તે જરા શાતિથી વિચારવાનો હવે સમય આવ્યો છે 'શાતિ રાખો, ઘોઘાટ ન કરો' એવી રીતની સભામા બૂમો મારનાર જ સભામા શાતિ નથી રહેવા દેતા અને ઘોઘાટ મચાવે છે, તેવુ જ રાષ્ટ્ર-જીવનમા આપણા છાપાઓ કરે છે આપણુ જીવન વીસ વર્ષની પરસ્પરની ખણખોદ પછી પણ કેટલુ શુદ્ધ થયુ છે? 'એ બધુ તો એમ જ ચાલે'

એવો જેમનો સિદ્ધાંત હોય, તેમને તો કશું કહેવાનું નથી, તેમનું એ 'નિષ્કામ કર્મ' નિષ્ફળ નીવડે તો આપણે મનમાં ખરાબ લગાડવું નહીં એમનો તો અધિકાર જ છે કેવળ કર્મ પૂરતો

પણ માણસ આગળપાછળનો વિચાર કરે છે ને? એટલે જ તો એ માણસ કહેવાય છે

[મૂળ મરાઠી પરથી]
૪-૮-'૩૮

## ૫૩

# નાલાયકીનો એકરાર

[એક નોંધ]

જેને બધા લાયક સમજે છે તે જ્યારે પોતાની નાલાયકી ગભીરતાથી જાહેર કરે છે ત્યારે સામાન્ય લોકો તો એને કેવળ વિનયની ભાષા સમજે છે સદ્ભાવવાળા લોકો એવા વિનયથી રાજી થઈ એ માણસ વિષેનો પોતાનો અભિપ્રાયનો પારો પહેલાના કરતા કંઈક ચડાવે જ છે બીજા લોકો આવો હડહડતો કૃત્રિમ વિનય દંભરૂપ ન ગણે તોયે અપ્રાસંગિક ગણી વખોડી કાઢે છે કોક વાર અકળાઈને એમ પણ કહે છે કે, "તમે પોતાને નાલાયક ગણો છો એ દુનિયા જાણે છે, વારેઘડીએ એનો એકરાર શાને કરો? તમે કહ્યા કરો કે હું નાલાયક છું એટલે વિવેક ખાતર અમારે કહેવું પડે કે 'ના, ના, તમારી લાયકાત તો સિદ્ધ છે' તમારી તોલે આવે એવા બીજા લોકો પહેલા બતાવો પછી પોતાની નાલાયકીના બણગા ફૂંકો તમે નાલાયકી જાહેર કરો અને અમે તમારું વચન સાચું નથી એમ સિદ્ધ કરવા મથીએ એવા નિરર્થક સવાલ જવાબમાં તમને કંઈ ખાસ રસ આવે છે? તમારા પોતાના વિષેનો અભિપ્રાય કોણ તમને પૂછવા આવ્યું છે? તમે નાલાયક છો એ ખ્યાલથી ભલે મનમાં ઝૂરી મરો પણ એ એકરાર ટાણેકટાણે અમારે માથે શા માટે મારો?"

આ થઈ સામાન્ય પ્રસંગોની વાત પણ જ્યારે કોઈ પણ માણસને કંઈ પણ મહત્ત્વનું કામ સોંપવામાં આવે છે અથવા એને લેવું પડે છે,

ત્યારે પોતાની લાયકી અને નાલાયકી વિષે એને નિખાલસપણે એકરાર કરવો પડે છે અમુક માણસ પાસેથી લોકો અમુક જાતની અપેક્ષા રાખે ત્યારે તો એણે પોતાના વિષેના પોતાના અભિપ્રાય જાહેર કર્યે જ છૂટકો

લોકતત્રવાળી સસ્થાઓમા ચૂટણીને પ્રસગે ઉમેદવારો સ્વાભાવિક વિનયને કોરે મૂકી નિજ-ગુણ-કથા-પાતક કરવા પ્રેરાય છે વિશેષ વિચાર કરતા ખાતરી થાય છે કે, નિજગુણકથા એ બધા જ પ્રસગોમા કઈ પાતક નથી હોતુ ગાધીજી જ્યારે સરકારને પોતાના અસહકારના કારણો જણાવે ત્યારે પોતે કરેલા સહકારની યાદ જરૂર આપે કોઈ માદા કે અસહાય અને અશ્રદ્ધાળુ માણસને મદદ કે સલાહ આપવાને પ્રસગે કોક વાર સકોચ છોડી પોતાની લાયકીનો વિશ્વાસ પોતે જ પેદા કરવો પડે છે જે નિયમ લાયકી વિષે, તે જ નિયમ નાલાયકી વિષે

આત્મશુદ્ધિ તેમ જ અતર્મુખ-પ્રવૃત્તિના જમાનામા પોતાની નાલાયકીનો વ્યક્તિએ કરેલો એકરાર ઘણી વાર સમાજને કલ્યાણકારક હોય છે એવી નિખાલસતા જમાનાનો દભ દૂર કરે છે અને સ્વાભાવિકતા એટલે કે સત્યનિષ્ઠા જાગ્રત કરે છે પણ દભ દરેક પ્રસાગને પહોચી વળી શકે એમ છે જૂનો દભ જ્યા ગયો ત્યા એથી વિપરીત દભ સહેજે આવી જાય છે એક cant (ડિડવાણુ)માથી બચી જઈએ તેટલામા બીજુ ડિડવાણુ ઊભુ થવાનુ જ

સમાજ એટલો પાકો છે કે cant — ડિડવાણુ ઓળખતા એને વાર નથી લાગતી સાચી બીક cantની નથી પણ morbidity (રોગિષ્ઠ મનોવૃત્તિ)ની છે મૉર્બિડિટી એ રક્તદોષ જેટલો ખરાબ રોગ છે

હમણા હમણા બાપુજીએ એક ઠેકાણે લખ્યુ છે કે દુનિયાની દૃષ્ટિએ સુરદાસ સત મહાત્મા ભલે હોય, પણ એની પોતાની દૃષ્ટિએ એ પોતે 'કુટિલ ખલ કામી' હતો લોકોની દૃષ્ટિ એને કામ ન આવે એ જ્યારે પોતાને 'કુટિલ ખલ કામી' તરીકે વર્ણવે છે ત્યારે એ કઈ ઠાલા વિવેકનો વિનય નથી બતાવતો તુકારામે પણ એક અભાગમા કહ્યુ છે કે, 'હે વિઠ્ઠલ! મને લોકો સત્પુરુષ કે મુક્તપુરુષ ગણે છે, પણ હુ પોતે જાણુ છુ કે હજુ મારો ઉદ્ધાર થયો નથી આ લોકોના વખાણ મને સ્વર્ગ તરફ કેટલા લઈ જવાના હતા?' આમ પોતાની દૃષ્ટિ અને સમાજની દૃષ્ટિ વચ્ચે ભેદ તો રહેવાનો જ.

હવે કાર્ય કરતી વખતે નાલાયકીનો વિચાર કેટલો રાખવો એ મહત્ત્વનો સવાલ છે કેટલાક કામો એવા હોય છે કે, એને માટે લાયક માણસ ન મળે તો તે કામો કરવા જ ન જોઈએ એ કામ રહી જાય એ પોસાય, પણ નાલાયકને હાથે એ છેડાય અને બગડે એ ન જ પોસાય એવા કામોમા માણસ પોતાની લાયકી-નાલાયકીનો પૂરતો વિચાર કરીને જ ઊતરે બીજા કેટલાક કામો એવા હોય છે કે જે જેવા મળે તેમાથી સારા લોકોને હાથે કર્યા વગર છૂટકો નથી હોતો આવા પ્રસગે પોતાની લાયકી હો કે ન હો, ઝપલાવ્યે જ છૂટકો દુનિયાના કાર્યનો મોટો ભાગ આ બીજી જાતનો હોય છે દરેક જમાનાએ પોતાનો ભાર ઉપાડયે જ છૂટકો એટલા માટે જ જ્યારે નાલાયકીના ખ્યાલને લીધે લોકોમા મૉર્બિડિટી—મનોવૃત્તિનુ માદલાપણુ ફેલાય છે ત્યારે તેનો વિરોધ કરવો પડે છે એ દૃષ્ટિએ જ મેં કહેલુ કે આવતી કાલે જો ઇગ્લડના વડા પ્રધાનની જગા મને સોપવામા આવે તો હુ તો ના ન પાડુ જગા આપનાર લોકો જવાબદાર છે એમને મારા કરતા સારો માણસ નહીં જડયો હોય ત્યારે જ મારી આગળ આવ્યા હશે ને? હવે એ પરિસ્થિતિમા મારાથી થાય એ કરી છૂટીશ પરિણામ લોકનાયક ભગવાનના હાથમા છે વગર વિચાર્યે જવાબ-દારીનો લોભ રાખવો એ જેટલુ ખોટુ છે, તેટલું જ અતિવિચારે જવાબ-દારીની બીક રાખવી એ પણ ખોટુ છે કર્મનો નિયમ તો ગીતાગાયકે બતાવ્યો એ જ છે 'सुखदु खे समे कृत्वा लाभालाभौ जयाजयौ', 'यस्य नाहकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते', 'कुरु कर्मैव तस्मात् त्व', 'कर्मज्यायोह्यकर्मण '।

પણ જ્યા જવાબદારી સોપનાર ભ્રમમા પડયા હોય, પૂરતો વિચાર ન કરતા હોય, ત્યારે પોતાની શક્તિઅશક્તિનો વિચાર કરી, એકરાર કરી જરૂર પડયે જવાબદારી લેવાની ના પાડવાની હિંમત હોવી જોઈએ જ્યા માણસને સર્વસામાન્ય નાલાયકીની વાત કરવાની હોય ત્યા જો એ વિવેક ખાતર પોતાનો જ દાખલો લે તો એવો નાલાયકીનો એકરાર ક્ષમ્ય ગણવો જોઈએ કિશોરલાલભાઈ પોતાનો દાખલો આપે છે ત્યારે અતિ-પારમાર્થિક — over-earnest — તો હોય જ છે, પણ પોતે પ્રાથમિક શિક્ષક થવાને લાયક નથી એમ જણાવી તેમણે આજકાલના આખા શિક્ષકવર્ગની નાલાયકી વર્ણવી છે એને હુ મૉર્બિડ ન ગણુ એ એકરાર મૉર્બિડ નથી પણ કઈક વ્યર્થ છે. એમની એ ગભીર ચેતવણીનુ ઇષ્ટ પરિણામ ન આવે એ બીક રહે છે.

કેટલાક માને કે કિશોરલાલભાઈ અતિ ઉચ્ચ આદર્શની વાત કરે છે, કેટલાક માને કે શાળાની કેળવણીનુ જ તેઓ નખોદ વાળવા બેઠા છે અને તેને ઠેકાણે કોઈ 'વ્યવહારુ સૂચના' તેઓ આપતા જ નથી અને કેટલાક લોકો તો નાલાયક માણસની કેળવણીની મીમાંસામા કેટલી લાયકાત હોઈ શકે એવી ટીકા કરી આખી ચોપડી જ કોરે મૂકે છે

એટલી વાત ખરી કે નાલાયકીનો એકરાર કરવાની 'પ્રથા' અને 'ચેપ' વધવા લાગ્યા છે એને પરિણામે લજ્જા કે વ્રીડાનુ સ્વાભાવિક કવચ તૂટી જવાનુ અને ચારિત્ર-બધનમા શિથિલતા (flabiness) આવવાની 'સત કરે છાજે' એ કહેવત ધ્યાનમા રાખવી જોઈએ, નહીં તો બાપુજી નિખાલસ એકરાર કરે છે એ જોઈ કાકા પણ કરે, અને હરિભાઉ ઉપાધ્યાય પણ કરે તો તેઓ હાસ્યાસ્પદ જ થવાના

ગમે તે હો, સમાજ એનો ઈલાજ કરશે જ

માર્ચ, ૧૯૨૮

## ૫૪
## સ્વાતંત્ર્ય-મંત્ર

મગધ દેશના પરાક્રમી રાજા અજાતશત્રુએ બાહોશ વજ્જી લોકો ઉપર ચડાઈ કરી તેમનો નાશ કરવાનો નિશ્ચય કર્યો એમા પોતે ફાવી શકે કે નહીં એ જાણવા ખાતર રાજાએ પોતાના પ્રધાનને બુદ્ધ ભગવાન પાસે સલાહ પૂછવા મોકલ્યો

રાજાનો વિચાર સાભળીને ભગવાને પોતાના પટ્ટશિષ્ય આનદને વજ્જી લોકોની તે વખતની સ્થિતિ વિષે પૂછ્યું "આનદ, વજ્જી લોકો નિગમ સભામા બધાને ભેગા કરી વારવાર સાર્વજનિક હિતની ચર્ચા કરે છે ખરા? તેમનામા સપ છે? તેઓ મુરબ્બીઓનો મોભો સાચવે છે? સ્ત્રીઓને માન આપે છે? ધર્મને વળગી રહે છે? સજ્જનોનુ રક્ષણ અને પાલનપોષણ કરે છે ખરા?" આનદે આવી સ્થિતિ હોવાની ખાતરી આપી ત્યારે બુદ્ધ ભગવાને કહ્યુ, "એમ હોય તો વજ્જીઓનો અધ પાત થવાનો નથી, તેઓ

ચડશે કેમ કે હુ જ્યારે વૈશાલી ગયો હતો ત્યારે મેં વજ્જીઓને એ જ મત્ર આપ્યો છે કે જ્યા સુધી તમારી કેળવણી સારી હશે, જ્યા સુધી તમે ધર્મને માર્ગે ચાલશો, જ્યા સુધી તમારુ આચરણ શુદ્ધ હશે ત્યા સુધી તમે પરતંત્ર થવાના નથી ”

રાજદૂત ગયા પછી તથાગતે પોતાના શિષ્યોને ભેગા કરી કહ્યુ

“ભિક્ષુઓ, હુ તમને સમાજના કલ્યાણની શરતો કહુ છુ તે ધ્યાનપૂર્વક સાભળો ભિક્ષુઓ, જ્યા સુધી સઘની સભાઓ વખતોવખત થશે, તેમા બધા હાજર રહેશે, સહુ સપથી ભેગા થશે, સપીને વેરાઈ જશે, સપીને જ સઘનુ કામકાજ કરશે, જે અનુભવે સારુ દેખાય છે તેનો ત્યાગ નહીં કરે, બરાબર તપાસ્યા વિના કશુ નવુ દાખલ નહીં કરે, જ્યા સુધી મોટેરા ન્યાયથી વર્તશે અને બધા મોટેરાઓ પ્રત્યે આદર, માન અને વફાદારી બતાવશે ને તેમનુ કહ્યુ માનશે, જ્યા સુધી તેઓ લોભની જાળમા નહીં સપડાય અને ધર્મથી મળતા લાભોમા જ આનદ માનશે, જ્યા સુધી ધાર્મિક પુરુષો સઘમા આવીને રહેવાની ઇચ્છા રાખશે અને જ્યા સુધી આળસ અને એદીપણુ તેમનામા નહીં વ્યાપે, જ્યા સુધી તેઓ સાધનામા શિથિલ નહીં થાય, સત્ય, ઉદ્યોગ, પ્રસન્નતા, નમ્રતા, આત્મસયમ, ઉત્કટ ધ્યાન, શાન્તિ વગેરે સદ્‌ગુણો કેળવવામા આગ્રહ રાખશે ત્યા સુધી તેઓ પડવાના નથી તેમનો ઉત્કર્ષ થશે માટે ભિક્ષુઓ, તમે શ્રદ્ધાવાન થાઓ, અતરમા નમ્રતા કેળવો, પાપથી ડરો, જ્ઞાન મેળવવા ઉત્સુક રહો, કર્મવીર બનો, મનમા જાગ્રત રહો અને જ્ઞાનવાન થાઓ ”

૧૯૨૩

## ૫૫

# સ્વ-તંત્ર એટલે આત્મ તંત્ર

માણસ તત્ર વગર રહી શકતો નથી અતત્ર જીવન એને સદતુ જ નથી તત્રના અભાવે એની બધી જ શક્તિઓ વ્યર્થ થાય છે, અને એનુ જીવન ક્ષણજીવી તણખાની પેઠે અલોપ થઈ જાય છે એટલે સવાલ એટલો જ રહે છે, તંત્ર જ્યારે મનુષ્યજીવનને માટે અપરિહાર્ય છે ત્યારે ઉત્તમમાં ઉત્તમ તત્ર કયુ? સ્વાભાવિક વૃત્તિ તરત કહે છે, પોતાનું તત્ર એ જ ઉત્તમ તત્ર છે સ્વ-તત્રની અદર જ માણસનો ઉત્તમ વિકાસ થઈ શકે છે જીવનની પ્રતિષ્ઠા સ્વ-તત્ર વગર સભવે જ નહીં સ્વ-તત્ર માણસ જ જીવનનુ રહસ્ય સમજી શકે છે, જીવનનો ઉત્તમમા ઉત્તમ ઉપયોગ કરવાની સ્થિતિમા રહે છે, અને સૃષ્ટિના વ્યાપારના મહાન ઉદ્દેશ સાથે સહકાર કરી શકે છે સ્વ-તત્રતા એ જ જીવનશુદ્ધિ અને જીવનસાફલ્યનુ એકમાત્ર વ્યાકરણ છે

આટલા વિષે કોઈને શકા નથી શકા હોય તો ફક્ત એ ‘સ્વ’ના સ્વરૂપ વિષે છે સ્વ વિષેની આપણી કલ્પના સ્થિર નથી સ્વ વિષેનો માણસનો અનુભવ નવો નવો અવતાર ધારણ કરતો જાય છે. જ્યારે માણસ કહે છે કે ‘મારે સ્વતત્ર રહેવુ છે, સ્વતત્ર જીવવુ છે,’ ત્યારે એ સ્વ-તત્ર હોય જ છે એમ નહીં એ વખતે તે વાસના-તત્ર એટલે કે વાસનાધીન હોય છે વાસના એના પર એવી તો સજજડ રીતે સવાર થયેલી હોય છે કે એને પોતાનુ હિત-અનહિત શામા છે એનો ખ્યાલ જ રહેતો નથી નાના બાળકો એકાદ રમકડુ મેળવવા માટે અને મોટા બાળકો ફાઉન્ટન પેન, ઘડિયાળ કે સાઈકલ મેળવવા માટે જ્યારે ગમે તેવા વચનો આપે છે અને ગમે તેવી શરતો સ્વીકારે છે, ત્યારે તેઓ સ્વ-તત્ર હોય છે એમ કોણ કહી શકે? વાસનાના વેગમા સપડાઈ તેઓ પોતાનુ ભાન ભૂલેલા હોય છે જે રમકડામય થયો છે અથવા સાઈકલમય થયો છે તે આત્મમય તો નથી જ અને જ્યારે ઈજિપ્ત કે ઈરાનનો બાદશાહ પોતાની વાસનાની તૃપ્તિને અર્થે યુરોપિયન લોકો પાસેથી કરજ લે છે, અને પરાયા લોકોને સ્વરાજના કેટલાક હકો લખી આપે છે, ત્યારે તે પણ સ્વ-તત્ર નથી જેની પાસે

પોતાનો 'સ્વ' જ નથી તે શી રીતે સ્વ-તત્ર થઈ શકે? અમર્યાદ અને અવિચારી વાસનાઓને જો આપણે માણસની શત્રુ ગણીએ તો કેટલાય સ્વતત્ર ગણાતા માણસોને આપણે શત્રુના હાથમા સપડાયેલા એટલે કે શત્રુ-તત્ર ગણવા જોઈએ શત્રુ પોતાના શરીરમા રહ્યો એટલા માટે કઈ એને સ્વકીય કે સ્નેહી ન ગણાય રોગ પણ આપણા શરીરમા જ રહે છે

ત્યારે માણસ ઉપર તત્ર કોનુ હોય? મનોવિકારને અને વાસનાઓને કાબૂમા રાખનાર એની બુદ્ધિ એ જ એક વિશ્વાસપાત્ર ચોકીદાર છે, જે માણસનુ હિત સમજી શકે છે અને એને ખાડામાથી બચાવે છે વાસના અને વિકારના પ્રમાણમા બુદ્ધિ પાસે દૂરદેશી વધારે હોય છે, તટસ્થતા હોય છે, સારાસાર-વિચાર હોય છે વાસનાઓ ગમે તેમ ખેંચે તોયે જેનુ આચરણ તેમને આધીન નથી પણ બુદ્ધિને, સારાસાર-વિચારને આધીન છે, તેને જ આપણે સસ્કારી કહીએ છીએ, તેને જ સજ્જન કહીએ છીએ, તેને જ સાચો માણસ કહીએ છીએ જે માણસનો વાસના પર કાબૂ નથી તેના પર સમાજનો વિશ્વાસ બેસતો નથી એવો માણસ સમાજમા છૂટથી ભળી શકતો નથી લોકો એને વિષે સાશક રહે છે, ભયભીત રહે છે, એને જવાબ-દારીના કામ સોપતા નથી વાસના પર કાબૂ એ જ નીતિનો એટલે કે સામાજિક જીવનનો પાયો છે 'વાસના સ્વાભાવિક છે માટે તૃપ્ત થવી જ જોઈએ, જેટલુ સ્વાભાવિક છે તેટલુ યોગ્ય જ છે વાસના પર કાબૂ મેળવવો એ મૂઠીભર ધાર્મિકોની જ આતુરતા રહી શકે છે સામાન્ય સમાજની પ્રવૃત્તિ કુનેહપૂર્વક વાસનાતૃપ્તિ તરફ જ છે, અને તે જ યોગ્ય છે' એ જાતની દલીલ આજકાલ બહુ કરવામા આવે છે અને સમાજ તરફથી એને કોક વાર ઉલ્લાસયુક્ત આવકાર પણ મળે છે પણ એ બધા અધોગતિના લક્ષણ છે, કેમ કે તે સમાજના જડમૂળને જ તોડે છે યુરોપના વિચારી લોકો પણ આ વધતી જતી સમાજદ્રોહી વૃત્તિથી ચોકી ગયા છે અને તેમણે સમાજને જાગ્રત કરવાનો પ્રયત્ન શરૂ કર્યો છે

અહીં એ સ્પષ્ટ કરવુ જોઈએ કે વાસના પર કાબૂ મેળવવો એનો અર્થ એ નથી કે વાસનામાત્રને દબાવવી કે મારી નાખવી દુર્વાસનાનો નાશ ઇષ્ટ છે સદ્વાસનાને પોષણ મળવુ જ જોઈએ, અને અનેક સદ્વાસનાઓ એકસામટી હાજર હોય ત્યા તેમની વચ્ચે સગીત જેવો મેળ ઉત્પન્ન કરવો

જોઈએ અને સામાન્ય અણઘડ વાસનાઓનો સસ્કાર કરી તેમનુ સ્વરૂપ ઉન્નત અને પોષક કરવુ જોઈએ આનુ નામ વાસનાઓ પરનો કાબૂ એ જેને સાધ્ય થયો હોય તે જ મનુષ્યની પદવીને શોભાવે વાસના એ વસ્તુ વેગવાન છે, પણ બુદ્ધિમાન નથી એ શુભ અને અશુભ બને માર્ગે વહે છે એને પ્રયત્નપૂર્વક બુદ્ધિને અધીન રાખવી એમા જ જીવનનુ સાફલ્ય છે. એ જ સાચુ સ્વ-તન્ત્ર છે

નવેમ્બર, ૧૯૩૫

# ૫૬

# જીવતી પ્રતિક્રિયા

## (૧)

પ્રકૃતિને ઓળખીને પ્રકૃતિ ઉપર વિજય મેળવવો એ મનુષ્યનો ધર્મ છે માણસને માટે જાનવરની પેઠે સ્થાયી પ્રકૃતિ છે જ નહીં પ્રકૃતિમા પોતાની ભલીબૂરી શક્તિ-વૃત્તિ ઉમેરીને એ કા તો સસ્કૃતિ તરફ જાય અથવા એનુ આખુ જીવન વિકૃત થઈ જાય એને માટે સ્થાયી પ્રકૃતિ નથી સસ્કૃતિ અને વિકૃતિ વચ્ચે ઝોલા ખાવા એ જ મનુષ્યજીવનના ભાગ્યમા છે

## (૨)

આઘાત અને પ્રત્યાઘાત, ક્રિયા અને પ્રતિક્રિયા એ આ વિશ્વમા સર્વત્ર દેખાય છે એનો નિયમ ઓળખી એ બન્નેને પોતાને અનુકૂળ કરી લેવા, પોતાના તાબામા રાખવા, એ મનુષ્યને જ સૂઝે એકાદ દડો આપણે દીવાલ ઉપર કે જમીન ઉપર અફાળીએ તો એ સામો ઊલટો ઊછળે છે દડો ફેકવો એ ક્રિયા થઈ, ઊલટો ઊછળે છે એ એની પ્રતિક્રિયા પહાડની ખીણમા અથવા એકાદ મોટી મસ્જિદમા આપણે બોલીએ એટલે એનો પડઘો પડે છે એ પડઘો પણ પ્રતિક્રિયા જ છે દડાની બાબતમા તેમ જ અવાજની બાબતમા પ્રતિક્રિયા સ્પષ્ટ દેખાય છે આપણે જો દીવાલને મુક્કો મારીએ તો દીવાલ પણ આપણને સામો મારે જ છે તેથી જ હાથને વાગે છે પણ એ પ્રતિક્રિયા દેખાતી નથી, ફક્ત જણાય છે

આ પ્રતિક્રિયા જડ તેમ જ ચેતન બન્નેમા દેખાય છે ચેતનની પ્રતિક્રિયામા માત્ર કઈક વિશેષતા હોય છે જડમા પણ દરેક વસ્તુના ગુણધર્મ પ્રમાણે પ્રતિક્રિયામા ફેર તો હોય જ છે લોઢાનો લખોટો જમીન ઉપર અફાળીએ તો એ ઊછળે ખરો, પણ એના આકારમા કાયમનો ફેરફાર થઈ જાય છે એ જ લખોટો સગેમરમરનો હોય અથવા હાથીદાતનો હોય તો એની પ્રતિક્રિયા જુદી, અને એ જ લખોટો જો માટીનો હોય તો એની પ્રતિક્રિયા ઊછળીને નથી થતી, પણ એ તો ભાગીને એનો ભૂકો થઈ જાય છે માણસનુ પણ એમ જ છે જુલમગાર જુલમ કરે તો તેજસ્વી માણસ પ્રતિક્રિયામા એ જુલમની સામે થાય છે, ને તેમ કરતા આવી પડતા બધા કષ્ટો સહન કરે છે, જ્યારે પામર માણસ હાર ખાઈને શરણ જાય છે, અને સ્વત્વને ભોગે દુ ખ અને કષ્ટમાથી મુક્તિ મેળવે છે પ્રજાની કસોટી પણ એ જ રીતે થાય છે પ્રજા જુલમમાથી કાયમની મુક્તિ મેળવવા માગે છે, કે તાત્કાળિક દુ ખ અને કષ્ટમાથી કામચલાઉ મુક્તિ મેળવવા માગે છે, એના ઉપર જ પ્રજાની આબરૂ નિર્ભર હોય છે સકટ, આપત્તિ, ભૂખમરો અને મોત સાથે જે પ્રજાએ દોસ્તી બાધી, એનો ડર છોડી એને વધાવી લેવાનુ નક્કી કર્યું, તે પ્રજા ન માગે તોયે એને સ્વતત્રતા મળવાની જ અને જુલમગાર એની આગળ ભોઠા પડવાના

આપણને શરીરમા ક્યાક વાગે એટલે તરત એ જગ્યા લાલચોળ થઈ જાય છે એ શાથી થાય છે? આપણુ શરીર એ અસખ્ય સૂક્ષ્મ કોશો (cell) નો બનેલો સમાજ છે જ્યા વાગ્યુ હોય ત્યા કેટલાક કોશો ચગદાઈ જાય છે, મરી જાય છે એનુ સમારકામ કરવા માટે અસખ્ય કોશો ત્યા આવી પહોચવા જોઈએ તેટલા માટે વધારાનુ લોહી ત્યા દોડતુ આવે છે, જેથી ત્યાની ચામડી લાલચોળ દેખાય છે સમારકામ વધારે હોય તો ત્યા લોહી પણ વધારે આવે છે અને બધી રચનામા થોડા વખતને માટે મહત્ત્વનો ફેરફાર કરવો પડે છે એને જ આપણે સોજો કહીએ છીએ ક્રિયા સામે પ્રતિક્રિયા થવી એ જીવતા શરીરનુ લક્ષણ છે શરીરનુ જ્યારે મડદુ થઈ જાય છે ત્યારે પ્રતિક્રિયા જૂજ જ હોય છે સમાજમા એકના દુ.ખે જ્યારે બધા દુ ખી થાય છે અને એકની મદદે અનેક દોડી આવે છે, ત્યારે એ સમાજ જીવતો છે એમ કહેવાય છે એકતાનુ આ ક્રિયાત્મક ભાન જે સમાજમા નથી જણાતુ, માલુમ

એકબીજા પ્રત્યે જ્યારે બેપરવા હોય છે, અને સકુચિત સ્વાર્થમા જ વ્યક્તિઓ ગૂચવાઈ રહે છે, ત્યારે એ સમાજ મરી ગયો જાણવો એટલે એમા ફક્ત પથ્થર જેવી જડતા નથી આવતી, પણ એ સડવા જ માડે છે એ ગધાઈ ઊઠે છે મનુષ્યજીવનમા નરી પ્રકૃતિને સ્થાન નથી, કા તો સસ્કૃતિ હોય, નહીં તો વિકૃતિ

(૩)

ક્રિયા સાથે પ્રતિક્રિયા રહેલી જ છે પણ તે પ્રતિક્રિયા બે જાતની હોય છે. ઇષ્ટ અને અનિષ્ટ એ આપણે જોયુ વાગે ત્યા સોજો આવે અને ઝટ એ ભાગ સાજો થાય એ ઇષ્ટ પ્રતિક્રિયા છે અને જરાક વાગ્યુ ત્યા શરીર સડવા જ માડ્યું એ અનિષ્ટ પ્રતિક્રિયા છે શરીરની પ્રાણશક્તિ જ્યારે સાવ ક્ષીણ થયેલી હોય છે ત્યારે શરીરમા બીજી પ્રતિક્રિયા દેખા દે છે મરણિયા થઈને જુલમની સામે થવુ એ ઇષ્ટ પ્રતિક્રિયા છે, અને જાન-વહાલા થઈને જુલમગારને શરણે જવુ એ અનિષ્ટ પ્રતિક્રિયા છે કોઈ માણસ આપણને ગાળ દે ત્યારે એના જેટલા જ હલકા થઈને એની સામે ગાળ કાઢવી, એ અનિષ્ટ પ્રતિક્રિયા છે આપણા ગૌરવને છાજે એવી રીતે ગાળો દેનારનો ઇલાજ કરવો એ ઇષ્ટ પ્રતિક્રિયા છે

આપણા જીવનમા પ્રતિક્રિયા તો હોવી જ જોઈએ પણ તે આપણા જીવન-ધર્મને અનુસરીને કશી જીવતી પ્રતિક્રિયા જ ન થાય, એ જડતાનુ લક્ષણ છે પરોપકાર, ઉદારતા, વીરતા, ન્યાયપ્રિયતા વગેરે વસ્તુઓ જોઈને એને લાયક જો આપણામા પ્રતિક્રિયા ન થાય તો આપણને ગુલામી અને હીનતા સદી ગઈ છે એમ જ કહેવાય અન્યાય, તુમાખી, કૃતઘ્નતા, બેપરવાઈ અને ઘાતકતા સામે જો તેજસ્વી પ્રતિક્રિયા ન થાય તોયે આપણે મરી ગયેલી માટી છીએ એમ જ જાણવુ

(૪)

સારી કે નરસી જે કઈ પ્રતિક્રિયા આપણામા થાય છે તેના ઉપર આપણો કાબૂ હોવો જોઈએ અતિ પરિશ્રમ કરવો પડે ત્યારે ખૂબ થાક ચડે છે, ઊંઘ આવે છે, ઉત્સાહ રહેતો નથી, મન અપ્રસન્ન થાય છે અને કામનો વિરામ અને આરામ કરવાનુ મન થાય છે આવી પ્રતિક્રિયા

સ્વાભાવિક છે, અપરિહાર્ય છે, અને તે અનિષ્ટ છે એમ પણ નથી છતા તે કાબૂમા હોવી જ જોઈએ કોક કોક વખતે પ્રસગો જ એવા આવે છે કે શરીર કબૂલ કરે કે ન કરે, અમુક પરિશ્રમ ઉઠાવ્યા વગર છૂટકો જ નથી હોતો માદાઓની માવજતમા આઠ આઠ દિવસ સુધી ઉજાગરા કર્યા પછી પણ કોક કોક વાર આરામ લેવાની સગવડ નથી મળતી. મુસાફરીમા સવારથી સાજ સુધી ચાલીને લોથપોથ થયા પછી પણ કશો આરામ લીધા વગર ઉદરસ્થ નારાયણની પૂજા કરવા માટે અગ્નિનારાયણને સળગાવવો પડે છે શરીર સાવ થાકી ગયુ હોય તોપણ જ્યારે કામ કરવુ જ પડે છે ત્યારે કઈ શક્તિને જોરે આપણે કામ કરીએ છીએ?

એ શક્તિ છે આપણી વીર્ય-શક્તિ, આપણી સકલ્પ-શક્તિ, આપણી આત્મિક શક્તિ એ શક્તિને જોરે માણસને હાથે સામાન્ય પ્રસગે ન થાય એવા કામો કટોકટીને પ્રસગે કેટલીક વ્યક્તિઓ કરી જાય છે અસાધારણ વીરતાના અથવા તિતિક્ષાના દાખલાઓ આપણે ઈતિહાસમા વાચીએ છીએ તે એ શક્તિને બળે જ શક્ય થયા છે અશોકવનમા સીતા પાસે એ શક્તિ હતી વગડામા રાણા પ્રતાપ અને તેના સાથીઓ એ જ શક્તિનુ અમૃત પીને હિંદુત્વની ટેક જાળવતા હતા એ જ શક્તિને જોરે સ્પાર્ટાના મુઠ્ઠીભર ખેડૂતો ઝર્સિસની જબરદસ્ત સલ્તનત સામે ઝૂઝ્યા અને અમર થયા અને એ શક્તિ દ્વારા જ પાવન ખીણમા વીર બાજી દેશપાડે સખ્યાબધ ગોળીઓ ખાધા પછી પણ લડતો જ રહ્યો અને મહારાષ્ટ્રના સ્વાતત્ર્યરૂપ શ્રી શિવાજી મહારાજને બચાવી શક્યો

યુદ્ધમા એકાદ મહત્ત્વનો કિલ્લો કબજે કરવા સામસામી ફોજો જાય છે ત્યારે જે ફોજ શરીરસહજ થાકને અવગણીને દિવસરાત ચાલી શકે તેને જ એ કિલ્લો મળી શકવાનો, અને કિલ્લો હાથ આવ્યા પછી શુ એ સેનાને નરમ પથારીઓ સૂવાને મળવાની હતી? થાક્યા છતા ફરી જીવલેણ યુદ્ધ માટે તૈયારી કરવાની હોય છે આવી લડાઈમા જીત કોની હોય છે? જે થાકને અવગણી શકે, જેનામા તિતિક્ષા વધારે હોય, જેનામા ખડતલપણુ હોય, ટૂકામા જેનુ સકલ્પબળ અને વીર્યબળ વધારે હોય તે જ સેના જીતી જવાની અને શુ ઈતિહાસમા એવા દાખલાઓ નથી કે જ્યારે ખાઈપીને તાજા થવાને બદલે ઉપવાસ કરનારી અને આખી રાત ઈશ્વરનુ ભજન કરનારી ફોજ જ

બીજે દિવસે મૂઠભેડમા વિજયી થઈ છે? જૂની કહેવત છે 'અન્નમા પ્રાણ અને પ્રાણમા પરાક્રમ' પણ અદ્ભુત પરાક્રમ—અતિમાનુષી શક્તિ —અન્નમાથી નથી પેદા થતી, પણ શ્રદ્ધા અને સકલ્પથી પેદા થાય છે એ ઈશ્વરનિષ્ઠામાથી જ આવે છે એ શક્તિ રાવણના ક્રવ્યાદ સૈનિકોમા નહોતી, પણ શ્રી રામચદ્રજીના ભક્તિનિષ્ઠ વન્યાહારી વાદરાઓમા હતી

જ્યા સુધી આત્મા અને તેની શક્તિ સુપ્ત છે, ત્યા સુધી જ જડ સૃષ્ટિના આઘાત-પ્રત્યાઘાતના નિયમનુ સામ્રાજ્ય ટકેલુ હોય છે આત્મિક શક્તિ એક વાર જાગ્રત થઈ એટલે જીવનનો આખો સવાલ જ એક જુદી સ્વતત્ર ભૂમિકા ઉપર પહોચે છે ત્યા જડ સૃષ્ટિના સ્થૂલ નિયમો અનિરુદ્ધ રાજ્ય કરી શકતા નથી આજનો જમાનો એ શક્તિ વિષે મોટે ભાગે નાસ્તિક છે એ આત્મશક્તિ કેળવવાનુ શાસ્ત્ર ખેડવાનુ પણ આજના જમાનાએ છોડી દીધુ છે ભૌતિક શક્તિ અને બુદ્ધિને નામે ઓળખાતી માનસિક શક્તિના ખેડાણમા મનુષ્યસમાજ એટલો બધો રચ્યોપચ્યો રહે છે કે હૃદયવાસી ભૂતનાથ અને મનોનાથની શક્તિનુ એને સ્મરણ પણ રહ્યુ નથી અને ડાહ્યા ગણાતા માણસો તો એમ જ માની બેઠા છે કે આ ભૌતિક શકિત અને બૌદ્ધિક શક્તિનો ચરમ વિકાસ કર્યા પહેલા આત્મિક શક્તિ કેળવાય જ નહીં આજના જમાનાની એ ભારે ભૂલ છે આત્મિક શક્તિ આટલી પરતત્ર નથી એનુ સ્વતત્ર ખેડાણ જરૂર થઈ શકે છે અને સ્વતત્રપણે એ પોતાનો ચમત્કાર બતાવી શકે છે એ આત્મિક શક્તિ ખીલ્યા પછી જો ભૌતિક શકિત અને બૌદ્ધિક શકિતની વિશિષ્ટ કાર્ય માટે જરૂર જણાય, તો આત્મવાન માણસને તેમ કરતા મુશ્કેલી નથી પડતી કેમ કે તમામ શક્તિઓનો ઊગમ જ આત્મ-શક્તિ છે. એની અલ્પ માત્ર માત્રાથી જ બાકી શક્તિઓનુ ઉપજીવન થાય છે

ઑગસ્ટ, ૧૯૩૫

# ૫૭

# ભાગ્યાના ભેરુ

जैसा कळवळा निजस्वार्थी ।
त्याहून अधिक अनाथ भूता ।।
तिये नाव परम कारुणिकता ।
जाण तत्त्वता अुद्धवा ।।

શીખ લોકોના બીજા ગુરુ અંગદદેવના દરબારમા બળવન્ત અને સત્તા નામના બે ગવૈયા હતા સત્સગની વેળાએ અનેક ભક્તિપૂર્ણ પદો ગાઈને તેઓ ભક્તવૃન્દને તલ્લીન કરી મૂકતા આગળ જતા દિવસે દિવસે ગુરુ-મહારાજની કીર્તિ અને શિષ્યશાખા જેમ જેમ વધતી ગઈ તેમ તેમ આ ગવૈયાઓનો ઘમડ પણ વધવા લાગ્યો તેઓ ગર્વથી કહેવા લાગ્યા, "અમારા ગાયનથી જ ગુરુમહારાજને શિષ્ય મળે છે ને તેમની ખ્યાતિ થાય છે" એક દિવસ એક વૃદ્ધ શીખે તેમને ગાવાનુ કહ્યુ એટલે તેમણે ગુમાન અને બેપરવાઈથી જવાબ દીધો, "શુ અમે તમારા જેવા અનાડી લોકો માટે ગાઈએ છીએ એમ તમે માનો છો?" ગુરુ અગદદેવનુ મન આ ઉત્તર સાભળીને દુભાયુ અને સન્ધ્યાકાળે ભજનની વેળાએ જ્યારે આ બન્ને ગવૈયા ગાવા બેઠા ત્યારે ગુરુએ તેમના ભણી પીઠ ફેરવી ગવૈયા ગુરુનુ મોઢુ હતુ તે બાજુએ આવ્યા પણ તેમના નમસ્કાર ટાળવાને ગુરુએ વળી મો ફેરવ્યુ ગવૈયાઓએ પૂછ્યું, "મહારાજ, આજ આપ અમારા પર આટલા રુષ્ટ કેમ? અમારો શો અપરાધ થયો છે?" ગુરુએ સવારની વાત યાદ દેવડાવીને કહ્યુ, "મારા શીખોને (શિષ્યોને) જો તમે ગાઈ બતાવતા નથી તો મારે પણ તમારુ ગાણુ નથી સાભળવુ" ગુરુ રોષે ભરાયા છે એમ જોઈને ગવૈયાઓ તેમને પગે પડ્યા અને ક્ષમા યાચવા લાગ્યા ગુરુ તો દયામૂર્તિ ક્ષમા કરતા પણ કેટલી વાર?

પણ આ ગુમાનીઓનો ગર્વ હજુ ઊતર્યો નહોતો ગુરુ આપણો પગાર વધારે તો જ આપણે ગાવુ એવો તેમણે નિશ્ચય કર્યો કેટલાક દિવસ પછી

તેઓ ગુરુ પાસે આવીને કહેવા લાગ્યા, "અમારી એક છોકરીનુ લગ્ન છે તેના ખરચને માટે અમારે પાચસો રૂપિયા જોઈએ" ગુરુએ કહ્યુ, "બે મહિના રાહ જુઓ આવતા વૈશાખની યાત્રા વખતે તમારો હિસાબ ચૂકતે કરી દઈશુ" આ સાભળી બળવત બોલ્યો, "એમ કઈ નહીં એટલા દિવસ રાહ જોવાની અમને સવડ નથી અમારે તો આજ ને આજ જ પૈસા જોઈએ આપ ગમે ત્યાથી કાઢી આણીને અમારા પૈસા ચૂકવી દો" ગુરુએ જવાબ દીધો, "દેવુ કરવુ એ કઈ ઠીક ના ગણાય જરા ધીરજ તો રાખો અને પ્રભુ શુ કરે છે તે જુઓ તો ખરા" ગવૈયા ઊકળીને બોલ્યા, "અમે ગુરુ-ભક્તિના પદ ગાઈએ છીએ તેથી તો આપનો મહિમા વધે છે અમે નહીં ગાઈએ તો આપને કોઈ ગુરુદક્ષિણા આપવાનુ નથી, માટે અમારી માગણીને ન તરછોડશો પૈસા ન દેતા હો તો અમે અહીંથી ઘેર ચાલ્યા જઈશુ અને ત્યા જ અમારા પદો ગાઈશુ"

ટટો કઈ પત્યો નહીં અને બીજે દિવસે ગવૈયા આવ્યા નહીં ગુરુએ એમને તેડુ મોકલ્યુ પણ એમણે ગણકાર્યું નહીં ગુરુએ ફરી ખાસ માણસ મોકલીને સદેશો મોકલ્યો કે 'મોડુ ન કરો, એકદમ આવો' છતા ગવૈયા એકના બે ન થયા ગુરુએ જેમ જેમ નમ્રતા ધારણ કરી તેમ તેમ તેઓ વધારે ને વધારે મોઘા થતા ગયા અને બોલવા લાગ્યા કે "ગુરુને અમારી કદર નથી અમે છીએ તેથી તો દરબારની શોભા છે વધારે તો શુ, પણ મર્દાનાના ગાયન વગર સાક્ષાત્ ગુરુ નાનકશાહના (શીખ લોકોના આદ્યગુરુ) દરબારની પણ ખ્યાતિ ન થાત"

પોતાનુ અન્ન ખાઈ મોટા થયેલા આ ગવૈયાઓનુ કૃતઘ્નપણુ ગુરુએ સહન કર્યું હતુ પણ ગુરુ નાનકશાહની ગાદીનુ અપમાન તેમનાથી સહન ન થયુ તેમણે શાપ દીધો કે "આ નીચના બાળબચ્ચા પણ ધાનને માટે ટળવળતા ફરશે અને કોઈ એમને આશરો નહીં આપે" હવેથી ગુરુએ પોતાના શીખોને જ ભજન ગાવાનુ કામ સોપ્યુ સત્કાર્યને માટે માણસોની ખોટ ઓછી જ પડે છે? દલ્લા નામના ગામમાથી ભાઈ રામૂ, ભાઈ દીપા, ભાઈ ઉગ્રસેન અને ભાઈ નાગવારી પોતપોતાના તાલ, ઝાઝ અને તબૂરો લઈને આવ્યા અને ગુરુદ્રોહી બળવન્ત અને સત્તાની જગાએ ભજન ગાઈને ભક્તજનના મન રીઝવવા લાગ્યા ગુરુના દરબારમા સગીતામૃતની અને ભજનાનદની હેલી થવા લાગી અને

શ્રોતૃજન ભક્તિરસમા તરબોળ થવા લાગ્યા આ બાજુ બળવન્ત અને સત્તા ઘેર જઈ ગુરુના પદ ગાવા લાગ્યા તેમનો હેતુ એ હતો કે સૌ શીખ ગુરુનો દરબાર છોડી પોતાની પાસે ભેગા થાય, પણ તેમની પૂરેપૂરી ફજેતી થઈ એમનુ ગાયન સાભળવાને કૂતરુ સરખુ પણ જાય નહીં ઘરમા ખાવાને અન્ન નહીં અને વેચાતુ લેવાને ગાઠે પાઈ ન મળે ઉધાર તો કોઈ આપે નહીં તેઓને હાલહાલ વીતવા લાગ્યુ ત્યારે તેઓ ઠેકાણે આવ્યા અને પોતાના કૃતકર્મને માટે—પોતાના ઉદ્ધતપણા માટે અને મૂર્ખાઈ માટે તેમને પૂરેપૂરો પસ્તાવો થયો

આખરે પોતાના વતી માફી માગવાને તેમણે કેટલાયે શીખોને વીનવ્યા અને કહ્યુ કે "ગુરુદેવ અમને માત્ર અન્નવસ્ત્ર આપીને પોતાની સેવામા રાખશે તોપણ અમે રહેવાને રાજી છીએ" પેલા શીખોએ એ પ્રમાણે ગુરુ અગદદેવ આગળ વાત કાઢી પણ ગુરુએ તો ઊલટી તાકીદ આપી કે "ખબરદાર, જો હવે ગુરુ નાનકદેવની ગાદીનુ અપમાન કરનારા ગુરુદ્રોહી વતી માફી માગી તો!" આવી વિષ્ટિ માટે ફરી કોઈ ન આવે એટલા માટે ગુરુએ કહ્યુ, "હવેથી જો કોઈ એ નીચોનો પક્ષ લઈને મારી આગળ બોલવા આવશે તો તેની દાઢીમૂછ બોડાવી મોઢે મેશ ચોપડી, ગધેડે બેસાડી શહેરમા ફેરવાવીશ" બસ માફી માગવાના બધા માર્ગ બધ થઈ ગયા

આ વાતને બે મહિના થયા પછી બળવન્ત અને સત્તા બને લાહોરમા ભાઈ લદ્ધા નામનો એક શીખ રહેતો હતો તેની પાસે ગયા ભાઈ લદ્ધાનુ ગુરુ આગળ ઘણુ વજન હતુ, તેથી તેની પાસે જઈ એમણે ગુરુ સાથેની તકરારનુ સવિસ્તર વર્ણન કરી પોતાની તરફદારી કરવાને ભાઈ લદ્ધાને આજીજી કરી ભાઈ લદ્ધાએ વિચાર કર્યો, "સત્કાર્ય કરવાનો આ પ્રસગ સુદર છે તન શુ કે ધન શુ, બને છે તો નશ્વર જ એકમાત્ર સત્કાર્ય જ સગાથે આવવાનુ છે" આવો વિચાર કરીને તેણે બળવન્ત અને સત્તાને આગળ મોકલ્યા અને પોતે દાઢીમૂછ બોડાવી, મો કાળુ કરી, ગધેડા પર અવળે મોએ બેસી ગુરુના ગામની એટલે ખાદર શહેરની પ્રદક્ષિણા કરી ગુરુ સમક્ષ આવી પહોચ્યો ગુરુએ આશ્ચર્ય-ચકિત થઈને પૂછ્યુ, "આ શુ?" ભાઈ લદ્ધાએ નમ્રતાથી ઉત્તર આપ્યો, 'ગુરુદેવની આજ્ઞા મુજબ જ મેં આ કર્યુ છે હવે ગુરુદેવે કૃપા કરીને બળવન્ત

અને સત્તાને ફરી આશ્રય આપવો જોઈએ શીખ (શિષ્ય) પ્રમાદશીલ હોવાથી ભૂલ કરે જ, પણ ગુરુદેવે તો અમીદૃષ્ટિ જ રાખવી જોઈએ"

ગુરુએ ભાઈ લદ્ધાની વિનાતી તત્કાળ માન્ય કરી અને તેની ગુરુભક્તિની અને ભૂતદયાની તારીફ કરી પોતાના શિષ્યોને પરોપકારનુ મહત્ત્વ કહી બતાવ્યુ. તેઓ બોલ્યા, "ઉત્તમ પૂજા તે સત્ નામનુ સ્મરણ અને ઉત્તમ ક્રિયા તે પરોપકાર આ બે જેનામા ન હોય એના જીવનને ધિક્કાર છે એવા મનુષ્યને પોતાનુ સાચુ હિત સમજાતુ નથી અને તે કેવળ ભૂમિને ભારરૂપ જ થઈ પડે છે એ પુચ્છવિષાણહીન પશુ જ છે એવા મનુષ્યને નરદેહ મળ્યો તે વ્યર્થ છે! એવાને મરણ પછી યમદૂતો મારતા મારતા યમસદન લઈ જશે અને કૂતરા પણ એની સામુ નહીં જુએ યજ્ઞ, દાન કે તપ પરોપકારની હારે આવી શકે એમ નથી એકલપેટાપણા જેવુ બીજુ પાપ નથી"

આ પછી ગવૈયાઓએ આગળ આવીને ગુરુમહારાજને સાષ્ટાગ પ્રણિપાત કર્યો, પણ શરમના માર્યા તેમનાથી ગુરુના મો સામે જોઈ શકાયુ નહીં, ત્યારે ગુરુએ એમના વાદ્ય એમના હાથમા આપીને કહ્યુ, 'જે મોએ ગુરુ નાનકશાહની તમે નિંદા કરી તે જ મોએ તેમની સ્તુતિ કરીને તમારી જાતને પુનિત કરો" આવી આજ્ઞા થતાવેંત તે બેઉએ ગુરુ નાનક અને ગુરુ અગદની સ્તુતિના પાચ પદ રચી રામકલી રાગમા ગાયા એ પદ પાચમા ગુરુ અર્જુનદેવે શીખ ધર્મગ્રન્થ 'ગ્રન્થસાહેબ'મા દાખલ કર્યાં છે આવે પ્રસગે એકનાથની એક ઓવી પણ યાદ આવે એવી છે

अन्नवस्त्रदान दान ।
पोटीच्या कळवळ्यानें जाण ।।
करावें भूती प्रियाचरण ।
हा स्वधर्म जाण सर्वांचा ।।

ઑક્ટોબર, ૧૯૨૨

## ૫૮

# સંકલ્પસિદ્ધિનો નિયમ

વેદાતમા એક ઉપમા છે ધનુષ ઉપર બાણ ચડાવીને તાણી રાખીએ તો બાણ છૂટે પણ નહીં અને વાગે પણ નહીં સકલ્પનુ એવુ જ છે સકલ્પની ફળ-સિદ્ધિનો આગ્રહ રાખીએ તો પેલા બાણની પેઠે એની સિદ્ધિ થાય નહીં ફળ-સિદ્ધિ વિષે નિરાગ્રહી રહીએ સકલ્પ અમલમા મૂકીને ફળનો આગ્રહ ઢીલો મૂકવો જ જોઈએ સકલ્પ કરીએ, તેનુ ચિંતન કરીએ, એટલે એ સિદ્ધ થાય એટલે જેને હુ 'આક્રોશ' કહુ છુ તે ન કરીએ એથી સકલ્પશક્તિ વધે છે, આપણને પોતાને તો શાતિ રહે જ છે વળી આપણા વિચારનુ અને ચિંતનનુ કેન્દ્ર તો આપણો આદર્શ જ હોય બીજી બધી વસ્તુઓ જે આગમાપાયી છે, તે આ કેન્દ્રની આસપાસ ફર્યા કરે એમાની કોઈ કેન્દ્રની જગા લે તો આપણે વિચલિત થવાના એમ ન થવા દેવુ જોઈએ

૨૬–૨–'૨૫

## ૫૯

# મતભેદ અને શિષ્ટતા

સામાજિક જીવનનુ મામૂલી વ્યાકરણ પણ જેઓ નથી જાણતા તેઓ કોઈ કોઈ વખત પક્ષાન્ધ થઈ જાય છે, અને ભિન્ન મત રાખનારને તેઓ પોતાના દુશ્મન માને છે વિવાદમા જે હારે તેના મોમા ધૂળ ભરનાર શાસ્ત્રીઓથી આપણે પરિચિત છીએ પોતાના વિરોધીઓને ઝેર પાનાર લોકોના કિસ્સા પણ ઇતિહાસમા મોજૂદ છે જેનામા આપણે નિષ્ઠા મૂકી તેની દરેક વાતને માની લેવી, તેના દોષનુ પણ સમર્થન કરતા રહેવુ, અને જેને વિરોધી માની લીધા તેમને દુશ્મન સમજી જમીનદોસ્ત કરવાનો પ્રયત્ન કરવો, એ વૃત્તિ મનુષ્યજીવનની અત્યાત અસાસ્કારી અને પ્રાથમિક અવસ્થાનુ ચિહ્ન છે એવા લોકો અહિંમાનું

માહાત્મ્ય તો શુ, તેનો અર્થ પણ સમજી શકતા નથી અહિંસાવાદી જૈનોમાં પણ જ્યારે લોકો વાદ-મત્ત બને છે, ત્યારે પ્રતિપક્ષીનો કોઈ પણ રીતે નાશ કરવાને તૈયાર થઈ જાય છે

સામાજિક જીવનમા જ્યા ચર્ચા મારફતે લોકમત સગઠિત કરવામાં આવે છે અને જનતાને શિક્ષણ આપવામા આવે છે, ત્યા એ વાતનો ખ્યાલ રાખવો જરૂરી છે કે, જ્યા મતભેદ થાય ત્યા દુશ્મની માની લેવી કે પેદા કરવી ન જોઈએ વ્યક્તિગત સ્નેહસબધ જીવનના અગણિત તત્ત્વોને લીધે સ્થાપિત થાય છે કેવળ મતભેદને લીધે એનો વિચ્છેદ કરી દેવો, અને પોતાની સજ્જનતા છોડી દઈ કેવળ વેર જ વેર શરૂ કરવુ એ અસસ્કારિતા અને પ્રાથમિક અવસ્થાનુ દ્યોતક છે

ધાકધમકી, મારપીટ આદિ હીન વ્યાપારોમા ધર્મનો ખ્યાલ દાખલ કરી ક્ષાત્રધર્મનુ વિધાન કરવામા આવ્યુ સૂતેલા શત્રુને ન મારવો, કમરથી નીચે પ્રહાર ન કરવો, શત્રુના બાળબચ્ચા પર આઘાત ન કરવો, શત્રુની સ્ત્રીઓનુ વચનથી પણ અપમાન ન કરવુ, શરણાગતને મારી ન નાખવો, ગાળો બોલીને પોતાના મુખદ્વારને નરકકુડ ન બનાવવું, સૂર્યાસ્ત પછી (અને શીત પ્રદેશોમા બરફની ઋતુમાં) યુદ્ધ બધ રાખવુ, નક્કી કરેલા એક સમયે મરેલા વીરોના શબને દાટવા માટે એકબીજાએ સુલેહથી ભેગા મળી કામ કરવુ વગેરે નિયમોએ ક્ષાત્રધર્મને જલ્લાદના હત્યારા કર્મથી ઉન્નત બનાવ્યો સામાજિક પક્ષભેદના ઝઘડાઓમા પણ એવા શિષ્ટમાન્ય સદાચારના નિયમ હોય છે પણ જેમને ચોરાશી લાખ યોનિઓમા પહેલી જ વાર મનુષ્યદેહ મળ્યો છે તેઓ એ મર્યાદાઓ સમજી શકતા નથી

કોઈએ મને ગાળ દીધી તો હુ સામી ગાળ દઈ પોતાના મોઢાને અને ચિત્તને અપવિત્ર શા માટે બનાવુ? હીનતાની હોડમા વિજય મેળવવાનો શોખ મને શા માટે થાય? સજ્જનતા કાઈ ‘પ્રતિયોગી ધર્મ’ નથી એ સાર્વભૌમ ધર્મ છે

દૂરદૃષ્ટિથી જોવામા આવે તો આજે જેઓ આપણા વિરોધી છે, તેમની સાથે કદાચ કાલે સહકાર કરવો પડશે એ આપણે કેમ ભૂલીએ? ઓછામાં ઓછુ આપણુ આચરણ તો એવુ રહેવુ જોઈએ જ્યારે આજના પ્રતિયોગીઓની સાથે કાલે સહકારનો સુઅવસર આવે ત્યારે એમની સામે જોવામા આપણને

શરમથી મો નીચુ ન કરવુ પડે અથવા બેશરમીની ઠાવકાઈ બતાવવી ન પડે બજારુ લોક ભલેને સજ્જનતાને કમજોરી માનતા હોય પણ એથી કોઈનેયે હાનિ નથી થઈ

જ્યા મતભેદ કે પક્ષભેદ છે, ત્યા આપણો જીવનસબધ અબાધિત રાખવાની વિશેષ કોશિશ કરવી જોઈએ પણ જ્યા મતભેદ કે કોઈ બીજા કારણથી આપણો મિત્ર કે વિરોધી સજ્જનતા છોડી દે, ખુદ પોતાને અને સમાજને નીચે પાડતો હોય, ત્યા લોભ કે મોહને વશ થઈ અથવા સામાજિક જીવનના ભૂલભરેલા આદર્શથી પ્રેરાઈ જો આપણે તેની સાથે જીવનસહયોગ ચાલુ રાખીએ, તો તેય સામાજિક જીવનનો દ્રોહ છે જ્યા સુધી હીનતા નષ્ટ નથી થઈ અને સમાજદ્રોહ ચાલુ છે ત્યા સુધી, પ્રેમપૂર્વક પણ પોતાનુ પૂરુ બળ વાપરીને વિરોધ અને અસહકાર કરવો જ જોઈએ નહીં તો આપણા નૈતિક જીવનનો કોઈ જ અર્થ નહીં રહે

જો મતભેદ થતા જ પરસ્પર સદ્‌વ્યવહાર અને શિષ્ટાચારનો અત થઈ જાય તો સમાજમાથી ચિત્તની ઉદારતા અને બુદ્ધિનો અનાગ્રહ સદાને માટે લોપ પામે કોઈની સાથે મતભેદ થતા જ જો આપણે એના હરેક વચન પર અવિશ્વાસ કરવા જઈએ, એના હરેક વ્યવહારને ફક્ત ઢોગ સમજીએ, તો મતભેદ દૂર થતા આપણે એકદમ તેને વિશ્વાસપાત્ર અને ઈમાનદાર કેવી રીતે સમજી શકીએ? પણ આજે સમાજમા એવા જ દૃશ્યો જોવા મળે છે. બે માણસો જ્યા સુધી એક જ અભિપ્રાયના હોય છે, ત્યા સુધી એકબીજાને ભલે ને તેઓ જુઠ્ઠા અને ધૂર્ત માનતા હોય, તોપણ તેમની વાતોનુ સમર્થન ઘણા આગ્રહથી કરે છે તેનુ કારણ એ છે કે સાર્વજનિક જીવનમા મતભેદનો શિષ્ટતા સાથે કોઈ સબધ જ નથી રહ્યો એક માણસ જે આજે મારા સામા પક્ષનો છે, અને તેથી મારી નજરમા દગાબાજ જૂઠો અને દુષ્ટ છે, એ જ માણસ જો કાલે કોઈ કારણથી મારા પક્ષનો થઈ જાય તો તે એકદમ સજ્જન અને વફાદાર મનાય છે હુ એટલો વિચાર પણ નથી કરતો કે જો કાલે આ જ માણસ દુર્જન અને કપટી હતો તો આજ એનુ મારા પક્ષમા સામેલ થવુ શુ એના કપટ-પ્રપચ, ધૂર્તતા અને અવસરસાધકતાનુ અગ ન હોઈ શકે? જો મતભેદ એ આપણા વિચાર અને મનનનુ પરિણામ હોય, તો તેનો અત (પરિણામ) પરસ્પર અવિશ્વાસ અને દ્વેષમા કદી ન આવી શકે જેની સાથે આપણો મતભેદ થઈ

જાય, એને આપણે ભદ્ર પુરુષ માનવાનુ છોડી દઈએ, અથવા એના દરેક કામને શકભરેલી નજરે જોઈએ અને એના પ્રત્યેક બોલને દ્વેષમૂલક, સ્વાર્થપૂર્ણ અને ભ્રમમૂલક માનવા જ તૈયાર રહીએ, તો વિચારસ્વાતંત્ર્ય અને મતસ્વાતન્ત્ર્યનો સમાજમાથી નાશ જ થઈ જશે બે માણસોનો મતભેદ જો શુદ્ધ અને પ્રામાણિક હોય, તો તેમણે પોતાની જિદગી જ નહીં પણ પોતાની ઈજ્જત પણ એકબીજાને સોપતા જરા પણ અચકાવુ ન જોઈએ મતભેદનો અર્થ છે ભિન્ન દર્શન ભલેને આપણી દૃષ્ટિએ બીજાઓનું દર્શન અપૂર્ણ અથવા ભ્રાન્તિજન્ય અને તર્કદોષિત હોય, પણ આપણે એની પ્રામાણિકતા પર અવિશ્વાસ કદી ન કરવો જોઈએ ભિન્ન મતવાળાઓને ચાલબાજીવાળા કે અસભ્ય સમજવા એ એક પ્રકારની અશિષ્ટતા છે જો આપણે પોતાના મતને શાસ્ત્રશુદ્ધ અને ન્યાયસગત સમજતા હોઈએ, તો આપણને બીજાઓ પર અસત્ય કે છળનો આરોપ કરવાની જરૂર ન હોવી જોઈએ એ તો એક રીતે પોતાની કમજોરી કબૂલ કરવા બરાબર છે એનો ચોખ્ખો અર્થ એ છે કે, આપણી પાસે દલીલોનો અભાવ છે, આપણી બુદ્ધિ કુઠિત થઈ ગઈ છે, અને તેથી હવે આપણે સ્વાભાવિક છીછરાપણાનો આશ્રય લઈ વાદમર્યાદાનુ ઉલ્લઘન કરીએ છીએ મૂળમા, જેની વિચાર કરવાની રીત આપણાથી જુદી હોય, તેની પ્રતિષ્ઠા અને આત્મ-સન્માનની કદર આપણે કરવી જોઈએ સભ્ય વાદવિવાદની એ મૂળ મર્યાદા છે જેની સચ્ચાઈ અને હેતુની નિર્મળતાના સબધમા આપણને સદેહ હોય, તેની સાથે આપણે વાદવિવાદ જ કેવી રીતે કરી શકીએ? એ તો એક ચરિત્ર-હીન અને અસભ્ય સમાજદ્રોહી છે, જેના પર આપણે દયા ખાવી જોઈએ આજે બે માણસ મતભેદને લીધે એકબીજાને અનીતિમાન, દુરાચારી અને દગાબાજ સમજે છે અને મતભેદ દૂર થતા જ ફરી એકબીજાની પ્રશસા કરવા લાગે છે, એ તો આપણા સામાજિક જીવનના પતનનુ લક્ષણ છે જે દિવસે મતભેદ, વ્યક્તિગત સ્નેહસબધ અને પરસ્પર શિષ્ટ વ્યવહારનો સમન્વય થશે, તે જ દિવસે આપણુ સામાજિક જીવન શુદ્ધ અને વિકાસોન્મુખ થશે

નવેમ્બર, ૧૯૩૮

## ૬૦
# માતાની શિખામણ

માતા કુંતીને જીવનમા ખૂબ કડવા અનુભવો થયા હતા નાનપણમા ઉચ્છૃંખલ જિજ્ઞાસાને લીધે તે મુશ્કેલીમા આવી પડ્યા હતા પતિના મૃત્યુ પછી બાળકોને ઉછેરવાનો બોજો તેમને પોતાના માથા પર લેવો પડ્યો લાક્ષા-ગૃહદહન અને વનવાસના અનુભવ કર્યા પછી તેમને મનુષ્યજાતિનો સહાર કરનારુ મહાયુદ્ધ જોવુ પડ્યું દીકરાના દીકરા નાશ પામતા પણ તેમણે જોયા આખરે આ સસાર છોડીને જગલનુ જીવન સ્વીકારતા તે પોતાના જીવનભરના અનુભવનો નિચોડ એક ઉપદેશ-વાકયમા પ્રત્યેક માનવીને માટે મૂકતા ગયા છે રાજકન્યા, રાજપત્ની, રાજમાતા હોવા છતા દુ ખી જ રહેલા કુન્તી સસારને આખરી વાકયમા કહે છે धर्मे ते धीयता बुद्धि , मनस्तु महदस्तु च ।

મારા દીકરા, તારી બુદ્ધિ હરહમેશ ધર્મનિ વશ રાખ, અને એથી પણ વધારે મહત્ત્વની વાત એ કે, તારા મનને સદા ઉદાર રાખ

હાર્દિક ઉદારતા વિના જીવન સફળ નહીં બને, અને ઉદારતા વિના કોઈ પણ રાષ્ટ્રીય સવાલનો ઉકેલ પણ નહીં આવે.

ઑગસ્ટ, ૧૯૪૦

## ૬૧
# આંખ અને ચશ્માં

કેવા દિવસો આવ્યા છે! દરેક માણસ ચશ્મા ચડાવીને ફરે છે ચશ્મા વિના તે જોવાની જ ના પાડે છે જો એક ચશ્મા તૂટી જાય તો તરત બીજા ચશ્મા ખરીદી લે છે અને તે પોતાના નાક ઉપર ચડાવી દે છે

જે માણસ જેવા ચશ્મા ચડાવે છે તેનો તે અભિમાની અને પ્રચારક પણ બની જાય છે કોઈ એમ નથી કહેતુ કે, 'મારે માટે આ ચશ્મા ગારા છે' ચશ્મા ચડાવતા જ દરેક જાણ કહેવા લાગે છે કે, 'આ ચશ્મા બધી દુનિયાને

માટે સારા છે' કોઈ કોઈ વખત ચશ્માના પ્રચારને માટે માણસો અદર અંદર લડે પણ છે. અને તેમની લડવાની રીત પણ કોઈ અજબ હોય છે લડતી વખતે એકબીજાના ચશ્મા તોડવાનો પ્રયત્ન ઓછો થાય છે પણ જેઓના ઉપર ચશ્માં ચડાવય છે તે નાક જ કાપી લેવાનો પ્રયત્ન વધારે થાય છે

આજકાલની ભાષામા આ ચશ્માને 'સિદ્ધાત' કહે છે

ભગવાન કહે છે, 'હે આદમી, તુ ચશ્માનો ઉપાસક શાને બન્યો છે? મેં તને સત્ય અને પ્રેમ એ બે આખો આપી છે તેમને મજબૂત રાખ, તેમની મદદથી તુ તારી જીવનયાત્રા સારી રીતે પૂરી કરી શકીશ ચશ્માનો મોહ છોડી દે તારી આખોને કમજોર ન બનાવ'

માર્ચ, ૧૯૪૧

# ૬૨

# અહંપ્રેમ

આ એક વિચિત્ર વ્યાધિ છે સ્વાર્થ કરતા એ ખરાબ છે, અહકાર કરતા એ નીચ છે, દંભ તો એના પેટમા રહ્યો છે એ દુનિયાને દગો દે ત્યારે દે, પણ એ વ્યાધિ જેને વળગ્યો છે તેનો પરમ મિત્ર હોવાનો એ ડોળ કરી એને સતત દગો દે જ છે અને માણસ પણ એને વેરી તરીકે ઓળખતા છતા પરમ મિત્ર તરીકે સાઘરે છે, અને માણસની વિભૂતિ એની સાથે સતી થાય છે

સેલ્ફ-લવ માટે ગુજરાતી શબ્દ કયો? પહેલે વિચારે શબ્દ સૂઝે છે 'આત્મરતિ' પણ એ પવિત્ર શબ્દનો પવિત્ર ભાવ મારીને એને આવા અપવિત્ર ભાવ માટે વાપરવો એ બરાબર નથી અને એ શબ્દનો દુરુપયોગ કરવો જ હોય તો એને પોતાનો પર્યાય બનાવવા માટે અગ્રેજી શબ્દ auto-erotism ઉમેદવાર બેઠો જ છે એટલે 'આત્મરતિ' શબ્દ અહીં નહીં ચાલે Self-loveને માટે આપણે 'અહપ્રેમ' શબ્દ વાપરીએ, અને એ રોગ જેને વળગ્યો છે તેને 'અહપ્રેમી' કહીએ, અહકામ કહીએ 'ખુદગરજી'ની માફક 'ખુદઆશક'

શબ્દ તૈયાર કરાય કે નહીં તે આપણે નથી જાણતા. પણ એના જેવો કોઈ શબ્દ જોઈએ છે ખરો

સસ્કૃતમા વચન છે કે स्वयदासास्तपस्विन. । આ વચનનો મૂળ અર્થ સારો હશે. "તપસ્વીઓ બીજા કોઈને પોતાના દાસ તરીકે રાખતા નથી પોતે જ પોતાના દાસ હોય છે એટલે કે સ્વાવલબી હોય છે" પણ તપસ્વી લોક તપસ્યાના અહકારમા અત્યત સ્વાર્થી, અહકારી અને અહપ્રેમી બને છે, એક રીતે દેહરખા પણ બની જાય છે એટલે 'સ્વયદાસ્ય' શબ્દ પણ self-loveને માટે વપરાય

અહપ્રેમ એ દોષ દુનિયામા પહેલા આટલો ન હતો દહાડે દહાડે તે વધતો જોવામા આવે છે એ અસામાજિક વૃત્તિ છે તે જેમ જેમ વધે તેમ તેમ સસ્કૃતિનો નાશ થતો જાય છે એમ જાણી લેવુ.

અહપ્રેમી માણસ હમેશા દુ:ખી ને દુ:ખી જ રહે છે પોતે દુ ખી થાય છે અને આસપાસના લોકોને દુ.ખી કરે છે Uncle Tom's Cabin ટૉમકાકાની કુટિયા એ પ્રખ્યાત નવલકથામા સાત્ત્વિક પણ બેકદર વૃત્તિવાળા સેંટ ક્લેરની પત્ની અહપ્રેમીનો ઉત્તમ નમૂનો છે ગમે તે પરિસ્થિતિમા અહકામ વ્યક્તિ પોતાના જ દુ ખ ઉપર નજર ઠેરવે છે, અને દુનિયાની નજર ખેંચવાનો તિરસ્કરણીય પ્રયત્ન કરે છે

અહકામ વ્યક્તિ ખુશામતિયા લોકોને પોતાની આસપાસ ભેગા કરે છે અને એ રીતે પોતાની આસપાસ દહાડે દહાડે વધારે હીન વાતાવરણ ભેગુ કરે છે પરિણામે દુનિયામા શુ ચાલે છે, શ્રેષ્ઠતા શામા રહેલી છે એનો ખ્યાલ એને નથી રહેતો ભવિષ્ય માટે મોટી મોટી ઉમેદો બાધીને પુરુષાર્થ કરવાને બદલે તે ભૂતકાળના પરાક્રમનુ અખડ સ્મરણ કરે છે અને એને વાગોળે છે.

અહકામ માણસમા સેવાભાવ જેવુ કાઈક કોક કોક વખતે દેખાઈ આવે છે, પણ એમા પણ સાચી સેવા-ભાવના નથી હોતી નિ સ્પૃહ, નિરપેક્ષ, સર્વસમાન સેવા હોય તો જ એની પાછળ સેવાભાવ છે એમ માનવુ અહકામ માણસો અહતૃપ્તિને અર્થે અમુક સમુદાય એકઠો કરે જ છે, તેથી પ્રથમ પ્રથમ આભાસ થાય છે કે એનામા લોકસગ્રહશકિત છે, સેવા-પરાયણતા છે પણ કાળે કરીને ખાતરી થાય છે કે સૂર્ય, ચદ્ર, તારા બધા અહરૂપી પૃથ્વીની આસપાસ જ ફરવા જોઈએ એવો આગ્રહ ત્યા હોય છે

કશાકની પાછળ આત્મવિલોપનની વૃત્તિ જાગે ત્યારે જ સાચી સહકારિતા, સાચો લોકસગ્રહ અને સાચી સેવા પ્રગટ થાય અને આદર્શરૂપી સૂર્યની આસપાસ પોતે અને પોતાના જેવા ગ્રહો ફરે એવી ઇચ્છા પેદા થાય

દપતીનો પરસ્પર પ્રેમ જો ધર્મપરાયણ, આદર્શપરાયણ, સમાજપરાયણ અથવા ઓછામા ઓછો અપત્યપરાયણ ન હોય તો ત્યા અહપ્રેમ બળ પકડવાનો અને એ વિવાહસબધ થોડા જ વખતમા વણસી જવાનો યુરોપ અમેરિકાની આજની સસ્કૃતિ અને શિષ્યભાવે એનુ અનુકરણ કરનાર બીજા દેશોની સસ્કૃતિ અહપ્રેમથી પછડાયેલી છે એ દોષ જોઈને વખતસર ચેતીને એને છોડે નહીં તો એમણે મહતી વિનષ્ટિ માટે તૈયાર રહેવુ જોઈએ

આપણા દેશમા તેમ જ છાપે ચડેલા બીજા દેશોમા સમાજના આગેવાનો, મુત્સદ્દી લોકો અને સાહિત્યસેવકો આ Self–loveને વધારે ને વધારે માન્યતા આપતા જાય છે અને લજ્જા—વ્રીડાનો નાશ કરતા જાય છે એમ દેખાય છે

પણ જ્યારે કેળવણીના ક્ષેત્રમા આ અહપ્રેમ, આ અહકામતા ડોકિયુ કરે છે ત્યારે એ ભારે ચિંતાનો વિષય થઈ પડે છે નાના બાળકોમા અને યુવાનોમા વિભૂતિપૂજા સ્વાભાવિક રીતે પડેલી હોય છે મોટેરા જે બોલે છે તે બધું તેઓ ‘પરમાર્થેન’ ગ્રહણ કરે છે મોટેરા જેટલુ બોલે છે તેટલુ હૃદયથી બોલે છે, અનુભવની વાણી બોલે છે, બોલે છે એટલુ પ્રસગ આવતા કરી બતાવવાના છે એમ માનીને તેઓ ચાલે છે એ જ સાચી સ્વાભાવિક વૃત્તિ છે આગળ જતા દુનિયાના કડવા અનુભવથી અથવા મનુષ્યદ્રોહીઓએ શીખવેલી શકાથી તેઓ જુદી રીતે વિચાર કરે છે અને એમની વિભૂતિપૂજા નષ્ટ થાય છે વિભૂતિપૂજાના દિવસોમા જો અહકામી શિક્ષકના પરિચયમા તેઓ આવે તો અહકામીને સ્વાભાવિક રીતે પોષણ મળે છે અને એ વિદ્યાર્થીઓને ચાહે છે પ્રેમના ભૂખ્યા વિદ્યાર્થીઓ એની વધારે નિકટ આવે છે અહકામીનો સ્વભાવ હોય છે કે પોતાને જે જાતનો ખોરાક જોઈએ છે એ જાતનો ખોરાક પોતાની આસપાસના વિદ્યાર્થીઓને થોડો પૂરો પાડવો પછી તે પરસ્પર સબધ એવો બધાય છે કે એકબીજાને ચાહવાને બદલે બને જણા એકબીજાની મદદથી પોતપોતાને જ ચાહે છે અને એકબીજા વગર એકબીજાનુ ચાલતું નથી એવો અનુભવ થવાથી પરસ્પર ગાઢ પ્રેમ છે એમ માની બેસે છે

આ બધા દોષોમાથી ઊગરી જવાનો ઉપાય શો?

રોગ નવા જમાનાનો હોય તોયે ઉપાય કે ઈલાજ જૂનો હોઈ શકે છે માણસ જ્યારે કઈક અતર્મુખ થાય છે ત્યારે પોતાના જ નિરીક્ષણથી અથવા હિતૈષીઓની સૂચનાથી પોતાની અદર આ દોષ છે એમ જોઈ લે છે દોષ જોયા સ્વીકાર્યા વગર ઈલાજ થઈ જ ન શકે અને દોષ જોયા પછી પ્રામાણિક માણસ આગળ એ ટકી જ ન શકે, અથવા કઈક ટક્યો તો વધી તો ન જ શકે

પોતાની સ્તુતિ, પોતાના ગુણગાન, પોતાના પરાક્રમનુ વર્ણન એ બધુ અપથ્ય ખોરાક સમજી માણસે પ્રથમ ટાળવુ જોઈએ પોતાના વખાણ જેમા હોય એવા કાગળો અથવા લેખો ફરી ફરી વાચવાની અથવા એકાતમા જોવાની લત એણે છોડવી જોઈએ

પોતાની નબળાઈ ઓળખીને, અને પોષવા ખાતર જેઓ સ્થૂલ કે સૂક્ષ્મ વખાણના વચનો કાઢે છે તેમનો સહવાસ ટાળવો જોઈએ ખુશામત કરવાની દાનત ન હોય પણ ભોળપણમા ઉત્તેજન આપવાને કોઈ સ્તુતિ કરતુ હોય તો નિખાલસતાથી એવા મુરબ્બીઓને પણ કહેવુ જોઈએ કે મારા દોષને એવુ ઉત્તેજન નહીં આપતા માણસમાત્રને અમુક સ્તુતિનો ખોરાક મળે જ છે, અને એ અનિષ્ટ છે એમ પણ નથી પણ રોગીને અપથ્ય ખોરાક તો કોઈ ન આપે આવી રીતે ખોટા ખોરાક વગર ચલાવવાની ટેવ પાડવાથી ચિત્ત-વૃત્તિની નીરોગિતા ખૂબ કેળવાય છે

સાચા સેવાભાવમા પક્ષપાત નથી હોતો બધા પ્રત્યે સરખી જ રીતે સેવાવૃત્તિ વહે છે જેની જેટલી જરૂર તેટલી સેવા આપવા એ હમેશા તત્પર રહે લેનાર સકોચ કરે તો વાત જુદી

અહપ્રેમી માણસ શરૂઆતમા ખડતલ પણ હોય, સેવાભાવ એનામા પૂરેપૂરો હોય, તે અમુક બહાદુરી પણ બતાવે, સ્વાર્થત્યાગ સહેજે કરી શકે પ્રારભના દિવસોમા અહપ્રેમ સાથે ગમે તે સદ્ગુણો સારી રીતે નભી શકે છે, પણ વધી નથી શકતા અહપ્રેમની અસર આટલી સૂક્ષ્મ ન હોત, સ્થૂલ જ હોત તો સજ્જન લોકો એ હીન પ્રેમને તરત કાઢી મૂકત પણ એ લાબા વખત સુધી સુદર મુખ રાખીને મર્યાદશીલ મદદગાર સાથી તરીકે રહી બતાવે છે, અને ધીમે ધીમે પોતાનો કબજો જમાવતો જાય છે

અખંડ ઉદ્યોગ, નમ્રતા, વ્રીડા, આત્મવિલોપન, સેવાપરાયણતા, સર્વસમાનતા અને કડવા ટીકાકારની સોબત—અહપ્રેમના એટલા ઈલાજો છે

માર્ચ, ૧૯૩૧

## ૬૩

# જૂનો શ્રાપ

सर्वे महत्त्वम् इच्छन्ति कुल तत् अवसीदति ।
सर्वे यत्र विनेतारः राष्ट्र तत् नाशम् आप्नुयात् ॥

જ્યારે આપણા દેશમા મોટા મોટા પરિવાર એક જ જગાએ સપીને રહેતા હતા ત્યારે ઉપરની બે લીટીઓનુ ખૂબ મહત્ત્વ હતુ એ ઉપદેશ આપણે ન માન્યો મોટા પરિવારોમા ઝઘડા અને ક્લેશ વધવા લાગ્યા, અને પક્ષીઓના ટોળાના જેવા નાના પરિવાર બધે જ માલૂમ પડે છે દરેકને પોતપોતાનુ મહત્ત્વ વધારવુ છે એટલે મોટા સમૂહોને ખડિત કરીને મિયા-બીબીના નાના નાના પરિવાર જ બનાવવા પડે છે

તેટલુ તો આપણે કર્યું હવે રાષ્ટ્રનો વારો આવ્યો જો આપણે એક તત્રથી ચાલીએ તો આપણી સ્વતત્રતા આપણને મળી જાય અને આપણુ રાષ્ટ્ર સામર્થ્યવાળુ બને વિશ્વકલ્યાણની ઈચ્છા રાખવામા આવે તો ભારતવર્ષના લોકો આખી દુનિયામા જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ બની જશે

પરતુ તેને માટે જે દીર્ઘદર્શિતા જોઈએ, હૃદયની ઉદારતા જોઈએ, સહનશક્તિ જોઈએ અને આત્મવિલોપન જોઈએ તે આપણી પાસે ક્યા છે?

આ દુર્દૈવી દેશમા આત્મવિલોપન વિના એકતા નહીં જ આવી શકે ઈશુના બલિદાનથી જ તેના ઉપદેશનુ તેજ સિદ્ધ થયુ હરિશ્ચદ્ર અને શિબિએ મરીને જ પોતાનો ધર્મને સાચો સાબિત કર્યો પોતાના દેશના અને પોતાના કાર્યના ટુકડા કરવા પાછળ જ આપણે મડ્યા રહીશુ તો ભારત-માતા શી રીતે જીવતી રહેવાની!

ઑક્ટોબર, ૧૯૪૦

## ૬૪

# પ્રતિજ્ઞાનું મહત્ત્વ

પરદેશી કાપડ ન વાપરવાની, ન ખરીદવાની, પાસે ન રાખવાની અને ન વેચવાની પ્રતિજ્ઞાઓ લેવાનુ અને લેવડાવવાનુ કામ આપણે કરીએ છીએ, તે વખતે પ્રતિજ્ઞા એટલે શુ, તે શા માટે લઈએ છીએ, પ્રતિજ્ઞા કોણ લઈ શકે અને પ્રતિજ્ઞા અપાવનારની ફરજ શી છે એ વિષે કંઈક વિચાર કરી લેવો અગત્યનો છે

જે માણસની નૈતિક સ્થિતિ નીરોગી છે તેને અમુક વસ્તુ ખરાબ છે એટલુ જણાય કે તરત જ તે તેનો ત્યાગ કરી શકે છે છોકરા જેમ કડવી વસ્તુ મોમાથી ઝટ ફેંકી દે છે તેમ તેવો માણસ ખરાબ વસ્તુનો અનાયાસે ત્યાગ કરી શકે છે પણ આટલી નીરોગી સ્થિતિ જવલ્લે જ કોઈકના ભાગ્યમા હોય છે બાકી બધાને તો રાતદહાડો પોતાની અદર યુદ્ધ ચલાવવુ પડે છે જે ખરાબ છે તેનુ આકર્ષણ ભારે હોય છે, અને જે સારુ છે તેની રુચિ કેળવતા શ્રમ પડે છે. હિતકર અને પ્રિયકર વચ્ચે જે આ સનાતન સગ્રામ ચાલ્યો છે તેમા ઘણી વાર મોહ પ્રબળ થાય છે, અને માણસ જે ત્યાજ્ય છે, જે નુકસાનકારક છે તેને જ વશ થાય છે અને તેનુ ગ્રહણ કરે છે જે સારુ છે તેને જ વળગી રહેવાની ઈચ્છા મનમા હોય છે ખરી, પણ ઘણી વાર તે નબળી પડી જાય છે તેને ખાસ મદદની જરૂર હોય છે

એ મદદ આપણે ક્યાથી મેળવીએ? જ્યાથી કમજોરીનો ઊગમ હોય ત્યાથી જ આ મદદ પણ મેળવવાની રહી નબળાઈ સામે લડવાની તાકાત હૃદયમાથી આવી શકે એ તાકાતને એકઠી કરી અસરકારક રૂપમા મૂકવી એનુ જ નામ પ્રતિજ્ઞા

કોઈ વેપારીને નવો વેપાર શરૂ કરવો હોય અને પાસે મૂડી તૈયાર ન હોય તો જેમ તે ઘરનુ ઘરેણુ વેચીને પણ મૂડી ઊભી કરે છે તેમ આપણામાં રહેલી બધી નિશ્ચયશક્તિ, સકલ્પશક્તિ ભેગી કરી આપણે પ્રતિજ્ઞા લઈએ

છીએ વેપારી બધી જ મૂડી ખોઈ બેસે ત્યારે તેને ઘરના ઘરેણા કામ આવે છે ઘરેણા જ જ્યારે ચાલ્યા જાય ત્યારે માણસ શું કરે? જ્યારે મોહ અતિ પ્રબળ થાય છે ત્યારે સૂતેલી નિશ્ચયશક્તિ જાગ્રત કરી, ખૂણાખાચરામા પડેલી ધર્મ-બુદ્ધિ એકઠી કરી તેને બળે માણસ પ્રતિજ્ઞા લે છે પ્રતિજ્ઞા એ માણસની છેલ્લી તાકાત છે તાકાતમદ માણસ જ પ્રતિજ્ઞા લઈ શકે છે પણ એક વાર પ્રતિજ્ઞા લીધા પછી તે જીવને જોખમે પાળવી જોઈએ, કેમ કે તે આપણી છેલ્લી મૂડી છે માણસની પ્રતિજ્ઞા એ સતીના સત જેવી મોઘી વસ્તુ છે તે તોડીને જીવવુ એ નરકવાસ સમાન લાગવુ જોઈએ માટે પ્રતિજ્ઞા લેતા પહેલા પ્રતિજ્ઞા યોગ્ય છે કે નહીં, ધર્મને અનુસરીને છે કે નહીં એ માણસે પ્રથમ તપાસવુ જોઈએ, અને પ્રતિજ્ઞા લીધા પછી તેને ટકાવવા માટે જે જે અનુકૂળ સજોગો જરૂરના હોય તે પોતાની આસપાસ ભેગા કરવા જોઈએ પોતાનો નિશ્ચય ડગે એવી પરિસ્થિતિમા કોઈ પોતાને ન જ મૂકે

બીજી દૃષ્ટિએ જોતા માણસની પ્રતિજ્ઞા એ ઈશ્વર પ્રત્યે શરણાગતતા છે સર્વ ધર્મના અને સર્વ કાળના સત્પુરુષોનો અને ભક્તજનોનો અનુભવ છે કે ઈશ્વર સત્ય સકલ્પનો, દૃઢ પ્રતિજ્ઞાનો મદદગાર છે, બેલી છે તેને શરણ જઈ, તેની કૃપા યાચી, તેને સાક્ષી રાખી પ્રતિજ્ઞા લીધા પછી તે ટકાવવામા ઈશ્વર જરૂર મદદ કરે છે પ્રતિજ્ઞા લીધા પછી તેનુ સ્મરણ કાયમ રહે, જાગ્રત રહે એવી ખાસ સાવચેતી રાખવી જોઈએ આપણા વ્યવહારમા કે વિનોદમા પ્રતિજ્ઞાની ઠઠ્ઠામશ્કરી સહન કરવી આપણને છાજે નહીં

માણસની પ્રતિજ્ઞા એ એની આબરૂ છે, તેનુ સત છે, સ્વમાનનો સાર છે પ્રતિજ્ઞા એ આપણી છેલ્લી શક્તિ છે જીવને જોખમે તેને સાચવવી જોઈએ

૭–૧૨–'૨૨

## ૬૫

# આત્મરક્ષા

'स्ववीर्यगुप्ता हि मनो प्रसूति.'

કાલિદાસના રઘુવંશમા આ લીટી આવી છે ત્યા એનો સકુચિત અર્થ છે આપણે એનો વ્યાપક અર્થ લેવાના આ જ ભાવનો એક શ્લોક મનુસ્મૃતિમા છે મનુનો દરેક વશજ એટલે કે દરેક માનવી પોતાનુ રક્ષણ પોતાના જ વીર્યથી એટલે કે બળથી કરે, એવી ઋષિઓની આજ્ઞા છે એ જ સાર્વભૌમ મનુષ્યધર્મ છે માણસ પોતાની રક્ષા બાહુબળથી કરે અથવા આત્મબળથી કરે, પરતુ પોતાનુ રક્ષણ પોતે જ કરે એ સ્વાભાવિક છે જો પોતાનુ એકલાનુ બળ પૂરતુ ન હોય તો આત્મરક્ષા માટે માણસ જરૂર બીજાની મદદ લઈ શકે છે પરતુ પોતાનો જાન બચાવીને તે બીજા ઉપર કદી આધાર રાખનારો ન બને. પહેલા તે પોતાની બધી શક્તિ વાપરે અને પછી પૂર્તિ રૂપે જ બીજાની મદદ લે. પણ પોતાનો પ્રયત્ન તે કોઈ પણ સ્થિતિમા શિથિલ ન બનાવે

આત્મરક્ષાનુ કર્તવ્ય જેમણે છોડી દીધુ છે તેમને નથી સપત્તિ રાખવાનો અધિકાર કે નથી લગ્ન કરીને ગૃહસ્થાશ્રમ ચલાવવાનો સન્યાસી લોકો પોતાના દેહને પણ પરિગ્રહ ગણીને એનીયે પરવા કરતા નથી તેમની વાત જુદી છે

બાકીના સૌએ આત્મરક્ષા ઉપરના બે માર્ગોમાથી એક માર્ગ કરવી રહી.

જૂન, ૧૯૪૧

# ૬૬

# હૃદય-સામર્થ્ય

ખાતરી લાયક દેશી ખાડ મળતી હોય અને તે આપણે ખાઈએ તો તેમાં કશુ ખોટુ નથી પ્રમાણસર ખાડ ખાવાથી શરીરને જરાયે નુકસાન નથી પહોચતુ, કઈક લાભ જ થતો હશે ખાડ ન ખાવાથી શારીરિક કે બૌદ્ધિક શક્તિ વધે છે એમ પણ કોઈએ અત્યાર સુધી કહ્યુ નથી, છતા આપણે ખાડ ન ખાવાનુ વ્રત લઈએ છીએ તેનો ઉદ્દેશ શો? ખાડ ઈરાદાપૂર્વક છોડનાર બધા બેવકૂફ છે એમ જ્યાં સુધી આપણને ન લાગે ત્યા સુધી ખાડત્યાગનુ રહસ્ય શોધવુ જોઈએ

ઈષ્ટ એટલે કે હિતકર અને પ્રિય વસ્તુ છોડવાથી સકલ્પસામર્થ્ય પ્રાપ્ત થાય છે, હૃદયધર્મનો ઉદય થાય છે, દીક્ષિત જીવનની અખાડ સ્મૃતિ રહે છે, હાથે પ્રમાદ થવાના સંભવ ઓછા રહે છે, પોતાનુ જીવન ઉન્નત, પવિત્ર અને સેવા-પરાયણ કરવા માટે છે, એની સ્મૃતિ રહે છે, અને સતત વ્રત એ દીક્ષાસ્વીકારની અખાડ અનુમતિ છે એકાદ વસ્તુ અનિષ્ટ છે, જોખમકારક છે એની પ્રતીતિ થયા પછી તેની સામે વ્રત લેવાનુ રહેતુ નથી ઝેર ન ખાવાનુ વ્રત કોઈ લેતુ નથી સામાન્યપણે જે ઇષ્ટ લાગે છે, જેની વાસના હમેશા રહ્યા કરે છે એવી વસ્તુના ત્યાગની જ કિંમત છે એ દ્વારા જ સકલ્પસામર્થ્ય વધે છે ચારિત્રનો આધાર એના પર જ છે એવો ત્યાગ જેટલો મોટો અને સફળ તેટલી અસાધારણ કાર્યશક્તિ, બુદ્ધિશક્તિ અને પુરુષાર્થસિદ્ધિ પ્રગટ થાય છે

વિવાહ ન કરવાનો નિશ્ચય કરતા પહેલા વિવાહ કેટલી રીતે અનિષ્ટ છે એની સાગોપાગ મીમાસા સાભળવાની શી જરૂર? માની લો કે વિવાહ એ રૂપાળી વસ્તુ છે, અનેક રીતે હિતકર છે, છતા દેશસેવાને કાજે સંકલ્પસામર્થ્ય વધારવા માટે અને હૃદય વ્યાપક તેમ જ એકાગ્ર કરવા માટે એનો ત્યાગ કરવા તૈયાર છો કે નહીં એનો જવાબ પોતાના હૃદયને આપો લપ્પન-છપ્પનમા પડવાની શી જરૂર? સીધો જવાબ દો હા કે ના ત્રાજવામા બેસો અને નીચે ઊતરો કેટલી લાયકાત છે એનો ઝટ નિર્ણય આવી જાય પાતાના

તોલ પ્રમાણે જીવન ગાળવાનુ નક્કી કરી તે સ્થાન પર બેસી જવુ ભોક્તુ ન મોક્તુ ક્ષમ. એ સ્થિતિ કેટલા દિવસ સુધી ચાલવાની? જોઈએ છે હૃદય-સામર્થ્ય, અને આરાધના ચાલે છે તર્કવિતર્કની એમ પાર કેમ આવે? રસ્તો ન જડતો હોય, સિદ્ધાતની ખાતરી ન થતી હોય, તો જ્ઞાનીને પૂછી શકાય, પણ પોતાનો રસ્તો તો પોતે જ કાપવાનો છે પરતુ જ્ઞાન થયા પછી 'હા' કે 'ના'નો નિર્ણય કરી નાખવો એ જ ઠીક છે. જે વધારે સમજે છે તેનામા ચારિત્ર્યના ઉત્કર્ષની અપેક્ષા રખાય છે

એનુ દેવાળુ ન કાઢીએ

૧૯૨૯

# ૬૭

# તર્ક અને ભાવના

તર્ક અને ભાવના બન્ને મનુષ્યત્વના આવશ્યક અગ છે તર્કશૂન્ય ભાવના જેટલી દોષરૂપ છે તેટલો જ ભાવનાશૂન્ય તર્ક પણ દુષ્ટ છે બુદ્ધિ અને હૃદય ઉભયનો જ્યારે મેળ હોય છે ત્યારે જ મનુષ્યની સાચી ઉન્નતિ થાય છે એ બેમા પ્રધાનપદ કોનુ ને ગૌણપદ કોનું એ કહેવુ મુશ્કેલ છે છતા એટલી વાત તો શાસ્ત્રશુદ્ધ અને અનુભવવિદ્ધ છે કે મનુષ્યનુ મનુષ્યત્વ વિશેષે કરીને ભાવના પર જ આધાર રાખે છે 'આ પુરુષ શ્રદ્ધામય છે', 'જેવી જેની શ્રદ્ધા તેવુ તેનુ જીવન', એ પરમાત્માના વચનો છે તર્કમા પ્રેરણા નથી; તર્કમા જીવનરસ નથી તર્ક પ્રેરણાનો ચોકીદાર છે જેમ કોઈ મુગ્ધ રાજકન્યા, તેજસ્વિની ન હોય ત્યા સુધી તેના રક્ષણને માટે ચોકીદાર રાખવા પડે છે, તેમ જ્યા સુધી પ્રેરણા એના શુદ્ધ સ્વરૂપમા પ્રકટ થઈ નથી ત્યા સુધી તર્કની પ્રતિષ્ઠા છે વસ્તુત તો તર્ક અપ્રતિષ્ઠિત છે.

તર્કમા શૌર્ય નથી, તર્કમા વીર્ય નથી, તર્કમા કાર્યપ્રેરક સાહસ નથી, તર્કમા ત્યાગ નથી તર્ક નિરન્તર જાગ્રત રહે છે, તેથી તેની આખો તર રહે છે તર્ક અતિ સાવધાન હોય છે તેથી અતિતર્ક પુરુપાર્થવિહીન બને છે અને ઘણી વાર તે નિર્દય બને છે એકલો તર્ક મનુષ્યને સ્વહિતવાદી બનાવી અધોગતિની ખાડમા નાખે છે તર્કના હાથમા કેવળ વૈશ્યધર્મના ત્રાજવા જ હોય છે

ભાવનામાં વીરવૃત્તિ હોય છે ભાવનામા દિવ્ય દૃષ્ટિ હોય છે પોતાના ભોળપણથી જ ભાવના હમેશા સુરક્ષિત રહે છે ભાવનાના અતિરેકથી થનારુ નુકસાન ક્ષણિક અને તુચ્છ હોય છે; તર્કના અતિરેકથી થતી હાનિ તો આત્માને જ ક્ષીણ કરી નાખે છે

દુનિયામા એક પણ મનુષ્ય એવો નથી જેનામા તર્ક અને ભાવનાનું મિલન ન હોય છતા એ બેમાથી રાજપદ કોને મળે છે એના પર જીવન-મૂલ્યોનો બધો આધાર છે જો તર્ક રાજા બની જાય અને ભાવનાને પોતાની દાસી બનાવે તો મનુષ્ય ધૂર્ત અને વિદ્વાન પશુ બની જાય છે ભાવનાના ઢોંગ કરીને તે દુનિયાને ઘણા વખત સુધી ઠગી શકે છે અને પોતાને પણ એ કઈ ઓછો નથી ઠગતો

એથી ઊલટુ જો આપણે ભાવનાને હૃદયેશ્વરી અને તર્કને એનો વિશ્વાસુ સેવક અથવા સલાહકાર બનાવીએ તો ઐહિક અને પારલૌકિક ઉભય ઉન્નતિ સાધી શકીએ, આપણા મનુષ્યત્વનો સપૂર્ણ વિકાસ થઈ શકે અને દરેક વ્યક્તિ સમાજનુ સાચું સ્વરૂપ ઓળખીને સમાજની કલ્યાણકારી સેવા કરી શકે

આ દેશમા અગ્રેજોએ જે અગ્રેજી વિદ્યા શરૂ કરી છે તે પ્રોટેસ્ટટ-વૃત્તિપ્રધાન છે ભાવના પર એને બહુ શ્રદ્ધા નથી 'ભાવના મનુષ્યના મનનો એક વિકાર છે, બુદ્ધિ જ મનુષ્યનુ સારસર્વસ્વ છે, સ્વાર્થદૃષ્ટિ અત્યન્ત સ્વાભાવિક અને તેથી જ ઉચિત છે, અને તર્કની દૂરદૃષ્ટિથી સધાયેલો દરેક જણનો સ્વાર્થ જ સકળ જગતનુ કલ્યાણ કરવાને સમર્થ છે'—આવા વિચારોના પાયા પર આ પ્રોટેસ્ટટ વિદ્યાની ઇમારત ઊભી છે અગ્રેજોની વિદ્યા લઈને આપણે ખ્રિસ્તી તો ન બન્યા, પણ પ્રોટેસ્ટટ તો જરૂર થઈ ગયા છીએ તે જ કારણથી આપણી સામાજિક અને રાજકીય હિલચાલોમાં આજ સુધી આપણે ઐહિક સુખોપભોગ, સ્વચ્છન્દ અને અગત સ્વાર્થને સ્વાભાવિક માનીને તેમને પ્રતિષ્ઠા અર્પેલી છે સ્વાર્થ અને સુખલાલસા પોતે જ એટલા બળવાન છે કે એમનુ અપમાન કરતા રહેવા છતા એમનો પ્રભાવ મનુષ્યના હૃદય ઉપર અનેક વાર પડે છે પણ જ્યા એમને સામાજિક પ્રતિષ્ઠા મળી ગઈ એટલે તો તેમની લીલાના વૈભવની વાત જ શી કરવી? બેશક આ પ્રોટેસ્ટટ વૃત્તિ અન્તિમ લાભને સારુ ક્ષણિક ત્યાગ અને અગવડ

વેઠવાને તૈયાર હોય છે, પણ એ તો અસુરોની તપસ્યા દૈત્યો તપસ્યામા દેવો કરતા ઊતરતા નથી હોતા.

મનુષ્યે તર્કનો સમૂળો ત્યાગ કરવો એમ કહેવાનો આશય નથી જે ભાવનાને તર્ક ઉખાડી શકે તે શુદ્ધ ભાવના નથી, એ તો મોહ છે. એનો ત્યાગ જ કરવો ઘટે છે શુદ્ધ ભાવનાને તર્ક કાપી નથી શકતો, એટલું જ નહીં પણ ભાવના સુધી પહોચવાની પોતાની અશક્તિ કબૂલ કરીને પાછો હઠી જાય છે

નવેમ્બર, ૧૯૨૩

## ૬૮

# ધર્મનો આધાર બલિદાન

અમુક વિચાર પ્રથમ કોને સૂઝયો એ બહુ મહત્ત્વનો સવાલ નથી, પણ તે વિચાર પાછળ પોતાનુ સર્વસ્વ અર્પણ કરવા કોણ તૈયાર થયો, તે વિચાર સ્વીકારવા જ્યારે કોઈ તૈયાર ન હતુ ત્યારે એકલા રહીને પણ હિંમતપૂર્વક તેની હિમાયત કોણે કરી અને તે અમલમા કોણે આણ્યો તે તરફ દુનિયાની આખ જાય છે, તેને જ એ વિચારનુ શ્રેય મળે છે, મળવુ જોઈએ

હજારો વર્ષથી ચાલતા આવેલા મનુષ્યસમાજમા જે અનેક જાતના સદ્‌ગુણો આપણે જોઈએ છીએ તે આજે ગમે તેટલા સ્વાભાવિક કે સહેલા થયા હોય તોપણ શરૂઆતમા દરેકની પાછળ અમુક વ્યક્તિનુ કે વ્યક્તિઓનુ બલિદાન છે જ આદર્શો અને ધ્યેયો, સદ્‌ગુણ અને ટેક મોઢાની વરાળથી બધાતા નથી, પણ ધીરોદાત્ત ચારિત્ર્યશીલ વીરોના પરસેવા અને લોહીથી જ બધાય છે

એક ધર્માત્માએ પોતાનુ બલિદાન આપ્યુ ત્યારે જ ગુલામોની સાઠમારી કરાવવાની જગલી પ્રથા પ્રાચીન યુરોપમાથી નીકળી અનેક લોકોએ પોતાનું બલિદાન આપ્યુ ત્યારે જ ગુલામીની પ્રથા પાપમૂલક છે એમ સિદ્ધ થયુ અનેક જાતની પ્રાણાતિક વેદનાઓ પ્રહ્‌લાદે વેઠી ત્યારે જ તે નામમાહાત્મ્ય સિદ્ધ કરી શકયો મીરાબાઈએ ઝેરનો પ્યાલો પીને જ પ્રભુભક્તિનું

સર્વોપરિપણુ સિદ્ધ કર્યું હજારો મુસલમાન લોકોએ આપભોગ આપીને જ હજરત પેગંબરનો એકેશ્વરી ધર્મ લોકમાન્ય કરાવ્યો ઈશુએ અલૌકિક બલિદાન આપીને જ પોતાના પ્રેમધર્મની સત્યતા દુનિયા આગળ સિદ્ધ કરી, અને પછી યુરોપના અને આફ્રિકાના તેના ધર્મવીર અનુયાયીઓએ જાન આપીને જ તેનો પ્રચાર કર્યો શીખોના બલિદાનની વીર ગાથા કોણ નથી જાણતુ ?

શૈવ ધર્મ અને વૈષ્ણવ ધર્મ, જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મ, શીખ ધર્મ અને મહારાષ્ટ્ર ધર્મ એકેએક બલિદાનના જ પાયાથી સ્થાપિત થયા છે જેની પાછળ આપભોગ નથી તે સદ્‌ગુણ સમાજે સ્વીકાર્યો નથી ગાયનું રક્ષણ કરવા સારુ દિલીપ રાજાથી માડીને કેટલાયે હિન્દુઓએ પોતાના પ્રાણ અર્પણ કરેલા છે પ્રતિજ્ઞાપાલનને અર્થે હરિશ્ચન્દ્રે રાજપાટ છોડી દીધા શરણાગતનુ રક્ષણ કરવા શિબિ રાજાએ પોતાના માસનુ અર્પણ કર્યું

આ યુગને માટે છે સ્વદેશીધર્મ તેની પાછળ પણ બલિદાન આપવાની જરૂર છે પોતાની કમાણી કે કેળવણી ઓછી કરી કાતવામા વખત ગાળવો, મોજશોખ અને ખોટી રસિકતા તજી દઈ ખાદીને જ અપનાવવી, પરદેશી કાપડનો વેપાર ગમે તેટલો જામી ગયો હોય તોપણ અધર્મ જાણી તેનો ત્યાગ કરવો, પરદેશીનો ત્યાગ કરાવવા માટે પ્રયાસ કરતા જે આપત્તિઓ વેઠવી પડે તે બધી શાતિથી સહન કરવી, અને પરદેશી કાપડના મોહમાં સપડાયેલા લોકો જે બીજો સિતમ ગુજારે તે બધો ગુસ્સો આણ્યા વગર બરદાસ કરવો, એ આજના સમાજની યુગધર્મની તપશ્ચર્યા છે

ગાધીજી આવી તપશ્ચર્યા કરવા માટે જ જેલ જઈ બેઠેલા છે હિંદ જો સ્વદેશીધર્મનો પૂર્ણ સ્વીકાર નહીં કરે તો આ પુરાણ-પ્રસિદ્ધ દેશનો પણ નાશ થવાનો છે સ્વદેશી વગર સ્વરાજ્ય મળે નહીં અને ટકે પણ નહીં સ્વદેશીધર્મનુ મહત્ત્વ લોકોના મન પર ઠસાવવા અને પરદેશીનો નાશ કરવા શાંત તેમ જ ઉગ્ર તપશ્ચર્યા કરવાની જરૂર છે તપશ્ચર્યાથી જ ધર્મનો પ્રચાર થાય છે બલિદાનથી જ ધાર્મિક આદર્શો બધાય છે

૨૯-૧૦-’૨૨

## ૬૯

# રાષ્ટ્રોનું ઉત્થાન અને પતન

वर्धति अधर्मेण नर, ततो भद्राणि पश्यति ।
तत सपत्नान् जयति, समूलस्तु विनश्यति ।।

મહાભારતમાનો આ શ્લોક સ્વર્ગીય શ્રી રવીન્દ્રનાથ ઠાકુરનો ખૂબ પ્રિય શ્લોક હતો વારવાર તેને તેઓ પોતાના નિબધો અને પ્રવચનોમા વાપર્યા કરતા હતા મનુષ્ય સમાજના ક્ષણિક ઉત્થાન અને ઘોર પતનનો સનાતન નિયમ આ મત્રમા ગૂંથી લેવામા આવ્યો છે

જે માણસ નેકીથી કામ કરે છે તેને માલદાર થવા માટે વરસો સુધી મહેનત કરવી પડે છે જે માણસ સફળતાપૂર્વક બેઈમાની કરે છે તે બહુ જ ઝડપથી ધનવાન બની જાય છે બીજા વેપારીઓને માત કરીને તે આગળ વધી જાય છે પરતુ છેવટે કોઈ દહાડો તેની આ બેઈમાની તેને જરૂર પાડી દે છે અધર્મનુ ફળ તરત તો ખૂબ સરસ મળે છે એ ફળની નજરે જોતો જોતો માણસ આગળ વધે છે પોતાના હરીફોને સહેલાઈથી દબાવી દે છે પરતુ તેના પાપનો ભાર જ્યારે પૂરો થઈ જાય છે ત્યારે તે જડમૂળથી ઊખડી જાય છે અને તેનો એવો તો સર્વનાશ થઈ જાય છે કે તે ફરીથી કદી પણ માથુ ઊંચુ કરી ન શકે

આ મત્રમા શત્રુને માટે હરીફ અથવા તો સપત્ન શબ્દ વાપર્યો છે સસ્કૃતમા સપત્નનો અર્થ ઓરમાન ભાઈ થાય છે આ શબ્દમા પણ એક ભારે રહસ્ય રહેલુ છે સ્વાર્થી અધર્મી મનુષ્ય પોતાના જ ભાઈને, તેની માતા જુદી હોય છે એટલા જ કારણે, પોતાનો ભાઈ ન ગણતા શત્રુ ગણે છે અને તેના પ્રત્યે દુશ્મની રાખે છે. ધર્મ કહે છે કે જો વિશ્વકુટુબનુ સત્ય ધ્યાનમા લેશો તો પોતાના દરેક શત્રુને પોતાના પિતાનો પુત્ર સમજીને તેને તમારે ગળે લગાડશો જેનો વિરોધ કરવો પડે છે તે છેવટે તો આપણો ભાઈ જ છે એ વાતને એક ક્ષણ પણ ન ભૂલો તો તમારે હાથે તેનુ બૂરુ કદી નહીં થાય અને તમારે કદી પસ્તાવુ નહીં પડે

આ કલ્યાણકારી સિદ્ધાંત નહીં જાણનાર 'માણસ અધર્મ કરીને આગળ વધે છે બધા પ્રકારના લાભ પામે છે પોતાના ભાઈઓને દુશ્મન માની તેમની ઉપર વિજય મેળવે છે, પરંતુ અધર્મને કારણે તેના જીવનનો પાયો જ ખોખરો થઈ જવાથી સમય આવ્યે તે ઊખડી જાય છે'

દુનિયાના મોટા મોટા રાષ્ટ્રો આ સનાતન નિયમને વખતસર સમજી લે તો!

સપ્ટેમ્બર, ૧૯૪૧

## ૭૦

# તેજસ્વિતા અને તપસ્વિતા

દેશમા સ્વાતંત્ર્ય યજ્ઞ ચાલી રહ્યો છે ભલે તે સૌમ્યસાત્ત્વિક સ્વરૂપનો હોય પરંતુ આ યજ્ઞમા આહુતિઓ તો આવી આવીને પોતાનો બલિ આપી જ રહ છે આવે વખતે માત્ર ભાષાની જ ચર્ચા કરતા રહેવુ ખૂબ બેહૂદુ દેખાય છે અને તેમાયે જેમણે દેશની ગુલામી સારી રીતે હજમ કરી લીધી છે અને જેમને માત્ર પોતાના વ્યક્તિગત, સાંપ્રદાયિક કે પ્રાંતીય સ્વાર્થ સાથે જ મતલબ છે એવા લોકો સાથે પાનુ પડે છે ત્યારે તો ચિત્તમા બેહદ ગ્લાનિ ઉત્પન્ન થાય છે દેશના સૌથી મોટા શત્રુની સામે લડવાને બદલે જ્યારે અંદર અંદરના ઝઘડા જ ફેલાવવાની નોબત વાગે છે ત્યારે વિચાર આવે છે કે આપણે કોઈ પૂર્વના પાપને કારણે ઘોર નરકમા પ્રવેશ કર્યો છે પરંતુ જ્યારે અંતર્મુખ થઈને દુ ખ સાથે તેનુ કારણ શોધવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે ખબર પડે છે કે આ નરક કાઈ બહારથી આવેલુ નથી પરંતુ આપણા જ રાષ્ટ્રીય પાપોના ફળ રૂપી આ સ્થિતિ આપણી સામે મોં ફાડીને ઊભી રહી છે ધર્મ-ધર્મની વચ્ચે જ્યારે સાંપ્રદાયિક ઝઘડા ચાલવા લાગે છે ત્યારે આપણે એકબીજાના ધર્મોની નિંદા કરવાનુ શરૂ કરીએ છીએ આ દુનિયામા કોઈ પણ ધર્મ ઝઘડો-ફિસાદ મચાવવા નથી આવ્યો એ વાત આપણે ભૂલી જઈએ છીએ આપણા દેશમા જે બૂરાઈ પ્રાચીન કાળથી ચાલી આવી છે તે આજે અનેક રૂપે તકલીફ આપી રહી છે આપણા અને પારકાના ભેદ,

ઊંચ-નીચ-ભાવના પાખડ, સ્વાર્થની સકુચિતતા, અદર અદરની ઈર્ષા, દ્વેષ અને ગેરસમજ એ આપણી જૂની બદીઓ છે જ્યા સુધી આપણે તેને હઠાવી નહીં દઈએ ત્યા સુધી આગળ વધવાની આશા વ્યર્થ છે ઉદારતા વિના આપણે આ બદી કે બૂરાઈને દૂર નહીં કરી શકીએ

પરતન્ત્રતાની સામે યુદ્ધ ચલાવતા આપણે આપણી તેજસ્વિતા બતાવી શકીએ છીએ પરતુ આપણી અદરનુ પોતીકુ પાપ ધોવાને માટે તો આપણે રચનાત્મક કાર્યરૂપી રાષ્ટ્ર સગઠન કરનારી તપસ્યા જ કરવી પડશે તપસ્યાના પ્રજવલિત અગ્નિમા જ દોષ બાળી શકાય છે તે વિના સ્વાધીનતાનુ યુદ્ધ નહીં ચાલી શકે આ સમજીને આપણે, નમ્રતા સાથે, ભાષા સગઠનનુ કામ પણ કરવુ પડે છે.

આપણે કોઈક દિવસે ગોહત્યાના સવાલ ઉપર લડચા, કોઈક દિવસે વાજા વગાડવા ન વગાડવાના સવાલ ઉપર લડચા, કોઈક દિવસે ધારાસભાની ખુરશીઓ માટે લડચા, તો કોઈક દિવસ નોકરીઓના પ્રમાણ ઉપર આજે આપણો આખો ઝઘડો રોકઠો થઈને ભાષાના સ્વરૂપ ઉપર આવીને ઊભો છે આપણુ રાષ્ટ્રીય પાપ આ બધા ઝઘડામા એક જ વાતની નિર્લજ્જ સલાહ આપે છે — અદર અદર લડતા રહો જેથી પરતન્ત્રતા અને પરાધીનતાની વિરુદ્ધ લડવાની નોબત જ ન આવે આજ સુધી આ શિખામણ આપણે માનતા આવ્યા જ છીએ હવે એને ક્યા સુધી આગળ ચલાવીશુ?

ફેબ્રુઆરી, ૧૯૪૧

# ૭૧

# સામર્થ્ય કઈ વાટે?

पुण्यस्य फलम् अिच्छन्ति पुण्य नेच्छन्ति मानवाः ।

આપણા લોકોને આપણો સમાજ સમર્થ જોઈએ છે, સગઠિત જોઈએ છે, વૈભવને શિખરે પહોચેલો જોઈએ છે એ સ્થિતિ આજે નથી એટલુ તો સૌ કોઈ જાણે છે અને છતા આજની સ્થિતિમા કશો ફેરફાર કરવાની તૈયારી નથી વિકાસ અને ઉત્કર્ષને માટે જે કષ્ટ વેઠવા પડે છે, જે શુદ્ધિ કરવી ઘટે છે, જે કિંમત આપવાની હોય છે તેની તૈયારી નથી હોતી એ કયા સુધી ચાલે? અન્ય સમાજોની શક્તિ જોઈ એમની અદેખાઈ કરવી એ સહેલુ છે, સ્વાભાવિક પણ હોય પણ અદેખાઈથી શુ વળવાનું હતુ? અદેખાઈથી કોઈનુ લોહી વધ્યાનો દાખલો નથી, લોહી બળી જવાનો જ સભવ વધારે આસપાસના લોકોને આપણા કરતા વધારે સમર્થ જોઈ એમની નિંદા કરવી, એમના દોષો બતાવવા, એમનો દ્વેષ કરવો, એમની ચડતી જોઈને બળવુ, — એમા ભલે સમાધાન હોય, પણ એથી આપણુ સામર્થ્ય તો વધવાનુ નથી જ ઊલટુ અકારણ દ્વેષ કરવાથી આપણી શક્તિ આપણે ખોઈ બેસવાના, આપણી મૂઝવણો વધારવાના, અને દહાડે દહાડે નીચે જ પડવાના જેની પ્રગતિ જોઇને આપણે બળીએ છીએ તેના સદ્‌ગુણોનુ અનુકરણ કરવાની આપણને કોણે ના પાડી છે?

પણ એ કામ મહેનતનુ છે, કષ્ટનુ છે એ મહેનત અને એ કષ્ટ કર્યા વગર કેવળ ઇચ્છાથી આપણી બધી કામનાઓ પરિપૂર્ણ થાય એવી આશા રાખી અલાદીનના ફાનસની રાહ જોવી એ નામર્દાઈ છે, એ જ નાસ્તિકતા છે

આપણામા સગઠન જોઈતુ હોય તો તે બીજાની અદેખાઈ ઉપર અથવા બીજાની બીક ઉપર, બીજા પ્રત્યેના વધતા અવિશ્વાસ ઉપર આપણે નહીં રચી શકીએ એ તો આપણો દાપો દૂર કરી, ઉચ્ચ-નીચભાવનો મેલો આગ્રહ છોડી પ્રેમધર્મ — હૃદયધર્મને ઓળખી એકબીજા સાથે માનભર્યો ઉદાર સહકાર કરવાથી જ થઈ શકે એમ છે ‘જૂનો રોગ દોષ છોડીશ નહીં અને છતા મારે

મારુ સામર્થ્ય કેળવવુ છે,' એ જાતનું વલણ રાખવાથી કોઈ કાળે સઘ કાશીએ પહોચવાનો નથી અભિમાન એ જ ચડાળ છે એનો જ્યા સુધી આપણે ત્યાગ કર્યો નથી ત્યા સુધી આપણી શુદ્ધિ થવાની નથી

હરિજનોએ કશો ગુનો કર્યો નથી, આપણે જ એમની સામે ગુનો કર્યો છે એમનો કોઈ ગુનો હોય તો એ અજ્ઞાનને લીધે છે, આપણે એમની સ્થિતિ કફોડી કરી મૂકી, એમની જીવનયાત્રા લગભગ અશકચ કરી મૂકી એને પરિણામે છે જ્યારે આપણો ગુનો સત્તાના મદને પરિણામે, પવિત્રતાના અભિમાનને પરિણામે છે આપણે પ્રથમ પ્રાયશ્ચિત્ત કરવુ જોઈએ એ કર્યા વગર સામાજિક એકતા સ્થપાવાની નથી, સમાજ સમર્થ થવાનો નથી, આબરૂના દિવસો આવવાના નથી સારી સ્થિતિની ઈચ્છા કરવી મહેલ છે એને માટે મથવું, પુરુષાર્થ કરવો, સકુચિત સ્વાર્થ છોડવો, નિર્મળ થવુ એ અઘરુ છે, પણ એ જ જરૂરનુ છે

# ૭૨

## જીવન – વ્યાપાર

જ્ઞાન અને કર્મ કર્મની મદદથી જ જ્ઞાન વીર્યવત્તર થાય છે કર્મની કસરત વિના જ્ઞાનનો પાચકરસ પેદા થઈ શકે નહીં

જાગૃતિ: માણસોનો મોટામા મોટો દોષ એ છે કે એ પોતાનો અનુભવ ફરી ફરીને ભૂલે છે માણસ ભૂલ કરે છે, સહન કરે છે, પસ્તાય છે, પણ ફરી પાછો તેવો પ્રસગ આવે એટલે જૂનો અનુભવ ભૂલીને ફરી એ ને એ જ કામ કરે છે આવે પ્રસગે જૂના અનુભવનો માનસિક સાક્ષાત્કાર થાય—એટલે કે સ્મરણ થાય એ જાગૃતિ એ સ્મરણ એ જાગૃતિજ્ઞાનથી થાય

સકામ કર્મમા સ્વાર્થ હોય છે, myself against all એ ભાવ હોય છે નિષ્કામ કર્મ કરનાર સાર્વભૌમને ઓળખીને કામ કરે છે એથી તાત્કાલિક વિપરીત પરિણામ આવે તોપણ એ વિચલિત થતો નથી

જગતમા તપસ્યા અટકી એટલે સામ્યાવસ્થા બગડે જ. એ સામ્યાવસ્થા ફરી આણવાને યજ્ઞ કરવાની જરૂર.

૧૬–૧–'૨૫

૭૩

# શો બોધ લઈશું?

નીચે લખેલો સસ્કૃત શ્લોક બધે પ્રચલિત છે:—

विरला जानन्ति गुणान् विरला कुर्वन्ति निर्धने स्नेहम् ।
विरला पर-कार्य-रता परदु खेनापि दु खिता विरला ॥

આ શ્લોકમા જ્યા મનુષ્યસમાજની સ્થિતિનુ વર્ણન છે ત્યા મનુષ્ય-હૃદયની અધશ્રદ્ધાનુ પણ ચિત્ર છે ગુણોની કદર કરનારા દુનિયામા ઓછા હોય છે, ગરીબોની સાથે દોસ્તી કરનારા ઓછા હોય છે, બીજાઓનુ ભલુ કરવા પાછળ ખપી જનારા જવલ્લે જ મળે છે, એટલુ જ નહીં પણ બીજાના દુ ખે દુ ખી થનારા લોકો પણ ઘણા મળતા નથી વાત સાચી છે પરતુ તેનુ આવુ સ્પષ્ટ કીર્તન કરવાથી શો લાભ? એવા વિરલા લોકોની જય બોલીને જ સતોષ માનવો છે કે શું?

સદ્‌ગુણોની પ્રશસા કરવામા આપણે જેટલા કજૂસ થઈએ છીએ તેટલા પ્રમાણમા ગુણવાન લોકોને, આત્મસ્તુતિનુ પાપ વહોરીને પણ, પોતાની બડાઈ કરવી પડે છે તેથી સારો માર્ગ તો એ છે કે આપણે ભલાઓની ભલાઈની મુક્તકઠે કદર કરીએ

જો ગરીબો સાથે સ્નેહ કરનારા ઓછા જ રહેશે, તો ધનિકોની ઉદારતા ઉપર આધાર રાખીને સમાજની સ્થિતિ કેવી રીતે સુધરવાની? પછી તો ધનિક અને ગરીબની વચ્ચે વર્ગવિગ્રહ અનિવાર્ય છે

જો બુદ્ધિશાળી અને શક્તિશાળી લોકો સ્વાર્થી બને અને પરકાર્ય—સમાજકાર્ય—નહીં કરે તો, જેમ આપણા દેશમા બન્યુ છે તેમ, આખો સમાજ નિષ્પ્રાણ બની જશે અને જો સહાનુભૂતિનો પ્રવાહ પણ સામાન્ય મનુષ્યના હૃદયમાથી સુકાઈ જ જશે તો મનુષ્યત્વનો જ નાશ થશે

ઉપરના શ્લોકમા આજની દુર્દશા બતાવી છે, નહીં કે માણસ જાતની ન્યારી સ્થિતિ

ધનવાન લોકોમા કેટલાક જીવનદરિદ્રી પણ હોય છે અને કેટલાક વિપુલ જીવનવાન પણ હોય છે પરકાર્યમાં રત રહેનારા લોકોની સખ્યા તથા યોગ્યતા વધી રહ્યા છે એમા શકા નથી, અને સહાનુભૂતિ તો જાતિ, ધર્મ, પથ, ભાષા વગેરેની મર્યાદા ઓળંગીને વિશ્વવ્યાપી બનવાની કોશિશ કરી રહી છે એક બાજુ સ્વાર્થ અને સામર્થ્યનુ સગઠન કરીને, માણસ જોત જોતામા રાક્ષસ બની રહ્યો છે, જ્યારે બીજી બાજુ હૃદયશુદ્ધિ તથા સહાનુભૂતિ વધારીને લોકો સજ્જનતાને અવિરલ એટલે કે વિશ્વજનીન પણ બનાવી રહ્યા છે આપણી સમક્ષ નિરાશ થવાની જેટલી સામગ્રી છે તેથી કાઈ વધારે પ્રમાણમા આશા વધારનારી સામગ્રી છે.

૧૯–૧૧–'૪૧

## ૭૪

## ઉષર્બુધ

કોમ તરીકે આપણે પ્રથમથી જ વહેલા ઊઠનારા હતા વેદમા ઉષઃદેવીના જે ઉત્સાહભર્યાં વર્ણનો આવે છે તે જ બતાવે છે કે આપણા લોકો સવારે વહેલા ઊઠતા હતા સ્મૃતિઓમા પણ બ્રાહ્મમુહૂર્તે ઊઠવાનુ પુણ્ય એટલે કે મહત્ત્વ બતાવ્યુ છે શિયાળાની શરૂઆતમાં અને અતમા જ્યારે આળસને આધીન થવાની બીક વધારે ત્યારે કાર્તિકસ્નાન તથા માઘસ્નાનના પર્વો ગોઠવી પો ફાટે તે પહેલા નાહી તૈયાર થવાનો રિવાજ આપણા લોકોમા હતો આર્યલોકો ઉષર્બુધ હતા

* * *

સગવડ પ્રમાણે સમયપત્રક રાખવુ એ એક માર્ગ છે, અને જીવનમા કેટલીક વસ્તુઓનો પૂરેપૂરો આગ્રહ રાખી એ આગ્રહ આગળ સગવડો અને અગવડોને સરખી રીતે નમાવવી એ બીજો માર્ગ છે જેવી ટેવ પાડીએ તેવી ઘરેડ બેસી શકે છે એકમાં સહેલાઈ છે, બીજીમા સકલ્પસામર્થ્ય છે દુન્યવી વાતોમાં પહેલો માર્ગ વખતે વધારે અનુકૂળ હોય, પણ આધ્યાત્મિક માર્ગ — સાચો આધ્યાત્મિક માર્ગ લડાયક હોય છે ત્યા યુદ્ધવિરામને સ્થાન નથી,

માડવાળને અવકાશ નથી, સામા પક્ષની તો દયા ખવાય જ નહીં એ તો હાથી અને ગડાના યુદ્ધ જેવુ છે

કુદરતની અવજ્ઞા કરીએ તો કુદરત વેર વાળે છે, પ્રકૃતિમાથી વિકૃતિ ઉત્પન્ન થતા વાર નથી લાગતી, એ બધી વાત સાચી છે અધ્યાત્મના યાત્રીઓ એ બધુ જાણે છે, છતા અધ્યાત્મના ક્ષેત્રમા એ વસ્તુસ્થિતિને પણ જીવનની મર્યાદા તરીકે સ્વીકારવાની ના પાડે છે સકલ્પ મહાન છે, સકલ્પ વિજયી છે, સકલ્પ સાર્વભૌમ છે સકલ્પને જોરે કલ્પાત સુધી ઝૂઝીશુ પણ એને મોળો નહીં પાડીએ, એ એમની વૃત્તિ હોય છે

સકલ્પવીરો દલીલમા ઊતરવાની પણ ઘણી વાર ના પાડે છે એનુ કારણ એમની અશક્તિ કે અભિમાન નથી હોતુ, પણ તેઓ બુદ્ધિવાદની મર્યાદા જાણે છે બુદ્ધિવાદના ક્ષેત્રની અદરની વાતો તેઓ છૂટથી ચર્ચે છે બહારની વાતો વિષે તેઓ કા તો મૌન સેવે છે, અથવા કેવળ પોતાની શ્રદ્ધાને શબ્દબદ્ધ કરી એક વાર રજૂ કરી છૂટે છે

* * *

સવારે ચાર વાગ્યે કેમ ઊઠવુ? ત્રણ કે પાચ વાગ્યે કેમ નહીં? ચાર ઉપર સાત મિનિટે ઊઠીએ તો શો વાધો? અને રોજ નિયમિત ઊઠવુ જોઈએ એવો પાનુ આગ્રહ શા માટે? એવા સવાલનુ સમાધાન શુ? ब्राह्मे मुहूर्ते चोत्थाय चिन्तयेत् हितम् आत्मन એ શાસ્ત્રવચનનો પુરાવો બુદ્ધિવાદીને બસ નથી થવાનો પણ સવારે જેટલા વહેલા ઉઠાય તેટલુ ઊઠવુ જોઈએ એટલુ તો સૌ કોઈ સ્વીકારે સવારે જ્યારથી આસપાસ બધુ સ્પષ્ટ દેખાય છે ત્યારથી તો માણસની પ્રવૃત્તિની શરૂઆત થવી જોઈએ તે પહેલાનો વખત આત્મચિંતનમા ગાળવો એવી ઋષિઓની શિખામણ છે જેને મોક્ષની પડી હોય તે સવારે ઊઠીને આત્મા અને અનાત્મા વચ્ચેનો વિવેક વિચારશે સામાન્ય માણસ પોતાની સ્થિતિ, પોતાનુ જીવન, પોતાના આદર્શો અને પોતાની પ્રગતિ કે પરાગતિ એ બધી વસ્તુનો વિચાર કરશે પ્રવૃત્તિશીલ માણસને આખો દિવસ પોતાનો સહવાસ ભાગ્યે જ મળે છે અનેક મિત્રો અને સબધીઓ તરફથી આવેલા કાગળો વાચવામા આત્મ-દેવ તરફથી આવેલો કાગળ વાચવાનો રહી જાય છે. આનો ઉપાય એક જ છે ઘનઘનાટ ઊઘી લઈ આખા દિવસનો થાક ઉતાર્યા પછી માણસ સવારે સાડાત્રણ

કે ચાર વાગ્યે ઊઠે, ઉષા દર્શન દે ત્યા સુધી પોતાના અને પોતાના કુટુબના, પોતાના સગાવહાલાના અને સમાજના હિતઅહિતનો વિચાર નિરાતે કરે

સાત વાગ્યે ઊઠવુ અને ચા સાથે બિસ્કિટ અને બગાસા ખાવા એમા નથી પવિત્રતા કે નથી પ્રસન્નતા સવારની ચા પછી દુનિયાની ખબરો વાચતા પહેલા દુનિયા સાથેનો પોતાનો સબાધ કેવો છે એનુ ચિંતન માણસ કરે એ કોઈ પણ કાળે લાભદાયક છે જ

જેમને વહેલા ઊઠવાની ટેવ નથી તેઓ શરૂઆતમા સવારે ઊઠી પ્રાર્થના કરી ફરી સૂઈ જશે શરૂઆતમા આ સ્થિતિ સહન કર્યે જ છૂટકો આગળ જતા ઊઠવાની ટેવ કાયમ થશે સવારે એક વાર ઊઠ્યા પછી અને હૃદયપૂર્વક પ્રાર્થના કર્યા પછી પથારીની એઠી હૂફમા ફરી આળોટવાનુ કોણ પસદ કરે? અનેક જાતના કામો તો નોતરતા જ હોય એટલે ઊઘવાનુ પ્રમાણ ઓછુ થઈ જશે, અને ચાર વાગ્યે પ્રાર્થના કરવાની ટેવ કાયમ થઈ જશે.

જેઓ વહેલા ઊઠે તેઓ વહેલા સૂઈ જાય વહેલા ઊઠવાની ટેવ સાથે સિનેમાનાટક જેવા શોખો એની મેળે ઘટી જશે, અને કૌટુંબિક જીવન સુધરશે સવારે ઊઠવાનો પ્રયોગ ચાર છ મહિના સુધી લાગલાગટ કરી જોવો જોઈએ

# ૧

# ગાયત્રી મંત્રનો અર્થ

આ છે આપણો વિખ્યાત ગાયત્રી મત્ર

ॐ तत् सवितुर् वरेण्य भर्गो देवस्य धीमहि धियो यो न प्रचोदयात् ।।

(ऋ स अ ३ अ ४ व १०)

લૌકિક સસ્કૃતમાં આ ૭ મત્રના નીચે પ્રમાણે સ્વરૂપો છે

(१) यो देव सविताऽस्माक धियो धर्मादि गोचर ।
प्रेरयेत् तस्य तद् भर्गस् तद्वरेण्यम् अुपास्महे ।।
पाठभेद २ 'गोचरे ।

(२) य सूर्य प्रेरयति नो वुद्धीर् ीप्तस्य तस्य वै ।
ख्यात स्वरूप ध्यायेम सेव्य पापादि-भर्जकम् ।।

(३) वुद्धी कर्माणि वाऽस्माक य प्रेरयति तस्य तु ।
देवस्य सवितु ख्यात वरेण्य चिन्तये मह ।।

વિદ્યારણ્ય સ્વામીએ ગાયત્રી મત્રનુ વિવરણ નીચે પ્રમાણે કર્યું છે

तदित्यवाङमनोगम्य ध्येय यत् सूर्यमण्डले ।
सवितु सकलोत्पत्तिस्थितिसहारकारिण ।।

वरेण्यमाश्रयणीय यदाधारमिद जगत् ।
भर्ग स्वसाक्षात्कारेणाऽविद्या तत्कार्यदाहकम् ।।

देवस्य द्योतमानस्य ह्यानदात्क्रीडतोऽपि वा ।
धीमह्यह स अेवेति तेनैवाभेदसिद्धये ।।

धियोऽन्त करणवृत्ती प्रत्यक् प्रवणचारिणी ।
य अित्यलिंगधर्म यत् सत्य ज्ञानादि लक्षणम् ।।

नोऽस्माक वहुधाम्यस्तभिन्नभेददृशा तथा ।
प्रचोदयात् प्रेरयतु प्रार्थनेय विचार्यते (ताम्) ।।

આ મંત્રમા નીચેના શબ્દોનો વ્યાપક અર્થ બરાબર સમજવો એ જરૂરનુ છે

**तत्, सविता, वरेण्यम्, भर्गः, देवस्य, धीमहि, धीः, प्रचोदयात् ।**

**तत्** = प्रसिद्ध, ख्यात स्वरूप देवस्य सवितु (तत् = तस्य) ब्रह्मवाचि।
= गुणै तत व्याप्त (तनोति अिति)
= त वरेण्य अवाङ्मनोगम्यम् ।

**सवितुः** (सू) जगत्प्रसवितु । प्रेरकस्य अतर्यामिण वा (षु प्रेरणे) = सृष्टयाद्यष्टकर्तु नारायणस्य [षु प्रसवैश्वर्ययो अित्यस्य रूप] सूते नानोपासना फलानीति । सूते जगन्तीतिवा । सविता प्रसवानाम् अधिपति ।

= सूते सकल-जन-निर्वृत्ति-हेतु वृष्टिमिति
"याभिर्आदित्यस्तपति रश्मिभिस्, ताभि पर्जन्यो वर्षति" अिति श्रुते

= सकलोत्पत्तिस्थितिसहारकारिण

**वरेण्यं** = (वृञ् अेण्य) वरयितु योग्य । श्रेष्ठ । भजनीय । सेव्य । आश्रयणीय । पुरुषार्थकामभि. वरणीय, अभ्यर्थमान वा सुखैकतानरूप सर्वै सुखस्यैव प्रार्थनीयम् ।।

**भर्गो** = अविद्या पापादिभर्जक (तेज)। अविद्याकामकर्मादिभर्जनात् स्वरूपात्मक ज्योति । वृजिन भर्जनात् । तमस्काड हन्तीति । भर्ग तेजोवचन । सदाशिव । भरण, गमन, दाह, ज्ञान गमनकर्तृत्व ससारदाहक । ज्ञानपूर्ण । भारतीज्ञान वा भरण गमनकर्तृ वा सकल-पापभर्जक ।

**देवस्य** = दीप्तस्य, क्रियादिगुणविशिष्टस्य । दिव्यति नदतीति देव अखडानन्दैकरस । ध्याततत्वात् हृदयारविन्दमध्ये क्रीडति अिति देव । दिव्यति अुदयास्तगमनाभ्यां लोकयात्रा प्रवर्तयन् देशान्तर यातीति देव ।

धीमहि=ध्यायेम, चिन्तयाम , ध्यायेमहि । 'अह स अेव' अिति तेनैव अभेदसिद्धये । सोहमिति प्रत्यग्लक्षणतया । तदेवाहमिति, तद्वासोहमिति वा ध्यायेमहि ।

तद् यदर्थं तदाह પરમેશ્વરના શ્રેષ્ઠ સ્વરૂપનુ ધ્યાન શા માટે ધરીએ છીએ તે હવે કહે છે

धिय =वुद्धिवृत्ती । सद्वृत्ती । अत करणवृत्ती । सद्बुद्धी । (द्वि बहु ) वुद्धी कर्माणि वा [ धी शब्दस्य प्रज्ञानामसु कर्मनामसु च निघण्टुषु पाठात् ]

यः=सविता, देव सवितृमण्डलमध्यवर्ती नारायण । प्रत्यग्ब्रह्म ।

नः=अस्माक वहुधाम्यस्तमिन्नभेददृशा ।

प्रचोदयात्=प्रेरयति, प्रेरयेत् [धर्मादिगोचरे अिति शेष ] प्रकर्षेण प्रेरयति । प्रकाशयति । प्रेरयेत् स्वविषयाणि कुर्यात् । जीवात्मना प्रविश्य प्रचोदयात् ।

सकलकर्मानुष्ठानप्रवणा, दुष्कर्मविमुखाश्च अस्मद् वुद्धी करोति तस्य सवितु तेजो ध्यायेमहि अिति सबध ।

સૃષ્ટિ, સ્થિતિ, અને લય ત્રણેયનો અધિષ્ઠાતા દેવ એક જ છે તે તેજોરૂપ છે, જ્ઞાનરૂપ છે, અતર્યામી પ્રેરક છે શુભ કામનાનો પક્ષપાતી છે એને જ શરણ જવુ યોગ્ય છે એની કૃપા વડે કુબુદ્ધિનો નાશ થાય છે, પાપો બળી જાય છે, અને આપણી બુદ્ધિ શુદ્ધ કરી એને ધર્મકાર્ય તરફ પ્રેરે છે તેનુ જ ધ્યાન ધરવુ જોઈએ તેની સાથે પોતાનુ અનુસધાન સાધવુ એ માણસનો, વ્યક્તિનો તેમ જ સમાજનો, પરમધર્મ છે એવી દૃઢ ભાવના આ મત્ર આપણને પ્રેરે છે

સદાશિવ પરમાત્માની આ પ્રાર્થના બહુવચની છે, એટલે આખા સમાજે તે સાથે બોલવાની છે એ પ્રાર્થના સામુદાયિક હોવાથી હિંદુ ધર્મનું અને સમાજનુ હાર્દ એમા આવ્યુ છે

ધિય એટલે બુદ્ધિ અને કર્મ જ્ઞાન કર્મનો સમુચ્ચય નહીં પણ બન્નેનુ એકાત્મ્ય સ્વીકારી આ મત્ર પ્રવર્ત્યો છે

જ્ઞાન (સપૂર્ણ સ્વરૂપમા જ્ઞાન) એ જ સર્વોપરી છે એ તત્ત્વ હિંદુ ધર્મમા વિશેષ રૂપમા સ્વીકારાયેલુ છે જ્ઞાન એટલે જીવનવ્યાપી જ્ઞાન, એમા કર્મ તો

આવી જ જાય છે ધર્મજ્ઞાન-તત્ત્વજ્ઞાન-કૌશલસાધક જ્ઞાન તરફ આપણી મતિ, આપણો સકલ્પ અને આપણી કૃતિઓ એ પરમાત્મા પ્રેરે એ હેતુથી આપણે એના કલ્યાણકારી, પાપહારી, સદાશિવ, દિવ્ય સ્વરૂપનુ હૃદયમા ધ્યાન ધરીએ એ ગાયત્રી મત્રનો ભાવાર્થ છે

આ મત્રના સાર્થ-જાપથી કિલ્બિષ (પ પ, મોહ અને રોગ) બળી જાય છે અને માણસને આરોગ્ય, જ્ઞાન, અને શક્તિ મળે છે, એવો અનુભવ છે

૧૯૨૫

## ૨

## "પ્રેમળ જ્યોતિ તારો દાખવી, મુજ જીવનપંથ ઉજાળ"

'Lead Kindly Light' એ કાર્ડિનલ ન્યૂમેનનુ ભજન અગ્રેજીમા પ્રખ્યાત છે પૂજ્યશ્રી ગાધીજીને એ અત્યાત પ્રિય છે આ ભજનની શરણાગતિ દરેક ભક્તહૃદયને આકર્ષે એવી છે આ ભનજમાથી એક લીટી 'one step enough for me' ગાધીજીનુ જીવનસૂત્ર બન્યુ છે

"દૂર માર્ગ જોવા લોભ લગીર ન;
એક ડગલુ બસ થાય
મારે એક ડગલુ બસ થાય"

એમ એ જ માણસ કહી શકે જે જાણે છે અને અનુભવે છે કે આ સૃષ્ટિ પરમ મગલ પ્રભુની દોરવણી પ્રમાણે જ ચાલે છે નોકર જેમ માલિકના હુકમનુ પાલન કરી સતોષ માને છે, સિપાહી જેમ સેનાપતિની આજ્ઞાનુ પાલન કરતા પૂર્ણ દેશસેવા કર્યાનો સતોષ મેળવે છે, તેવી જ રીતે સાચો ભક્ત તરત કરવા જેવુ શુ છે એટલુ ઈશ્વર પાસેથી જાણી લીધુ એટલે બસ છે એમ માને છે

હિન્દુસ્તાનમા પાછા આવતાવેંત ગાધીજીએ આ અગ્રેજી ભજન ગુજરાતના કેટલાક કવિઓ આગળ મોકલી તેમની પાસેથી આનુ ગુજરાતી ભાષાતર માગ્યુ જે ભાષાતરો આવ્યા એમાથી સ્વ શ્રી નરસિહરાવભાઈનુ આ ભાષાન્તર ગાધીજીને વિશેષ ગમ્યુ એનો ભાવ આમા એટલો તો સરસ સમજાવ્યો છે કે એ ભાષાન્તર જેવુ લાગતુ નથી અને રાગનુ કોમળ ગાભીર્ય પણ શરણાગતિને પોષક છે

કેટલાક દિવસ થયા આશ્રમની પ્રાર્થનામા દર શુક્રવારે આ ભજન ગવાય છે

પારસી ધર્મમા કહ્યુ છે કે જીવનના બે તત્ત્વો છે—શુભ અને અશુભ ખ્રિસ્તી ધર્મમા એક તરફ ઈશ્વર અને બીજી તરફ શેતાન એવા દ્વદ્વની કલ્પના છે બૌદ્ધ ધર્મમા શેતાનને ઠેકાણે મનુષ્યજાતિના આતરિક શત્રુ 'માર'ની વાત આવે છે માર સાથે લડીને જે વિજય મેળવે તે જીવનવીર, તે જ અર્હત્.

કોઈ પણ માણસને આપણે પૂછીએ કે તુ ઈશ્વરની ઉપાસના કરે છે કે શેતાનની, તો એક ક્ષણની રાહ જોયા વગર તે કહેશે કે ઈશ્વરની પણ માણસ માટેના ઉપાસ્યો બે છે માણસ કોક કોક વાર—કોક કોક જ વાર ઈશ્વરની ઉપાસના કરે છે, બાકી એની અખડ ઉપાસના ચાલે છે પોતાના અહકારની જ્યારે આપણે પ્રહ્લાદની વાર્તા વાચીએ છીએ ત્યારે હિરણ્યકશિપુને આપણે હસીએ છીએ કે એણે ઈશ્વરની ઉપાસના રદ કરાવી પોતાની જ ઉપાસના ચલાવી. એ કેટલો અહકારી અને મૂર્ખ હોવો જોઈએ એમ પણ આપણને લાગે છે એ કથામા તો આપણે પ્રહ્લાદના પક્ષના થઈએ છીએ, પણ જીવનમા આપણે ભગવાનની ઉપાસના ઉથાપીને પોતાની જ ઉપાસના ચલાવનારા હિરણ્યકશિપુ બનીને ચાલીએ છીએ, પણ તે તે વખતે યાદ નથી આવતુ. જ્યારે હિરણ્યકશિપુનો મદ ઊતરી જાય છે અને એ સમજી જાય છે કે સર્વત્ર ઈશ્વરનુ જ રાજ ચાલે છે, ત્યારે એની અહકારી વાણી શાન્ત થઈ જાય છે અને ભક્તિના વચનો એના મોઢામાથી નીકળવા માડે છે

"આજ લગી રહ્યો ગર્વમા હુ ને,
માગી મદદ ન લગાર"

એવો પશ્ચાત્તાપ થયા પછી હૃદયમા જે નિર્મળતા અને નમ્રતા ખીલે છે, તેમાથી જ ઉત્પન્ન થયેલુ આ ભજન છે

'આપ બળે માર્ગ જોઈને ચાલવા હામ ધરી' એ મોટી ભૂલ થઈ એ સમજ્યા પછી માણસ જ્યારે પોતાની મૂઢતા છોડે છે, ત્યારે જ પોતાને મૂઢ સમજવાની—માનવાની—અને કહેવાની માણસની તૈયારી થાય છે એ આત્મપરિચયનો એકરાર કરવાની વૃત્તિથી જ આ ભજન લખાયુ છે

આવી જ જાય છે ધર્મજ્ઞાન-તત્ત્વજ્ઞાન-કૌશલસાધક જ્ઞાન તરફ આપણી મતિ, આપણો સકલ્પ અને આપણી કૃતિઓ એ પરમાત્મા પ્રેરે એ હેતુથી આપણે એના કલ્યાણકારી, પાપહારી, સદાશિવ, દિવ્ય સ્વરૂપનુ હૃદયમા ધ્યાન ધરીએ એ ગાયત્રી મત્રનો ભાવાર્થ છે

આ મત્રના સાર્થ-જાપથી કિલ્બિષ (પ પ, મોહ અને રોગ) બળી જાય છે અને માણસને આરોગ્ય, જ્ઞાન, અને શક્તિ મળે છે, એવો અનુભવ છે

૧૯૨૫

## ૨

## "પ્રેમળ જ્યોતિ તારો દાખવી, મુજ જીવનપંથ ઉજાળ"

'Lead Kindly Light' એ કાર્ડિનલ ન્યૂમેનનુ ભજન અગ્રેજીમા પ્રખ્યાત છે પૂજ્યશ્રી ગાધીજીને એ અત્યાત પ્રિય છે આ ભજનની શરણાગતિ દરેક ભક્તહૃદયને આકર્ષે એવી છે આ ભનજમાથી એક લીટી 'one step enough for me' ગાધીજીનુ જીવનસૂત્ર બન્યુ છે

"દૂર માર્ગ જોવા લોભ લગીર ન,
એક ડગલુ બસ થાય
મારે એક ડગલુ બસ થાય"

એમ એ જ માણસ કહી શકે જે જાણે છે અને અનુભવે છે કે આ સૃષ્ટિ પરમ મગલ પ્રભુની દોરવણી પ્રમાણે જ ચાલે છે નોકર જેમ માલિકના હુકમનુ પાલન કરી સતોપ માને છે, સિપાહી જેમ સેનાપતિની આજ્ઞાનુ પાલન કરતા પૂર્ણ દેશસેવા કર્યાનો સતોપ મેળવે છે, તેવી જ રીતે સાચો ભક્ત તરત કરવા જેવુ શુ છે એટલુ ઈશ્વર પાસેથી જાણી લીધુ એટલે બસ છે એમ માને છે

હિન્દુસ્તાનમા પાછા આવતાવેંત ગાધીજીએ આ અગ્રેજી ભજન ગુજરાતના કેટલાક કવિઓ આગળ મોકલી તેમની પાસેથી આનુ ગુજરાતી ભાપાતર માગ્યુ જે ભાપાતરો આવ્યા એમાથી સ્વ શ્રી નરસિહરાવભાઈનુ આ ભાપાન્તર ગાધીજીને વિશેપ ગમ્યુ એનો ભાવ આમા એટલો તો સરસ સમજાવ્યો છે કે એ ભાપાન્તર જેવુ લાગતુ નથી અને રાગનુ કોમળ ગાભીર્ય પણ શરણાગતિને પોપક છે

કેટલાક દિવસ થયા આશ્રમની પ્રાર્થનામાં દર શુક્રવારે આ ભજન ગવાય છે.

પારસી ધર્મમા કહ્યુ છે કે જીવનના બે તત્ત્વો છે—શુભ અને અશુભ ખ્રિસ્તી ધર્મમા એક તરફ ઈશ્વર અને બીજી તરફ શેતાન એવા દ્વન્દ્વની કલ્પના છે બૌદ્ધ ધર્મમા શેતાનને ઠેકાણે મનુષ્યજાતિના આતરિક શત્રુ 'માર'ની વાત આવે છે માર સાથે લડીને જે વિજય મેળવે તે જીવનવીર, તે જ અર્હત્

કોઈ પણ માણસને આપણે પૂછીએ કે તુ ઈશ્વરની ઉપાસના કરે છે કે શેતાનની, તો એક ક્ષણની રાહ જોયા વગર તે કહેશે કે ઈશ્વરની પણ માણસ માટેના ઉપાસ્યો બે છે માણસ કોક કોક વાર—કોક કોક જ વાર ઈશ્વરની ઉપાસના કરે છે, બાકી એની અખડ ઉપાસના ચાલે છે પોતાના અહકારની. જ્યારે આપણે પ્રહ્લાદની વાર્તા વાચીએ છીએ ત્યારે હિરણ્યકશિપુને આપણે હસીએ છીએ કે એણે ઈશ્વરની ઉપાસના રદ કરાવી પોતાની જ ઉપાસના ચલાવી. એ કેટલો અહંકારી અને મૂર્ખ હોવો જોઈએ એમ પણ આપણને લાગે છે. એ કથામા તો આપણે પ્રહ્લાદના પક્ષના થઈએ છીએ, પણ જીવનમા આપણે ભગવાનની ઉપાસના ઉથાપીને પોતાની જ ઉપાસના ચલાવનારા હિરણ્યકશિપુ બનીને ચાલીએ છીએ, પણ તે તે વખતે યાદ નથી આવતુ જ્યારે હિરણ્યકશિપુનો મદ ઊતરી જાય છે અને એ સમજી જાય છે કે સર્વત્ર ઈશ્વરનુ જ રાજ ચાલે છે, ત્યારે એની અહકારી વાણી શાન્ત થઈ જાય છે અને ભક્તિના વચનો એના મોઢામાથી નીકળવા માડે છે

"આજ લગી રહ્યો ગર્વમા હુ ને,
માગી મદદ ન લગાર"

એવો પશ્ચાત્તાપ થયા પછી હૃદયમા જે નિર્મળતા અને નમ્રતા ખીલે છે, તેમાથી જ ઉત્પન્ન થયેલુ આ ભજન છે

'આપ બળે માર્ગ જોઈને ચાલવા હામ ધરી' એ મોટી ભૂલ થઈ એ સમજ્યા પછી માણસ જ્યારે પોતાની મૂઢતા છોડે છે, ત્યારે જ પોતાને મૂઢ સમજવાની—માનવાની—અને કહેવાની માણસની તૈયારી થાય છે એ આત્મપરિચયનો એકરાર કરવાની વૃત્તિથી જ આ ભજન લખાયુ છે

માણસ જ્યારે અહંકારના તાબામા સપડાઈ રાતોચોળ થયેલો હોય છે અને ધમણની પેઠે એનો અહંકારી શ્વાસ ચાલે છે, ત્યારે માણસ ઈશ્વરને ભૂલી જાય છે પણ તે જ વખતે દુ ખી ઈશ્વર એને સાચવવાનો પ્રયાસ કરે છે અને એની ઈચ્છા ન હોવા છતા અને એ ન જાણી શકે એવી રીતે એને ઉગારવાની તૈયારી કરે છે

ઈશ્વરે માણસને એટલી સ્વતન્ત્રતા આપી છે કે એ ઈચ્છે ત્યારે જ એનો ઉદ્ધાર થાય, એટલે ધરતીમાતા કરતાયે વધારે સહિષ્ણુ એવો પરમપિતા માણસની હૃદયજાગૃતિની રાહ જોયા જ કરે છે તુકારામ કહે છે કે માણસ પ્રવાહમા ડૂબે છે અને ભગવાન કિનારે હાથ ફેલાવીને તૈયાર ઊભા હોય છે ‘ભગવાન, હુ ડૂબી જાઉં છુ, મને આમાથી બચાવ,’ એમ માણસ હૃદયથી કહે એટલી જ વાર કે ભગવાને એને એ ભવજળમાથી ઉગાર્યો જ છે પણ એ જ્યા સુધી આમ પોતાનો ઉદ્ધાર માગી નહીં લે ત્યા સુધી ભગવાન લાચાર થઈને મૂગો મૂગો આસુ સારતો ઊભો જ રહે છે ભગવાનની આ કરુણા, આ ધીરજ, અને આ સહિષ્ણુતા જ્યારે ધ્યાનમા આવે છે અને માણસ મદદ માટે પોકાર કરે છે ત્યારે પોતાની ગફલત માટે એની આખોમાથી બોર બોર જેવા આસુ દડદડ વહેવા માડે છે અને એ જ વખતે ભગવાનની આખોમાથી સતોષના આસુ ટપકવા માડે છે કે અતે આ જીવ જાગ્યો ખરો, હવે એની સેવા કરી શકાય આવી ધન્યતાની ઘડીની રહ જોનાર માણસના હૃદયમા શુ થાય છે એ આ ભજનમા પ્રતિબિંબિત થયુ છે

કાર્ડિનલ ન્યૂમૅન જેટલો ભક્ત છે તેટલો કવિ પણ છે આ ભજનમા એણે જે પરિસ્થિતિનુ ચિત્ર ચીતર્યું છે, તે જેટલુ સ્પષ્ટ છે તેટલુ જ ભવ્ય છે માનસિક ભાવોને એણે જે પાર્થિવ અને પ્રાકૃતિક રૂપ આપ્યુ છે, તેની અસર મન અને હૃદય ઉપર તરત થાય છે જેમ વર્ણન સાથે ચિત્ર આપ્યુ હોય તો તે વર્ણન સોસરુ કલ્પનામા તેમ જ હૃદયમા પહોચી જાય છે, તેવી જ રીતે આ ભજનના ભાવો એના રૂપકને કારણે જડ માણસના હૃદયમાં પણ જાગૃતિ અને અસ્વસ્થતા ઉત્પન્ન કરે છે.

આપણા કવિઓએ પણ જીવનને જગલની અને અજ્ઞાનને અધકારની ઉપમા આપી છે આ જગલમા નથી રસ્તા, નથી પ્રકાશ અને નથી કોઈ દોરનાર ભોમિયો, અને આવા જગલમા ફસાયેલા આપણે એટલા તો થાકેલા,

હારેલા અને નિરાશ થયેલા છીએ કે આપણા પગ પણ સ્થિર રહી શકતા નથી આગળ ધપવાની તો વાત જ શી? અને ધપવાનો પ્રયત્ન કરીએ તોયે આ કાટાળી જમીન મજબૂત હોય તો ને? કોક ઠેકાણે કળણ ભરેલી કર્દમ ભૂમિ તો કોક ઠેકાણે ગિરિવરની કરાડ કરાળ, અને જાણે એટલુ બસ ન હોય એમ તાજેતર પડેલા વરસાદને કારણે ચારે કોરથી ધસમસી આવતા 'જળ કેરા પ્રવાહો' બધી બાજુથી માર્ગ રૂધી નાખે છે હવે 'આપબળે માર્ગ જોઈને ચાલવા'નો વિચાર છોડી દીધો છે ઈશ્વર પાસેથી મદદ માગવાનુ નક્કી કર્યું છે હવે એ હાથ પકડે, આપણને દોરે અને દયામય વૃત્તિથી એક જ ડગલુ જોઈ શકીએ એટલો પ્રકાશ આપણા જીવનપથ ઉપર પાડે એટલે બસ એ પ્રેમળ જ્યોતિની સેરની પાછળ પાછળ જતા બધી અગવડો વટાવીશુ અને પ્રભુના બારણા સુધી પહોચી જઈશુ એટલામા દુર્દૈવની અસર ઓસરી જશે, રજની પૂરી થશે, પ્રભાત ઊજળશે, જીવનપથ એક છેડેથી બીજે છેડે સુધી સ્પષ્ટ થશે અને જે ઈશ્વરની ભક્તિ ફરીને યાદ આવવાને કારણે હવે આપણે બમણા ઉત્સાહથી કરીએ છીએ, એ જ ભક્તિમા તલ્લીન થયેલા દેવદૂતોના — દિવ્યગણોના — મનોહર વદનો પણ દેખાશે.

જ્યારે ભયની સ્થિતિમા હતા ત્યારે આપણે અભિમાનથી ગર્વ કર્યો, દુન્યવી કારકિર્દીની ભભકથી અજાયા — લોભાયા અને ભગવાનને ભૂલી ગયા હવે જ્યારે સાક્ષાત્કાર થયો કે આપણે કઈ જ નથી, બધે ઈશ્વર જ છે, ત્યારે જાણે આપણો પુનર્જન્મ જ થયો 'મારે આજ થકી નવુ પર્વ' (આ લીટી મૂળમા નથી પણ નરસિહરાવે પોતાના ફાળા રૂપે આ ભજનમા ઉમેરી છે) હવે છડેચોક ઇશ્વરનો આધાર માગી એની કૃપાથી જ જીવનયાત્રા પૂરી કરવી છે હવે ગુમાવેલો વારસો પાછો મેળવવો છે, અને હવે પુરુષાર્થની પ્રતિષ્ઠા જતી કરી પ્રપન્નની પદવી મેળવવી છે એને માટે —

'પ્રેમળ જ્યોતિ તારો દાખવી,
મુજ જીવનપથ ઉજાળ'

૩૦–૪–'૪૦

૩

# મંત્ર શું છે?

"मननात् त्राणनात् मन्त्र. ।"

જેમ બદામ, પિસ્તા, અખરોટ, સાકર વગેરે પદાર્થોમા અન્નતત્ત્વ ઠાસી ઠાસીને ભરેલું હોય છે અને તે પદાર્થો થોડા પ્રમાણમા ખાઈએ તોપણ ખૂબ પુષ્ટિ મળી જાય છે તે જ રીતે જે ટૂકા વાકયમા ખૂબ પ્રમાણમાં જીવનઅનુભવ અથવા જીવનશ્રદ્ધા ભરેલા હોય તેવા વાકયને મત્ર કહે છે.

ચોસઠ પૈસાનો બોજો હળવો કરીને જેમ આપણે એક રૂપિયો લઈએ છીએ, પદર રૂપિયાનો ભાર છોડી દઈને આપણે એક ગીની લઈએ છીએ, અથવા સેંકડો ગીનીઓ આપીને આપણી વીંટીમા એક હીરો બેસાડી લઈએ છીએ, તેવી રીતે જીવનના વિવિધ અનુભવોનો સાર કાઢીને કોઈ સાર્વભૌમ વચનમા તેને ગોઠવી મૂકીએ છીએ એવા પાસાદાર અનુભવ-વચન તે મત્ર છે

શ્રદ્ધા-વચન પણ મત્ર હોય છે અનુભવ-વચન અને શ્રદ્ધા-વચન એક નથી એક ઉદાહરણથી આ વાત સ્પષ્ટ થશે સાચુ બોલનારને અનેક જાતની તકલીફ વેઠવી પડે છે, જૂઠુ બોલનાર સહેલાઈથી બચી જાય છે, એવો રોજનો અનુભવ હોવા છતા હૃદય કહે છે કે, 'જૂઠુ બોલવામા જે સફળતા મળે છે તે વ્યર્થ છે તેનાથી જીવન સડી જાય છે સાચુ બોલતા જે કઠિનાઈ વેઠવી પડે છે તે ગમે તેટલી અસહ્ય હોય તોપણ જીવનને તે સમૃદ્ધ કરે છે, તેને સુગધિત કરે છે હૃદયની આ ભાવના જીવનનો રોજનો અનુભવ ગમે તેટલો ઊલટો હોય તોપણ તેની અવગણના કરીને દૃઢ રહે છે જયારે વ્યવહારનો અનુભવ માણસને પામર બનાવે છે ત્યારે હૃદયની ભાવના તેને બચાવી લે છે. આ ભાવના એ જ શ્રદ્ધા છે

અનાદિકાળથી જેટલા પ્રાણીઓએ જન્મ લીધો તે બધા જ મરણ પામ્યા છે અશ્વત્થામા, બળિ, વ્યાસ વગેરે વિભૂતિઓ, જેમને પુરાણોમા ચિરજીવી ગણાવી છે તે પણ આજે નથી, સૌને જવાનુ છે—સૌ કોઈ મર્ત્ય છે

મૃત્યુનો આવો સાર્વભૌમ અનુભવ હોવા છતા પણ મનુષ્ય-હૃદય કહે છે કે મારામા એક એવુ તત્ત્વ છે જે મૃત્યુથી પર છે અને તેથી હુ અમર છુ મૃત્યુનો પૂરો અને દૃઢ અનુભવ હોવા છતા આ અમરતાની શ્રદ્ધા નાશ પામતી નથી, આ જ શ્રદ્ધાનુ બળ છે

માણસના જીવન ઉપર જેટલુ શ્રદ્ધાનુ સામ્રાજ્ય છે તેટલુ અનુભવનુ નથી 'न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात ! गच्छति ।' એ શ્રદ્ધાનુ વચન છે 'कौन्तेय, प्रतिजानीहि न मे भक्त प्रणश्यति', એ પણ શ્રદ્ધાનુ જ અશ્વાસન છે "જે સત્યનિષ્ઠ છે તેને શ્રી સત્યનારાયણનુ 'અસશયમ્' અને 'સમગ્રમ્' દર્શન થયા વિના નહીં રહે" એ પણ પરમ શ્રદ્ધાનુ વચન છે એ વચનો શુ છે? એ તો મૃતસજીવની માત્રાઓ છે

આવા જે તારક અને પ્રેરક શ્રદ્ધા-વચન અથવા અનુભવ-વચન હોય છે તે જ મંત્ર છે મત્રમા 'મન્' અને 'ત્ર' એ બે ભાગ છે માણસ મનનશીલ છે 'मननात् मनु, तस्य अपत्य मनुष्य' જે વચનોના મનનથી ત્રાણ એટલે કે રક્ષણ થાય છે તે મત્ર છે (જે ગાવાથી રક્ષણ થાય છે તે ગાયત્રી છે એ જ રીતે જેના મનનથી રક્ષણ થાય છે તે મત્ર છે) અગ્રેજીમા આજકાલ 'એ થૉટ ફૉર ધિ ડે' એવા મથાળા નીચે કોઈ શ્રેષ્ઠ પુરુષનુ વચન મનન માટે આપવામા આવે છે શ્રેષ્ઠ પુરુષોના વચન આપણે શ્રદ્ધાપૂર્વક સાભળીએ છીએ, એ વચનની કસોટી ઉપર આપણે આપણી જીવનદૃષ્ટિને કસીએ છીએ અને આપણી જીવનદૃષ્ટિ હીન માલૂમ પડે તો તે બદલ આપણે પ્રાયશ્ચિત્ત પણ કરીએ છીએ

પ્રાયશ્ચિત્તનો અર્થ તપશ્ચર્યા વડે આપણા મનને શુદ્ધ કરવુ એ છે આપણા મનને તથા ચિત્તવૃત્તિને તપાવી તપાવીને તેમની હીનતાને બાળી મૂકવી અને તેમને સોના જેવા શુદ્ધ કરવા 'प्रायो नाम तप प्रोक्त, चित्त माननमुच्यते ।'

આવા પ્રાયશ્ચિત્ત માટે જે વચનો કામમા આવે છે તે પણ મત્ર છે. જે માણસ કોઈ મત્રની કસોટી ઉપર પોતાના ભિન્ન ભિન્ન અનુભવોને કસે છે અને પોતાની જીવનદૃષ્ટિ શુદ્ધ કરે છે તે માણસને તે મત્રની સિદ્ધિ પ્રાપ્ત થાય છે તે જ મત્ર તેનો જીવનપ્રેરક ગુરુ બને છે, જીવનની કોઈ પણ ગાઠ તેની સામે આવે છે તેને તે પોતાના આ એક મત્રના બળથી

ઉકેલે છે એવા મત્રવિદ્ તપશ્ચર્યા પૂર્ણ થતા, જીવનવિદ્ અને આત્મવિદ્ પણ બને છે

મત્રને મામૂલી રીતે ક્યાય વાચવો અથવા કોઈ મામૂલી માણસ પાસેથી સાભળવો એ જુદી વાત છે, જ્યારે જેને એ મત્રની સિદ્ધિ પ્રાપ્ત થઈ હોય એવા મત્રવિદ્ પાસેથી તેની દીક્ષા લેવી એ જુદી વાત છે પરતુ કોઈ કોઈ વાર જીવનવીરને તેની પ્રયોગશીલતા અને મનનશીલતા જ દીક્ષા આપવા સમર્થ બને છે એવી વ્યક્તિને તારકમત્ર ગમે ત્યાથી મળે, કોઈ પણ રૂપમા મળે, તોપણ તેનો ઉદ્ધાર થઈ જાય છે એવી સ્થિતિને તો સ્વાતિ-મૌક્તિક-યોગ જ સમજવો જોઈએ

એવા મત્રનો સગ્રહ એ દરેક જાતિને માટે પરમ ધન છે

જુલાઈ, ૧૯૪૧

૪

# શ્રદ્ધાનું પાથેય

[એક પ્રવચન]

नामको आधार, तेरे नामको आधारा ।

માણસની દુર્બળતાનો અનુભવ કરી આપણા પરમ કારુણિક સાધુ-સતોએ ઉદ્ધારના અનેક માર્ગ શોધ્યા અતે એમને પરમાત્માનુ નામ જડ્યું તેથી તેઓએ ગાયુ કે રામનામ એ જ આપણો આધાર છે બધી રીતે હારેલા માણસનો રામનામ એ જ એક તારક મત્ર છે રામનામ એટલે શ્રદ્ધા — ઈશ્વરના માગલ્ય ઉપર અટલ શ્રદ્ધા યુક્તિ, બુદ્ધિ, કર્મ, પુરુષાર્થ બધુ ખરુ છે, પણ અતે તો રામનામ જ આપણો આધાર છે

પણ આજકાલનો જમાનો બુદ્ધિનો જમાનો કહેવાય છે આ તાર્કિક યુગમા શ્રદ્ધાનુ નામ લેવાય જ કેમ?

સાચુ છે કે દુનિયામા અબુદ્ધિ અને અધશ્રદ્ધાનુ સામ્રાજ્ય ફેલાયેલુ છે તર્કની, યુક્તિની અને બુદ્ધિની મદદ વગર એક ડગલુ પાછુ ભરાય એમ

નથી બુદ્ધિની લાકડી હાથમા લીધે જ છૂટકો પણ બુદ્ધિ અપગ છે જીવનયાત્રામા આખરી મુકામ સુધી બુદ્ધિ સાથ દે નહીં બુદ્ધિની એટલી શક્તિ હોત તો, પીઢ પડિતો ક્યારના મોક્ષને મુકામે પહોચી ગયા હોત બુદ્ધિની કસોટીએ જે વસ્તુ પાર ઊતરે નહીં તે જરૂર ફેંકી દેવી જોઈએ બુદ્ધિ જેવી સ્થૂલ વસ્તુની આગળ પણ જે વાત ટકી ન શકી તેની કિંમત શી? પણ જ્યા બુદ્ધિ પોતાનુ સર્વસ્વ ખરચીને ખિન્ન થાય છે અને કહે છે, 'न अेतदशक विज्ञातु यदेतद्यक्षमिति' આ ગૂઢ તત્ત્વ શુ છે તે હુ જાણી શકી નથી હુ હારી છુ ત્યા શ્રદ્ધાનુ ક્ષેત્ર શરૂ થાય છે કાયર પણ બુદ્ધિની મદદથી મુસાફરીએ ઊપડી શકે છે પણ જ્યા બુદ્ધિ થોભી ગઈ ત્યા આગળ કેમ પગ મડાય? જે વીર હોય તે જ શ્રદ્ધાની પાછળ પાછળ અજ્ઞાતની અધારી ગુફામા પ્રવેશ કરી તે પુરાણ ગહ્વરેષ્ઠને પામી શકે છે

પાકટ બાળકની પેઠે માણસ અનુભવની વાતો કરે છે હા, અનુભવ એ કીમતી વસ્તુ છે, પણ માણસનો અનુભવ તે કેટલો? શુ માણસ ભૂતભવ્યનો પાર પામી ગયો છે? આત્માની શક્તિ અનત છે. કુદરતનો ઉત્સાહ પણ અથાગ છે કેવળ અનુભવની મૂડી ઉપર જીવનનુ જહાજ ભવિષ્યમા હકારાય જ નહીં અનુભવને તુચ્છ ગણનાર શ્રદ્ધા, અત.પ્રેરણા અને પ્રાચીન ખોજ આપણને જ્યા લઈ જાય ત્યા જતા આપણને આવડવુ જોઈએ બળી જાઓ તે અનુભવ, ધૂળ પડો તે અનુભવ ઉપર કે જે આપણી દૃષ્ટિ આગળથી શ્રદ્ધાને તિરોહિત કરે છે દુનિયા જો આજ સુધી આગળ વધી શકી હોય તો તે અનુભવ કે બુદ્ધિને આધારે નહીં પણ શ્રદ્ધાને આધારે જ. એ શ્રદ્ધાનુ ભાથુ ખૂટે નહીં ત્યા સુધી આપણા પગ યાત્રાએ ઊપડવાના, ત્યા સુધી જ આપણી દૃષ્ટિ પોતાની આગળનો પથ જોઈ શકવાની, અને ત્યા સુધી જ દિવસને અતે આવતી રાત્રિની પેઠે ફરી ફરી આવતી નિરાશાનો થાક પોતાની મેળે ઊતરી જવાનો એ શ્રદ્ધા જાગ્રત રાખવાનો—એ શ્રદ્ધાના અગ્નિ પરની રાખ ઉડાડીને તેને હમેશા પ્રદીપ્ત રાખવાનો—એકમાત્ર ઉપાય તે રામનામ છે

રામનામ એ જ આપણો જીવનનો નાથી અને આપણા હાથ ઝાલનાર પરમ ગુરુ છે

૧૯૨૫

## ૫

# આત્મશુદ્ધિ *

### ભેદમાં અભેદ

કોઈ પણ મહત્ત્વના સાર્વજનિક પ્રસગે મદિરોમા જઈ પ્રાર્થના કરવાનો રિવાજ બધે છે. આપણા વ્યાક્તિગત જીવનમાથી બહાર નીકળી સામુદાયિક જીવન કેળવવા માટે અને આખા સમાજમા એક હૃદય અને એક આત્માની ભાવના જગાડવા માટે પ્રાર્થનાનો ઉપયોગ સૌથી વધારે છે અને એટલા માટે જ દરેક સમાજ પોતાના મદિરો બાધે છે

માણસજાત માટે ઈશ્વરે પણ અનેક મદિરો બાધી આપ્યા છે એને આપણે ધર્મનિ નામે ઓળખીશે છીએ દરેક ધર્મ એ ઈશ્વરને ઓળખવાનુ અને તેની બદગી કરવાનુ એક સ્વતત્ર સાધન છે, મદિર છે

પણ, આપણે બધા એક જ છીએ એ ખ્યાલથી જયારે અનેક ધર્મના લોકો એકત્ર થાય છે, પાસે આવે છે, અને એક હૃદયથી ભગવાનની ઉપાસના કરવા મડી પડે છે ત્યારે એવુ કયુ મદિર છે કે જ્યા તેઓ બધા એક થઈને પ્રાર્થના કરે? એવુ મદિર તો આ અનત આકાશના વિતાનથી શોભતુ આ ભૂમડળ છે અનત તારાઓ અખડ ચળકીને જ્યા એ પરમેશ્વરનો મહિમા ગાય છે ત્યા જ, ખરુ જોતા, આપણે ભેગા થવુ ઘટે છે પણ લોકોને હજી એકતાનુ ભાન ઊગ્યુ નથી અને પ્રાર્થના કરવાની આવશ્યકતા વિષે તો પહેલા જેટલો પણ લોકોનો વિશ્વાસ રહ્યો નથી ધર્મોમા પણ અલગ અલગ રહેવાની અધાર્મિક વૃત્તિ પ્રથમથી કેળવાયેલી છે તમે અમારામાના નથી, તમે જુદા છો, પારકા છો, અમારો ઈશ્વર તમને નહીં ફળે, એ જાતના ઉદ્ગારો બવા જ ધર્મના લોકો છેક ગઈ કાલ સુધી કાઢતા આવ્યા છે પણ હવે એ સ્થિતિ નહીં ટકે આપણે બધા એકબીજાના છીએ, માટે એક જ છીએ એ વૃત્તિનો જમાનો હવે જામવાનો છે ભેદમા

---

* પૂ ગાધીજીના અનશનને પ્રથમ દિવસે (તા. ૮-૫-'૩૩) પૂનાના ખ્રિસ્તસેવા સઘમા આપેલુ પ્રવચન.

જે અભેદ જુએ એ જ સાચો ધાર્મિક છે, એ જ પ્રભુભક્ત એમ ગીતાજીએ કહ્યુ છે "The things that make us alike are finer and deeper and more abiding than the things that make us different (માણસ માણસ વચ્ચેની સમાનતાના, એકતાના તત્ત્વો ઉચ્ચ અને ગૂઢ હોય છે, ભેદના તત્ત્વો પ્રમાણમા ક્ષુદ્ર હોય છે, છીછરા હોય છે અને અસ્થાયી હોય છે) આ વાક્યમા પણ એ જ બોધ આપેલો છે દુનિયામા ભેદ છે અને રહેવાનો પણ એ ભેદ તો અભેદ ઓળખવા માટે જ છે અભેદ સત્ય છે, ભેદ માયારૂપ છે ભેદને સાચો માનવા બેસીએ એટલે એમાથી મલિનતા પેદા થવાની જ

આપણે અહીં ખ્રિસ્તી, હિંદુ, પારસી, અનેક ધર્મના લોકો ભેગા થયા છીએ આપણે જુદા છીએ એમ આપણને લાગતુ જ નથી મારી વાત કહુ તો, કોઈ હિંદુ મદિરમા પ્રવેશ કરતા જે પવિત્રતા ને આત્મીયતા અનુભવુ છુ તે જ અહીં પણ અનુભવુ છુ કેમ કે એક મહા ભાગવતને નામે સેવાકાર્યમા પોતાનુ જીવન અર્પણ કરનાર લોકોનો અહીં સઘ છે સેવાકાર્ય એ જ પ્રભુની આરાધના છે એમ સમજનાર લોકો વચ્ચે ધર્મચિંતન કરવુ એના કરતા વધારે સાત્ત્વિક આનદ કયો?

## ધર્મનુ કેંદ્ર હૃદયશુદ્ધિ

આજે આપણે આત્મશુદ્ધિ અથવા હૃદયશુદ્ધિનો વિચાર કરવાના છીએ, કેમ કે આજે આપણા જમાનાના એક પવિત્રમા પવિત્ર, ધર્મનિષ્ઠ અનન્ય ભક્ત આત્મશુદ્ધિનો યજ્ઞ આરભ્યો છે એનુ જીવન ગમે તે બાજુએથી તપાસીએ, એમા પ્રભુનિષ્ઠા જ તરી આવે છે ધર્મ એ એને માટે જીવતી વસ્તુ છે એણે આપણને ધર્મનુ દર્શન કરાવ્યુ છે ધર્મના વિજયને અર્થે અનશનરૂપી મહાવ્રત એણે આદર્યું છે એ વ્રતને લીધે આપણા હૃદય ઊંડે સુધી હચમચાયા છે, અને આપણે આપણા જીવિત-કર્તવ્યનો વિચાર કરતા થયા છીએ

ગમે તે ધર્મ લો એના કેન્દ્રમા આપણને શુદ્ધિ જ જડશે હૈયુ સાફ કરો, દિલ પાક કરો, અતર પવિત્ર કરો, એમ જ બધા ઋષિઓ અને પેગબરો કહેતા આવ્યા છે ગૌતમ બુદ્ધ હો કે ઈસા મસીહ હો, મહમદસાહેબ હો કે ઝરથુષ્ટ્ર હો, બધા એક જ વસ્તુ કહે છે કે હૃદય સાફ કરવું એ જ

## ૫

# આત્મશુદ્ધિ*

### ભેદમાં અભેદ

કોઈ પણ મહત્ત્વના સાર્વજનિક પ્રસગે મદિરોમા જઈ પ્રાર્થના કરવાનો રિવાજ બધે છે. આપણા વ્યાક્તિગત જીવનમાથી બહાર નીકળી સામુદાયિક જીવન કેળવવા માટે અને આખા સમાજમા એક હૃદય અને એક આત્માની ભાવના જગાડવા માટે પ્રાર્થનાનો ઉપયોગ સૌથી વધારે છે અને એટલા માટે જ દરેક સમાજ પોતાના મદિરો બાધે છે

માણસજાત માટે ઈશ્વરે પણ અનેક મદિરો બાધી આપ્યા છે એને આપણે ધર્મને નામે ઓળખીએ છીએ દરેક ધર્મ એ ઈશ્વરને ઓળખવાનુ અને તેની બદગી કરવાનુ એક સ્વતત્ર સાધન છે, મદિર છે

પણ, આપણે બધા એક જ છીએ એ ખ્યાલથી જયારે અનેક ધર્મના લોકો એકત્ર થાય છે, પાસે આવે છે, અને એક હૃદયથી ભગવાનની ઉપાસના કરવા મડી પડે છે ત્યારે એવુ કયુ મદિર છે કે જયા તેઓ બધા એક થઈને પ્રાર્થના કરે? એવુ મંદિર તો આ અનત આકાશના વિતાનથી શોભતુ આ ભૂમડળ છે અનત તારાઓ અખડ ચળકીને જયા એ પરમેશ્વરનો મહિમા ગાય છે ત્યા જ, ખરુ જોતા, આપણે ભેગા થવુ ઘટે છે પણ લોકોને હજી એકતાનુ ભાન ઊગ્યુ નથી અને પ્રાર્થના કરવાની આવશ્યકતા વિષે તો પહેલા જેટલો પણ લોકોનો વિશ્વાસ રહ્યો નથી ધર્મોમા પણ અલગ અલગ રહેવાની અધાર્મિક વૃત્તિ પ્રથમથી કેળવાયેલી છે તમે અમારામાના નથી, તમે જુદા છો, પારકા છો, અમારો ઈશ્વર તમને નહીં ફળે, એ જાતના ઉદ્‌ગારો બધા જ ધર્મના લોકો છેક ગઈ કાલ સુધી કાઢતા આવ્યા છે પણ હવે એ સ્થિતિ નહીં ટકે આપણે બધા એકબીજાના છીએ, માટે એક જ છીએ એ વૃત્તિનો જમાનો હવે જામવાનો છે ભેદમા

* પૂ ગાધીજીના અનશનને પ્રથમ દિવસે (તા ૮-૫-'૩૩) પૂનાના ખ્રિસ્તસેવા સઘમા આપેલુ પ્રવચન.

જે અભેદ જુએ એ જ સાચો ધાર્મિક છે, એ જ પ્રભુભક્ત એમ ગીતાજીએ કહ્યુ છે "The things that make us alike are finer and deeper and more abiding than the things that make us different (માણસ માણસ વચ્ચેની સમાનતાના, એકતાના તત્ત્વો ઉચ્ચ અને ગૂઢ હોય છે, ભેદના તત્ત્વો પ્રમાણમા ક્ષુદ્ર હોય છે, છીછરા હોય છે અને અસ્થાયી હોય છે) આ વાકયમા પણ એ જ બોધ આપેલો છે દુનિયામા ભેદ છે અને રહેવાનો. પણ એ ભેદ તો અભેદ ઓળખવા માટે જ છે અભેદ સત્ય છે, ભેદ માયારૂપ છે ભેદને સાચો માનવા બેસીએ એટલે એમાથી મલિનતા પેદા થવાની જ

આપણે અહીં ખ્રિસ્તી, હિંદુ, પારસી, અનેક ધર્મના લોકો ભેગા થયા છીએ આપણે જુદા છીએ એમ આપણને લાગતુ જ નથી મારી વાત કહુ તો, કોઈ હિંદુ મદિરમા પ્રવેશ કરતા જે પવિત્રતા ને આત્મીયતા અનુભવુ છુ તે જ અહીં પણ અનુભવુ છુ કેમ કે એક મહા ભાગવતને નામે સેવાકાર્યમા પોતાનુ જીવન અર્પણ કરનાર લોકોનો અહીં સઘ છે સેવાકાર્ય એ જ પ્રભુની આરાધના છે એમ સમજનાર લોકો વચ્ચે ધર્મચિંતન કરવુ એના કરતા વધારે સાત્ત્વિક આનંદ કયો ?

## ધર્મનુ કેંદ્ર હૃદયશુદ્ધિ

આજે આપણે આત્મશુદ્ધિ અથવા હૃદયશુદ્ધિનો વિચાર કરવાના છીએ, કેમ કે આજે આપણા જમાનાના એક પવિત્રમા પવિત્ર, ધર્મનિષ્ઠ અનન્ય ભક્ત આત્મશુદ્ધિનો યજ્ઞ આરભ્યો છે એનુ જીવન ગમે તે બાજુએથી તપાસીએ, એમા પ્રભુનિષ્ઠા જ તરી આવે છે ધર્મ એ એને માટે જીવતી વસ્તુ છે એણે આપણને ધર્મનુ દર્શન કરાવ્યુ છે ધર્મના વિજયને અર્થે અનશનરૂપી મહાવ્રત એણે આદર્યુ છે એ વ્રતને લીધે આપણા હૃદય ઊડે સુધી હચમચાયા છે, અને આપણે આપણા જીવિત-કર્તવ્યનો વિચાર કરતા થયા છીએ

ગમે તે ધર્મ લો એના કેન્દ્રમા આપણને શુદ્ધિ જ જડશે હૈયુ સાફ કરો, દિલ પાક કરો, અતર પવિત્ર કરો, એમ જ બધા ઋષિઓ અને પેગબરો કહેતા આવ્યા છે ગૌતમ બુદ્ધ હો કે ઈસા મસીહ હો, મહમદસાહેબ હો કે અષો જરથુષ્ટ્ર હો, બધા એક જ વસ્તુ કહે છે કે હૃદય સાફ કરવુ એ જ

પ્રધાન ધર્મ છે, એ જ ખરી સાધના છે, અને એમા બધાને અધિકાર છે બુદ્ધ ભગવાન ઉદ્ધારનો રસ્તો બતાવે છે એમ એક હજામે સાભળ્યુ બુદ્ધ ભગવાનનો જમાનો એ તો બ્રાહ્મણક્ષત્રિયનો જમાનો આખુ મહાભારત જુઓ બ્રાહ્મણ અને ક્ષત્રિય બહાર કોઈ મહત્ત્વના પાત્રો જ એમા નથી હજામને શી રીતે વિશ્વાસ બેસે કે પોતાનો પણ ઉદ્ધાર થવાનો છે? પણ એને તરી જવાની તાલાવેલી લાગી હતી ગભરાતો ગભરાતો, હૈયાની આશા દબાવતો છુપાવતો એ બુદ્ધ ભગવાન પાસે ગયો, અને પોતાનો ઉદ્ધાર થઈ શકે કે કેમ એમ એણે એક બાજુએ ઊભીને બધા શ્રોતાઓ નીકળી ગયા પછી હળવેથી પૂછ્યુ બુદ્ધ ભગવાન એને ભેટી પડ્યા અને એમણે કહ્યુ કે, હા, તારો પણ ઉદ્ધાર થશે, તારો સ્વીકાર મેં કર્યો જ છે

કોઈ કાળે ન બનવા જેવી વાત બની ગઈ એવા આશ્ચર્યથી અને આનદથી, એ હજામે જે ઉદ્‌ગાર કાઢ્યા તે આજે પણ થેરગાથામા મોજૂદ છે

ભગવાન ઈસા પણ હીન દીન અને પતિતોને પ્રેમથી પોતાના કરી નાખતા, અને આવા સ્વીકારથી જ એમનુ પાપ ઓગાળી નાખતા આજે ગાધીજી પણ આપણને એમ જ કહે છે કે હરિજનોને અપનાવો એટલે એમના સસ્કારો એની મેળે સુધરશે એ પ્રભુના બાળક છે એમને અપનાવવાથી આપણો ઉદ્ધાર થવાનો છે હૃદયની શુદ્ધિ, પ્રેમની ઉદારતા અને સર્વ-સ્વીકાર એ જ બધા પેગબરો કહેતા આવ્યા છે

## પેગબર એક જ છે

હુ તો માનુ છુ કે ઈશ્વરની પેઠે આ જગતનો પેગબર પણ એક જ છે એ અનાદિ છે, સનાતન છે ભિન્ન-ભિન્ન કાળે, ભિન્ન ભિન્ન સ્થળે એ જુદુ જુદુ રૂપ ધારણ કરે છે, પણ તેની શિખામણ તો એક જ હોય છે એનુ મિશન એક જ હોય છે કુરાનમા કહ્યુ જ છે કે ખુદાએ દરેક મુલકને માટે અને દરેક જમાના માટે એક એક પેગબર મોકલ્યો છે પેગબર-વિહોણો દેશ નથી, પેગબરવિહોણો જમાનો નથી સ્થળકાળ પરત્વે એમના ઉપદેશના શબ્દો જુદા હોય, ઝોક જુદો હોય, પણ એમની શિખામણ, એમનો ભાવ તો એક જ હોય છે બધાએ સમાજ સાફ કરવા માટે જ પોતાનુ જીવન વાપરેલુ છે

## ધર્મવીર્યની પ્રાપ્તિ માટે

આજનો જમાનો ભારે ચતુર છે બુદ્ધિ પર અને યોજનાશક્તિ ઉપર એનો વધારેમા વધારે વિશ્વાસ છે અને તેથી ધર્મની અવેજીમા બીજુ કાઈક સહેલુ જડે છે કે કેમ એ તપાસવા મથે છે કોઈનો વિશ્વાસ કેળવણી ઉપર છે કોઈનો કાયદાકાનૂન ઉપર છે શસ્ત્રબળે પછાત કોમોને શુદ્ધ કરવાની વાત કરનારાઓ તો આજે પણ પડયા છે ઔદ્યોગિક ઉન્નતિ પર કોઈનો વિશ્વાસ છે તો સામાજિક સપત્તિ ઉપર બીજાનો વિશ્વાસ છે કોઈ કળા દ્વારા હૃદયને શુદ્ધ કરવા મથે છે અને છતા આટલુ કરીને હૃદય શુદ્ધ કરી શકયા છે એવો વિશ્વાસ હજી કોઈને આવ્યો નથી આજે આપણે ઘરો અને રસ્તા સાફ કરીએ છીએ, જગલો અને જળાશયો સાફ કરીએ છીએ, ખોરાક અને કપડાની સફાઈ તરફ વિશેષ ધ્યાન આપીએ છીએ, વાણી અને વર્તનમા વિવેક દાખલ કરવાના આગ્રહી છીએ એ બધુ સારુ છે, પણ આ તો કેવળ બાહ્ય શુદ્ધિ થઈ.

આત્મશુદ્ધિ વગર, હૃદયશુદ્ધિ વગર ચલાવી લેવાશે એમ જ આજનો જમાનો માનતો હોય એ જાતનુ એનુ વર્તન છે હૃદયશુદ્ધિ એ દરેક વ્યક્તિનો ખાનગી સવાલ છે, એમા કોઈ કોઈને છેડે નહીં, કોઈનાથી કોઈને મદદ થઈ શકે નહીં,- બધા જ સારા છે એમ માની લેવુ અને દરેકથી ચેતીને ચાલતા રહેવુ એ આજની નીતિ છે આજના જમાનાએ આત્મશુદ્ધિની આવશ્યકતા વિષે ને શકયતા વિષે અશ્રાદ્ધા કેળવી છે આત્મ-શુદ્ધિની વાતો કોઈ કરે તો લોકો અકળાય છે, એને ટાળે છે અને એની વાતને ઝટ હા ભણી એનુ મોઢુ બધ કરવાને મથે છે આત્મશુદ્ધિ વગર કયા સુધી ફાવી શકાય એની જ શોધ આજનો જમાનો પ્રાણપણથી કરે છે બહોળો અનુભવ બતાવે છે કે આ બધા પ્રયાસોનુ પરિણામ ઘટ્ટકુટી-પ્રભાત-ન્યાયે જ આવે છે ઘટ્ટકુટી એટલે ચુગીઘર, ટોલનુ નાકુ એ ટાળવા માટે પોતાને ચતુર માનનાર એક ખેડૂતે પોતાનુ ભરેલુ ગાડુ રાત્રે ધોરી રસ્તો છોડી જંગલમા હાકયું આખી રાત બળદને માર્યા, ખાડાખોચરામા ગાડુ લઈ જઈ ગાડુ ઢીલુ કરી મૂકયું, અને સવાર પડય જુએ છે તો પોતે અચૂક ઘટ્ટકુટી આગળ જ ઊભો છે જેને ટાળવા આટલી હાડમારી વેઠી તે તો સામુ જ આવીને ઊભુ રહ્યુ એ જ રીતે નીતિ, સદાચાર, ધર્મ, હૃદયશુદ્ધિ, ત્યાગ,

બલિદાન ઈત્યાદિ તત્ત્વો કોરે મૂકી સમાજનુ ગાડુ ચલાવી શકાય એમ માનનાર આજનો જમાનો ડગલે ને પગલે અનુભવે છે કે સમાજની નસો જ તૂટી જવા લાગી છે જ્ઞાન, સપત્તિ, સામર્થ્ય, યોજનાશક્તિ, ચતુરાઈ ગમે તેટલા વધે, તોયે ધર્મ વગર સમાજ ટકવાનો નથી સમાજની ધારણ માટે અપરિહાર્ય એવી એ ધર્મશક્તિ ફરી કેળવવા માટે ગાધીજીએ તપશ્ચર્યા આદરી છે

## સદ્‌ભાગ્ય અને જવાબદારી

અનાદિકાળથી જે જે લોકો સમાજહિતનો ઊડો વિચાર કરતા આવ્યા છે તેમણે બધાએ હૃદયશુદ્ધિ પર ભાર મૂકેલો છે જ પાશ્ચાત્ય લોકો આજે જેને અધારાનો યુગ કહે છે તે યુગમા હૃદયશુદ્ધિ માટે જેટલો પ્રચાર થતો હતો એટલો આજે થતો નથી અને તેથી બાકી બધી વિદ્યામા પ્રગતિ કરનાર આજના જમાનાએ હૃદયશુદ્ધિના શાસ્ત્રમા જરા સરખી પણ પ્રગતિ કરી નથી આ યુગની એ ખામી હવે દૂર થવાની છે

ધર્મ એ કાઈ ટાઢે પહોરે ચર્ચવાની અને નવરાશે સાભળવાની વસ્તુ નથી ધર્મ એ ઉન્નત જીવનનો સાક્ષાત્કાર છે માણસની ઊડામાં ઊંડી અભિલાષાની સાધના છે એવા ધર્મ-જીવનનો પ્રત્યક્ષ અનુભવ લેનાર, જીવનની ઘડીએ ઘડી ધર્માનુભવનો સાક્ષાત્કાર કરનાર, અને ધર્મને સર્વોપરી ગણનાર એવો એક વીરપુરુષ આપણી વચ્ચે જાગેલો છે, એ આ જમાનાનુ એક મહદ્‌ભાગ્ય છે સૈકાઓના પાપો ધોઈ કાઢવાની તક આવે પ્રસગે ઈશ્વર આપણને આપે છે એ ઈશ્વરદત્ત તક આપણે ગુમાવીએ તો એની નજરમા એ ભારે ગુનો થશે, અને આપણે ભારે જોખમમા આવી પડીશુ

## શુદ્ધિ કોણ કરી શકે?

હૃદયશુદ્ધિ અને હૃદયપરિવર્તનની વાત તો આપણે બધા જ કરીએ છીએ આખો જમાનો એકબીજા પાસેથી હૃદયપરિવર્તનની અપેક્ષા જાહેર કરતો આવ્યો છે, તેથી કઈ દહાડો વળવાનો નથી ત્યારે હૃદયશુદ્ધિ એટલે શુ? તે કોણ કરી શકે છે?

ધર્મપાલન ગમે તેટલુ અઘરુ ગણાતુ હોય તોયે ધર્મદ્રોહ એથીયે ભયાનક છે, એ જેના હૃદયમા વસી ગયુ છે, અથવા એ વસ્તુનો જેના હૃદયમા ઉદય થયો છે તે જ શુદ્ધિ કરી શકે છે ગાધીજીએ એ ભાવના

સિદ્ધ કરી બતાવી છે તેથી જ દરેક ધર્મપ્રેમી વ્યક્તિ અચૂક એમના તરફ ખેંચાય છે હજારો ધર્મસાધકો માટે ગાધીજી મોટા લોહચુબક થઈ પડયા છે.

એમ તો હૃદયશુદ્ધિનો નુસખો સાદો અને સીધો છે કામક્રોધાદિ ષડ્રિપુ ઉપર વિજય મેળવો, સત્યનિષ્ઠા, નમ્રતા, સાદાઈ, ઉદ્યોગિતા, નિષ્કામ સેવા, પ્રેમ એ શુદ્ધ ભાવો કેળવો, એ જ વાત દુનિયાના આરભથી આજ સુધી એકેએક ધર્મપુરુષ કહેતો આવ્યો છે, અને આપણે પ્રાકૃત લોકો એથી બરાબર ઊલટુ કરતા આવ્યા છીએ, અને આપણે હાથે કરીને આપણી મુશ્કેલીઓ વધારી છે જ્યારે પાઘડીનો વળ છેડે આવે ત્યારે મૂઝાઈએ છીએ અને મૂઝાઈને પણ એકમાત્ર સાચો માર્ગ છોડી અનેક અવેજી ઉપાયો અજમાવીએ છીએ દયાવાન ધર્મપુરુષો કહે છે 'नान्य पन्था विद्यतेऽयनाय' પ્રજાના ઉદ્ધારને માટે બીજો માર્ગ છે જ નહીં ધર્મો ભલે અનેક હોય, પણ અધર્મ તો એક જ છે એને માત કરવા માટે બધા ધર્મોએ એક થવુ ઘટે છે, અને અધર્મને તોડવાનો એકમાત્ર ઉપાય યોજવો ઘટે છે

शुभाशुभास्या मार्गास्या वहन्ती वासना-सरित् ।
पौरुषेण प्रयत्नेन योजनीया शुभे पथि ॥

માણસજાતમાથી પૌરુષ નષ્ટ થતુ નથી એવો જો આપણામા વિશ્વાસ હોય, ધર્મતેજ પણ નષ્ટ થવાનુ નથી એવો પણ વિશ્વાસ હોવો જોઈએ વિશ્વાસે આપણે ગાધીજીની તપશ્ચર્યાથી પ્રેરાઈને હૃદયશુદ્ધિ કરવા ુ, સ્વાર્થ, આળસ, વિલાસિતા અને ઉચ્ચનીચભાવ કાઢી નાખીશુ, અને વે એની પ્રાર્થના કરીશુ કે દુનિયામા બધે પ્રભુનુ જ રાજ્ય સ્થપાય

.૫-'૩૩

## ૬

# અભંગવાણી

ભક્તો પોતાની સ્થિતિ વર્ણવવા માટે હમેશા સાસરે ગયેલી વહુનો દાખલો આપે છે નવા ઘરમા કેવળ પતિ એ જ એનુ સર્વસ્વ હોય છે દિયર, નણદ, ભોજાઈ, સાસુ, સસરા વગેરે બધા જ તેના સગા થાય છે ખરા, પણ તે કેવળ પતિને કારણે. પતિના સબધને લીધે એ બધા સબધી છે. પતિ ખાતર એ બધાની એ સેવા કરશે, બધા સાથે ભળશે, અને પ્રસગ પડયે બધાનુ ખમશે પણ ખરી પણ જો એમાથી કોઈ પતિને તરછોડે અથવા પતિ એમાથી કોઈને તરછોડે તો પત્નીનો એ સબધી સાથેનો સબધ એ જ ક્ષણે તૂટી ગયો એ તો કેવળ પતિને જ ઓળખે છે, અને પતિ જેને ઓળખવા માગે તેને ભક્તની ભગવાન પ્રત્યેની વૃત્તિ બરાબર એવી જ હોય છે ભક્ત જગતની સેવા કરે છે, કેમ કે એ વાટે જ જગન્નાથની સેવા થઈ શકે એમ છે ભગવાને વિશ્વભરનો — વિશ્વનુ ભરણપોષણ કરવાનો — ધધો આરભ્યો, એટલે ભક્તને વિશ્વની સેવા વહોરવી પડી વિશ્વભર બીજી રીતે રાજી થાય નહીં, બીજી રીતે મળે નહીં, તેથી જ જગતની અખડ, એકાગ્ર અને નિષ્કામ સેવા કરતો છતો ભક્ત પ્રામાણિકપણે કહી શકે છે કે દુનિયામા મારુ કોઈ જ નથી

પર્ણકુટીમા આજકાલ જે ભજનો ગવાય છે તેમા મોટે ભાગે તુકારામના અભગો હોય છે મહારાષ્ટ્રના સતશિરોમણિ તુકારામ જે ટેકરી પર બેસીને પોતાની અભગવાણીથી પોતાના પાડુરગ સાથે વાતો કરતા હતા તે આ પર્ણકુટીથી બહુ દૂર છે એમ ન કહેવાય તુકારામના વખતથી આજ સુધી અહીંની આસપાસનો પ્રદેશ સતોની ભગવદ્ભક્તિથી ગાજી ઊઠતો આવ્યો છે. રાજકારણી વાતાવરણ જામે અને શમે, સમાજકારણ અનેક પલટા ખાય, પણ ભક્તનુ હૃદય-કારણ તો ભગવાનને નામે અખડ વહ્યા જ કરે છે

એમાથી એક અભગ પરમ દિવસે બે વાર ગવાયો હતો, એક વાર વાગેશ્વરી રાગમા ને બીજી વાર માલકૌંસમા દરેક વખતે જુદો જ ભાવ

જાગ્યો હતો, જોકે મૂળ વાત તો અનન્ય ભક્તિની જ છે તુકારામ કહે છે, 'હે પાડુરગ! તું મને ક્યારે મળીશ? તારા વગર હું નમાયા બાળક જેવો પરદેશી થઈ ગયો છુ આ આખી દુનિયામા મારુ પોતીકુ એવુ તારા વગર બીજુ કોઈ જ નથી મને થાય છે કે તારા ચરણને બાઝી પડુ અને એ ચરણ ઉપર મારી કાયા ઓવારી નાખુ હે ચક્રપાણિ! તુ મને ક્યારે મળીશ? તારા દર્શન ક્યારે થાય? મારે કેવળ દર્શનની જ એક આશા છે આટલા મારા કોડ હે નારાયણ! જરૂર પૂરા કર,અને ઉતાવળ કરીને દોડી આવ'

ખરેખર, આ દુનિયા ભુલભુલામણીનો ચકરાવો છે અહીં જેટલી વસ્તુ નજરે ચડે છે તે ભગવાન તરફથી ચિત્ત ખેંચીને આપણને મૃગજળ તરફ લઈ જાય છે જેમ જેમ આ દુનિયા સાથે વ્યવહાર પાડીએ તેમ તેમ એના મોહમા તણાઈએ છીએ હાથમા તો કશુ આવતુ નથી, પણ મોહ અને આશા વધતા જ જાય છે અતે જ્યારે કોઈ જબરદસ્ત ઠોકર ખાઈને અથવા ભારે ભ્રમણા ભાગીને જાગ્રત થઈએ છીએ ત્યારે આપણે ઓળખીએ છીએ કે ભગવાનના કાર્ય તરીકે આ દુનિયામા વ્યવહાર કરતા હોઈએ ત્યા સુધી જ આપણે ઠેકાણે રહી શકવાના છીએ એને ભૂલ્યા કે મહાસાગરના મોજાની પેઠે બધું જ આપણને ખાવા મથે છે આપણે આ દુનિયામા પરદેશી છીએ, આપણુ અહીં કોઈ નથી એટલુ જાણી લેવુ એ જ ઉદ્ધારનુ પહેલુ પગથિયુ છે.

સતો આ રીતે દુનિયાને દ્વેષ શીખવતા નથી, નિરાશા કે અશ્રદ્ધા શીખવતા નથી, પણ ભગવાનવિહોણી દુનિયા એ ભ્રમજાળ છે એમ સમજાવી આ દુનિયા વાટે ભગવાનને જ જોવાની આગ્રહભરી સૂચના કરે છે ભગવાનને પ્રિય હોય એ રીતે જ દુનિયાની સેવા કરવી, બીજી રીતે કરવા જતા દુનિયાની અસેવા થવાની ને આપણો અધ.પાત થવાનો એટલા માટે એના દર્શન અખડ રહે એ રીતે જ દુન્યવી વ્યવહાર કરવાનો છે

નકામુ દેહદડન સતોએ બતાવ્યુ જ નથી બિચારુ શરીર તો ભાર-વાહી ગધેડાની પેઠે પ્રામાણિક વૈતરુ કર્યે જ જાય છે એને હણ્યે લાભ શો? પણ ભગવાનના ચરણનું ધ્યાન કરતા કોક કોક વખતે આ શરીર, એટલે કે ભોગની લાલસામા ફસાયેલી ઈન્દ્રિયો, ભારે વિઘ્નરૂપ થાય છે

શરીર છતા જો કોઈ કહે કે હુ તો માનસિક સેવા કરીને જ સતોષ માનુ, તો તે ઈશ્વરની અનન્ય ભક્તિ નથી કરતો શરીર છતા એને બચાવે તે

ભગવાન સાથે સાથે પોતાના શરીરની પણ ઓછીવત્તી પૂજા કરે છે અને ભગવાનની પૂજા જો અનન્ય ન હોય તો તે પૂરતી પૂજા જ નથી સેવામા શરીર કામ આવે ત્યા સુધી તે કીમતી સાધન છે એ શરીર જ્યારે ભગવાનના સ્મરણ દર્શનમા અતરાયરૂપ થાય ત્યારે ખરા ભક્તોને એ ઓવારી નાખવાનુ મન થાય જ ઓવારી નાખવાની ક્રિયા કરતા જો તમામ વાસનાઓ પર વિજય મળે તો તો શરીર ભગવાનનુ થયું, આપણે એને ખરેખર અર્પણ કર્યું પછી એ શરીર વાટે ભગવાનને જે કામ લેવુ હોય તે સુખેથી લે ભક્ત એક જ માગે છે અને માને છે કે હૃદયમા ભગવાન આવીને અખડ વસે તેમ થાય તો આ કાયા દિવ્ય થઈ નહીં તો કાયામા રહેવુ એ જ મોટામા મોટો કારાવાસ છે

૨૦–૫–’૩૩

## ૭

# પ્રાર્થનાની ભૂખ

મહાન પ્રસગે આપણને બધાને પ્રાર્થના કરવાનુ કેમ સૂઝે છે? હિંદુઓ મદિરોમા જઈ ખાસ મત્રજાગર કરાવે છે ઈસાઈઓ સાર્વજનિક પ્રાર્થના કરે છે મુસલમાનો મસીદમા હજારોની સખ્યામા ભેગા થઈ નમાજ પઢે છે સામાજિક મહત્કાર્ય હોય, મહત્સકટ હોય, સામાજિક સકલ્પ બાધવાનો હોય અથવા લાખો અને કરોડોની હૃદયની લાગણીઓ હચમચી ગઈ હોય ત્યારે દરેક હૃદય અચૂક પ્રાર્થના જ માગે છે એનુ કારણ શુ?

પ્રાર્થના એ મનુષ્યજીવનનુ એક બધારણ જ છે બધારણને લીધે જેમ રાજ્યો ટકે છે તેમ હૃદયના બધા તારો જ્યારે તૂટવાની અણી ઉપર આવે છે ત્યારે પ્રાર્થનાથી જ જીવનનુ ધારણ થાય છે, જીવન ટકે છે નિરાશાના ગાઢ અધકારમા આશાનુ કિરણ ઉપજાવવાની શક્તિ પ્રાર્થનાની જ છે

અને સામાજિક જીવનમા તો સમાજને બાધનાર બધી વૃત્તિઓ જ્યારે તૂટે છે ત્યારે પ્રાર્થના એ એકમાત્ર ઈલાજ રહે છે

જેમ શરીરમા જીવ હોય છે તેમ સસ્થાઓમા અને સ્વયભૂ સમાજોમા પણ જીવ હોય છે, આત્મા હોય છે, એ સામાજિક આત્માનુ આવાહન કરી

એને જગાડવાનુ કામ પ્રાર્થના જ કરી શકે અને એમા જો સગીત ઉમેરવામા આવે તો એની અસર તાત્કાળિક અને અદ્ભુત ચમત્કૃતિ-જનક થાય છે આ સાર્વભૌમ અનુભવ છે માટે દરેક સમાજ મહાન પ્રસગે પ્રાર્થના જ માગે છે

૧૩-૫-'૩૩

## ૮

# "ભક્તનકી ટેક ન ટારી"*

દયાઘન પ્રભો! તારી કૃપા અપાર છે કરોડોનો જનસમાજ ધડકતે હૈયે અને રૂધાયેલે શ્વાસે એકવીસ દિવસ પ્રતીક્ષા કરતો હતો કે આ કટોકટીનો સમય કેમ પસાર થાય આશા અને ભીતિ વચ્ચે દરેક ક્ષણ પસાર થતી હતી તારો અનન્ય સેવક તારે બારણે પ્રાર્થના કરતો પથારી પર પડેલો, અને તારે આધારે જીવનાર કરોડો લોકો એ ભક્તનુ ધ્યાન ધરતા પોતપોતાને ઠેકાણે રહેલા એ સ્થિતિ જેટલી ગભીર અને પવિત્ર હતી તેટલી જ ભયાનક અને લોહી સૂકવનાર હતી પણ તને તો બધાની ચિંતા છે તેં તારા ભક્તની લાજ રાખી અને કરોડોની ભીડ ભાગી

એમ તો બધા જ માનવી દિવસ-રાત જાતજાતની પ્રાર્થના કરે છે, વર માગે છે પણ એમા સ્વાર્થ હોય છે, સકામવૃત્તિ હોય છે તારા સાચા ભક્તો તારી ઇચ્છાને અધીન રહીને જ યાચના કરે છે તેથી એવા ભક્તની ઇચ્છા ભગવાનની ફરજ થઈ પડે છે 'ભક્તઆધીન છે શ્યામ સુદર તનુ' એ જૂનો અનુભવ છે એ ફરી એક વાર સાચો પાડી તેં માણસની મોળી શ્રદ્ધા કાઈક મજબૂત કરી પ્રભો! અમારી દીન યાચના તેં મજૂર રાખી હવે અમારી જવાબદારી પાર પાડવાની શક્તિ અમને આપ તારા દીન બાળકોએ – હરિજનોએ અત્યાર સુધી ધીરજથી અમારા અન્યાય સહન કર્યા છે એ જ ધીરજથી ને ક્ષમાથી ભગવાને, અમારી વચ્ચે એક અનન્ય ભક્ત પકવ્યો અમારે કાજે તેં એને બચાવ્યો છે હવે અમે એને નિરાશ નહીં કરીએ એણે આદરેલુ તારુ કામ અમારા જીવનમા વિફળ ન થાય

* આત્મશુદ્ધિના ૨૧ દિવસના ઉપવાસને અતે કરેલું પારણાનુ પ્રવચન.

એટલી કૃપા અમારા ઉપર કરજે તારે નામે અમે જે ધર્મ ચલાવીએ છીએ, તે ધર્મમા અમારા રાગદ્વેષ, ચિંતા અને પામરતાને લીધે કેટલોયે સડો અમે દાખલ કર્યો છે હૃદયનો દ્રોહ કરી અમે મોટા-નાનાના અસખ્ય વાડા ઊભા કર્યા છે અમારા હૃદયમાં ઘૂસીને ત્યા જામેલા બધા વાડા તોડી નાખજે, અને અમને બધાને તારી સેવાના અધિકારી બનાવજે તારી કૃપા અપાર છે ભક્તની ટેક રાખી તેં તારુ બિરદ સાચુ કરી બતાવ્યુ છે હવે અમારા હૃદયમાં તારો જયજયકાર થાઓ

૨૯-૫-'૩૩

૯

# આવડવું જોઈએ

એક યુવાને વિનયપૂર્વક નિખાલસ પ્રશ્ન પૂછ્યો "આજકાલ મહાત્માજીના દીર્ઘાયુષ્ય માટે ઠેકઠેકાણે પ્રાર્થનાઓ થાય છે એ બધુ મને ગમે છે, પણ મનમા શકા ઊઠે છે કે શુ ખરેખર એક માણસે બીજા માટે કરેલી પ્રાર્થના ફળતી હશે?"

સવાલનો જવાબ આપતા પહેલા એને એક સામો સવાલ પૂછવામા આવ્યો "જેટલા લોકો મોઢેથી બોલે છે તે બધા જ પ્રાર્થના કરે છે એમ ન મનાય સાચી પ્રાર્થના તમે કોને કહો છો?"

વિચારની આ નવી દિશાથી યુવાન રાજી થયો એણે તરત કહ્યુ, "સાચી પ્રાર્થના તો સેવા જ છે, અને એ ફળ્યા વગર રહેવાની નથી એ હુ કબૂલ કરુ છુ"

તમે કહો છો એ વાત સાવ સાચી છે, પણ સેવા ઉપરાતની પ્રાર્થનાનો પણ આપણે વિચાર કરી શકીએ એમ છીએ હૃદયની એકેએક શુદ્ધ સાત્ત્વિક લાગણી એ પ્રાર્થના જ છે પણ તે લાગણી અમલમા મૂકવાની પોતાની શક્તિ હોવા છતા માણસ જો તે પ્રમાણે ન કરે, આચરણ વખતે જાતને ચોરી રાખે, ત્યારે એ લાગણી ફોક થાય છે પછી એને પ્રાર્થના ન કહેવાય

## આવડવુ જોઈએ

તમે એમ જુઓ કે આખી દુનિયામા એક જ ચૈતન્ય વસેલુ છે, એકના દોષો બીજાને નડે છે, એકની ભૂલને માટે હજારોને ખમવુ પડે છે, એકની હિંમતથી કરોડોમા હિંમત આવે છે, એકના વીરકર્મથી કેટલાય લોકોને ચારિત્ર્યનુ તેજ બતાવવુ સહેલુ થઈ જાય છે, કેમ કે એ બધી વિભૂતિઓ સાચી હોય છે, નક્કર હોય છે સાચી વસ્તુ અસરકારક થાય જ છે.

રેડિયોએ આપણને બતાવી દીધુ છે કે રશિયા, તુર્કસ્તાન કે ઈંગ્લંડનું સગીત પણ અહીં પહોચી શકે છે પાર્થિવ અવાજના સ્પદનો જો આટલા સર્વતો-ગામી અને અસરકારી છે, તો ચૈતન્ય જે આખા વિશ્વમા સભર ભર્યું છે તેમા જો શુદ્ધ, સાત્ત્વિક, એકાગ્ર, ઉત્કટ લાગણીનુ સ્ફુરણ થાય તો એ શુ ન કરી શકે? જે માણસ કરવાનુ બધુ કરી ચૂક્યો છે, અથવા જે માણસ ખરેખર કશુ જ કરી શકે એવી સ્થિતિમા નથી પણ બધુ કરવાની સોએ સો ટકા ઉત્કટતા ધરાવે છે, એ બન્નેની આર્તવાણી એ વિશ્વભરના દરબારમા હમેશા પહોચતી આવી છે કુદરતના કાનૂન કરતા ચૈતન્યના કાનૂન વધારે અટળ અને તાત્કાલિક હોય છે પ્રાર્થના અફળ જતી નથી આપણને પ્રાર્થના કરતા જ આવડતી નથી જ્યારે કોઈ રાષ્ટ્રપુરુષ પોતાનુ જીવનસર્વસ્વ હોડમા મૂકી પ્રાર્થના કરે છે ત્યારે એ પ્રાર્થનાના મોજા વિરાટ સમાજમા હૈયે હૈયે ઊછળે છે અને પોતાનુ કામ કરે છે ચૈતન્યની દુનિયામા પોતા માટે અને પારકા માટે એવો ભેદ છે જ નહીં જે સર્વ છે તે એક જ છે.

૨૬-૫-'૩૩

## ૧૦

# ઉપાસના અને રમત

[ચિંચવડથી લખેલા એક પત્રમાંથી]

માંદો પડીને અહીં આવ્યો છું અહીંની પથારી પરથી તમારી શી સેવા કરું? પૂજ્યશ્રી બાપુજીએ સૂચવ્યુ છે કે અવારનવાર તમને હું કાગળો લખું

કાગળ એ કાંઈ નિબંધ નથી નિબંધ એટલે લખેલું વ્યાખ્યાન, જ્યારે કાગળ એટલે લખેલું સંભાષણ એ એકપક્ષી નહીં ચાલે હું જો દર અઠવાડિયે શંકરને કાગળ લખું અને એ એનો જવાબ લખે જ નહીં તો મારું ક્યાં સુધી ચાલવાનું? શંભુ, કાંતિ કે જયન્તી જો મારા કાગળોનો જવાબ ન આપે તો મારે એમને શું લખવું? જયસિંહ અને જયન્તી વચ્ચેની દોસ્તી વધી કે અટકી છે એની મને ખબર ન હોય તો મારે એમને શું પૂછવું? વિદ્યાર્થીમંડળના પ્રમુખ કે મંત્રી જો મને ત્યાંનો હેવાલ લખી મોકલે તોયે કંઈક લખવાનું સૂઝે

રહેવાની ઓરડી બે વાર વાળવી પડે છે તેમ કરીએ તો જ ઓરડીમાં પ્રસન્નતાથી રહેવાય ખાવાના ને રસોઈના વાસણો જેટલી વાર વાપરીએ તેટલી વાર ઊટકવા પડે છે અને આપણુ ગદુ શરીર જો રોજ ઘસી ઘસીને ધોઈ ન નાખીએ તો આપણને પોતાના શરીરની એટલી તો સૂગ ચડે કે પોતે પોતા પાસેથી ભાગવાનુ મન થાય ભણતરમા પણ એ જ અનુભવ છે વિદ્યા ઉપસ્થિત ન રાખીએ તો એ કટાઈ જાય છે સ્મૃતિઓમા લખ્યું છે કે બ્રાહ્મણોનુ દર્શન નહીં કરવાથી એટલે કે ધર્મોપદેશ નહીં સાભળવાથી ત્રણે વર્ણના દ્વિજો પતિત થઈ જાય છે અને બ્રાહ્મણ જ્યારે પોતાના સ્વાધ્યાય અને આચારથી ભ્રષ્ટ થાય છે, ત્યારે એ પણ પતિત થાય છે લુહારને ત્યા ધમણ ગેકસરખી બરાબર ન ચાલે તો એની ભઠ્ઠી કશા કામની ન રહે આપણી પ્રાર્થના એ હૃદય ઊટકવાની કે વાળી કાઢવાની ક્રિયા છે ઉપદેશ સાભળી સાંભળીને અને ખૂબ ચિંતન કરીને આપણે જે ધર્મસિદ્ધાતો એટલે જીવનસિદ્ધાતો નક્કી કર્યા હોય, તેમનુ નિત્ય સ્મરણ અને ફરી ફરી સ્વીકાર ન કરીએ તો આપણે દહાડે દહાડે કટાતા જવાના ને મેલા થવાના અખાડ પ્રયત્ન વગર મુક્તિ પણ ટકતી નથી, એમ એક ઠેકાણે શાસ્ત્રમા કહ્યુ છે

ઉપાસનામા આપણે એકાગ્ર થઈને બેસીએ ઉપાસના શરૂ થતા પહેલા થોડોક વખત બધા શાત થાય અને પોતાના આચરણનો વિચાર કરે એ જરૂરનુ છે એકલા એકલા ઉપાસના કરવા બેસે તો શરૂઆતમા ઊંઘ, આળસ અને અનિયમિતપણુ આવી જાય છે મોટા સમુદાયમા બેસવુ સારુ સામુદાયિક ઉપાસનાનો આ સ્થૂળ લાભ થયો સઘમા બેસી ઉપાસના કરવાથી ચારિત્ર્ય સુધરે છે બુદ્ધ ભગવાનની ભાષામા કહુ તો શીલસવર્ધન થાય છે સામુદાયિક ઉપાસનાનુ મહત્ત્વ બુદ્ધ ભગવાને બરાબર જાણ્યુ હતુ મહમદ પેગબરે દિવસના પાચ પાચ વાર પોતાના શિષ્યોને ઈશ્વર આગળ ભેગા કરી મહાન શક્તિ કેળવી એકત્ર જમવાથી કૌટુબિક ભાવ પેદા થાય છે, સાથે કામ કરવાથી મૈત્રી બધાય છે, સાથે વિચાર કરવાથી એક પરપરા પેદા થાય છે, અને સાથે પ્રાર્થના કરવાથી આત્મૌપમ્યનો સાક્ષાત્કાર થાય છે. આ વસ્તુ સૂક્ષ્મ છે દીર્ઘ કાળથી જ એનો અનુભવ થાય છે આશ્રમમા જ્યારે જ્યારે કોઈના ઉપર હુ ચિડાયો હોઉં ત્યારે ત્યારે મને પ્રાર્થનામા જવાનો સકોચ થતો છતા પરાણે જઈને બેસુ એટલે કાઈક શાતિ જરૂર

## ૧૦

# ઉપાસના અને રમત

[ચિંચવડથી લખેલા એક પત્રમાથી]

માદો પડીને અહીં આવ્યો છુ અહીંની પથારી પરથી તમારી શી સેવા કરુ? પૂજ્યશ્રી બાપુજીએ સૂચવ્યુ છે કે અવારનવાર તમને હુ કાગળો લખુ

કાગળ એ કાઈ નિબધ નથી નિબધ એટલે લખેલુ વ્યાખ્યાન, જ્યારે કાગળ એટલે લખેલુ સ-ભાષણ એ એકપક્ષી નહીં ચાલે હુ જો દર અઠવાડિયે શકરને કાગળ લખુ અને એ એનો જવાબ લખે જ નહીં તો મારુ ક્યા સુધી ચાલવાનુ? શભુ, કાતિ કે જયન્તી જો મારા કાગળોનો જવાબ ન આપે તો મારે એમને શુ લખવુ? જયસિંહ અને જયન્તી વચ્ચેની દોસ્તી વધી કે અટકી છે એની મને ખબર ન હોય તો મારે એમને શુ પૂછવુ? વિદ્યાર્થીમડળના પ્રમુખ કે મત્રી જો મને ત્યાનો હેવાલ લખી મોકલે તોયે કઈક લખવાનુ સૂઝે

આપણી શાળા જ્યારે સ્થપાઈ ત્યારે પૂજ્યશ્રી બાપુજી ચપારણમા હતા મેં એમને એક વાર કહ્યુ કે, "શાળાની શરૂઆતમા આપ અહીં હાજર નથી એ ઠીક નથી લાગતુ. આપ દર અઠવાડિયે છોકરાઓને ઉદ્દેશીને કાગળ લખો તો તે પ્રાર્થનામા વચાય" બાપુજીએ જવાબમા કહેલુ, "અહીંના કામમા હુ ભાગ લેતો ન હોઉં ત્યારે મને કશુ લખવાનુ સૂઝે જ નહીં" આજે જ્યારે હુ કાગળ લખવા બેઠો છુ ત્યારે બાપુજીના કહેવાની સત્યતા અનુભવુ છુ છતા હુ કાગળો લખવાનો તો છુ જ

આજે પ્રાર્થના વિષે કઈક કહેવાનો છુ એક વખતે આશ્રમમા બધા મોટેરાઓએ વિચાર કરી નક્કી કર્યું હતુ કે, 'પ્રાર્થના' એ શબ્દ બરાબર નથી આપણે એને 'ઉપાસના' કહેવી જોઈએ છતા 'પ્રાર્થના' એ શબ્દ ચોટચો જ છે ઉપાસના એટલે પરમાત્માના સાન્નિધ્યમા રહેવુ, ઈશ્વરનો સહવાસ અનુભવવાનો પ્રયત્ન કરવો

એ વસ્તુ સહેલી નથી. પ્રથમથી જ એની ટેવ પાડીએ તો કાઈક ફાવીએ આપણે ગાફેલ રહીએ તો દરેક વસ્તુ ઉપર કાટ ચડી જાય છે

રહેવાની ઓરડી બે વાર વાળવી પડે છે તેમ કરીએ તો જ ઓરડીમાં પ્રસન્નતાથી રહેવાય ખાવાના ને રસોઈના વાસણો જેટલી વાર વાપરીએ તેટલી વાર ઊટકવા પડે છે અને આપણુ ગદુ શરીર જો રોજ ઘસી ઘસીને ધોઈ ન નાખીએ તો આપણને પોતાના શરીરની એટલી તો સૂગ ચડે કે પોતે પોતા પાસેથી ભાગવાનુ મન થાય ભણતરમા પણ એ જ અનુભવ છે વિદ્યા ઉપસ્થિત ન રાખીએ તો એ કટાઈ જાય છે સ્મૃતિઓમા લખ્યુ છે કે બ્રાહ્મણોનુ દર્શન નહીં કરવાથી એટલે કે ધર્મોપદેશ નહીં સાભળવાથી ત્રણે વર્ણના દ્વિજો પતિત થઈ જાય છે અને બ્રાહ્મણ જ્યારે પોતાના સ્વાધ્યાય અને આચારથી ભ્રષ્ટ થાય છે, ત્યારે એ પણ પતિત થાય છે લુહારને ત્યા ધમણ ગેકસરખી બરાબર ન ચાલે તો એની ભઠ્ઠી કશા કામની ન રહે આપણી પ્રાર્થના એ હૃદય ઊટકવાની કે વાળી કાઢવાની ક્રિયા છે ઉપદેશ સાભળી સાભળીને અને ખૂબ ચિંતન કરીને આપણે જે ધર્મસિદ્ધાંતો એટલે જીવનસિદ્ધાતો નક્કી કર્યા હોય, તેમનુ નિત્ય સ્મરણ અને ફરી ફરી સ્વીકાર ન કરીએ તો આપણે દહાડે દહાડે કટાતા જવાના ને મેલા થવાના આખડ પ્રયત્ન વગર મુક્તિ પણ ટકતી નથી, એમ એક ઠેકાણે શાસ્ત્રમા કહ્યુ છે

ઉપાસનામા આપણે એકાગ્ર થઈને બેસીએ ઉપાસના શરૂ થતા પહેલા થોડોક વખત બધા શાત થાય અને પોતાના આચરણનો વિચાર કરે એ જરૂરનુ છે એકલા એકલા ઉપાસના કરવા બેસે તો શરૂઆતમા ઊઘ, આળસ અને અનિયમિતપણુ આવી જાય છે મોટા સમુદાયમા બેસવુ સારુ સામુદાયિક ઉપાસનાનો આ સ્થૂળ લાભ થયો સઘમા બેસી ઉપાસના કરવાથી ચારિત્ર્ય સુધરે છે બુદ્ધ ભગવાનની ભાષામા કહુ તો શીલસવર્ધન થાય છે સામુદાયિક ઉપાસનાનુ મહત્ત્વ બુદ્ધ ભગવાને બરાબર જાણ્યુ હતુ મહમદ પેગબરે દિવસના પાચ પાચ વાર પોતાના શિષ્યોને ઈશ્વર આગળ ભેગા કરી મહાન શક્તિ કેળવી એકત્ર જમવાથી કૌટુબિક ભાવ પેદા થાય છે, સાથે કામ કરવાથી મૈત્રી બધાય છે, સાથે વિચાર કરવાથી એક પરપરા પેદા થાય છે, અને સાથે પ્રાર્થના કરવાથી આત્મૌપમ્યનો સાક્ષાત્કાર થાય છે. આ વસ્તુ સૂક્ષ્મ છે દીર્ઘ કાળથી જ એનો અનુભવ થાય છે આશ્રમમા જ્યારે જ્યારે કોઈના ઉપર હુ ચિડાયો હોઉં ત્યારે ત્યારે મને પ્રાર્થનામા જવાનો સકોચ થતો છતા પરાણે જઈને બેસુ એટલે કાઈક શાતિ જરૂર

વળતી. પૂ બાપુજી પાસે આવ્યો તે પહેલા મારી આખી જિંદગી હુ રખડેલ માણસ રહ્યો હતો આટલા વરસ સુધી લગ'તાર આશ્રમમા છુ એનુ મને પોતાને જ આશ્ચર્ય થાય છે એના કારણો જયારે તપાસુ છુ ત્યારે બાપુજીનો અલૌકિક પ્રેમ અને સામુદાયિક ઉપાસના એ બે જ મુખ્યત્વે જડે છે

આપણી બે ઉપાસનામા સવારની ઉપાસના વિશેષ મહત્ત્વની છે આખો દિવસ જાતજાતના કામો કરી અનેક લોકોના પ્રસગમા આવી ચિત્તમા વિક્ષેપ પેદા થાય છે સાજે થાકી જઈ આપણે આરામ શોધીએ છીએ, અને તે ઊંઘના તમોગુણમા આપણને મળે છે માણસને ગમે તેટલુ દુ ખ થયુ હોય, ચીડ કે અપમાનથી એ બળી રહ્યો હોય તોયે એક વાર ઊંઘ્યા પછી તે બધુ હળવુ થઈ જાય છે સવારે ચાર વાગ્યે શરીરનો થાક ઊતરેલો હોય છે માણસ માદો હોય કે સાજો, એ વખતે શરીરની સપ્તધાતુઓ સામ્યાવસ્થામા રહે છે નવા નવા સકલ્પો, વિકલ્પો અને વિક્ષેપો એ વખતે ઓછામા ઓછા હોય છે એ ઘડી સાત્ત્વિકમા સાત્ત્વિક હોય છે અને બુદ્ધિ પણ એ વખતે પ્રમાણમા શુદ્ધ હોય છે એ વખતે ઉપાસના કરવા બેસીએ એ બહુ લાભદાયી છે આજે શુ શુ કરવાનુ છે એ વિચાર કરવાનો એ વખત નથી, પણ જીવનમા કઈ વૃત્તિ ધારણ કરવાની છે, કયા હેતુથી કામ કરવુ છે એનો વિચાર એ વખતે કરવો જોઈએ રસ્તો છોડીને જેટલા આડા ગયા હોઈએ તેટલા પાછા આવવાનો તે વખત છે નાનપણથી ઈશ્વરને શરણ જવાની, ઈશ્વર એ જ મોટો આધાર છે એમ ધ્યાન રાખવાની ટેવ પડી જાય, તો આગળ જતા કેટલો લાભ છે! મનમા જાતજાતના આવતા કુવિચારો સામે ઉપાસના એ ઈશ્વરે બક્ષેલુ બખ્તર છે

ब्राह्मे मुहूर्ते चोत्थाय चिन्तयेद् हितमात्मन ।

સવારની ઉપાસના થયા પછી જો વખત મળે તો ગમે તે 'વિષય'ના અધ્યયનમા એ ગાળવો નહીં, પણ શુદ્ધ ધાર્મિક વાચનમા ગાળવો 'ધમ્મપદ' અથવા અશ્વિનીકુમાર દત્તનો 'ભક્તિયોગ' હાલ તુરત સૂચવુ છુ મરાઠી જાણનાર માટે 'તુકારામ' અથવા 'એકનાથી ભાગવત' એ ઉત્તમમા ઉત્તમ ગ્રથો છે હિંદીમા 'કબીરવચનાવલિ' અને 'તુલસી રામાયણ' આ બધી ચોપડીઓ આપણે ત્યા છે પોતાની પસદગીની એક ચોપડી નિત્યપાઠ માટે પોતાની પાસે રાખવી એ સુદર રિવાજ છે વિદ્યાર્થી પોતે પોતાની ચોપડી

પસદ કરે અને પોતાની પસદગી બરાબર છે કે નહીં એ એક વાર શ્રી કિશોરલાલભાઈને, શ્રી મહાદેવભાઈને અથવા પૂજ્યશ્રી બાપુજીને પૂછી લે એમ હુ સૂચવુ છુ

કાગળ લખવા બેઠો ત્યા તો એક વર્ગનુ પ્રવચન જ થયુ હવે તમારા કાગળો જેમ જેમ આવે તેમ તેમ મને લખતા રહેજો સવારની કસરત અને સાજની રમત કોઈ ચૂકતા નહીં જ હોય મને તો સવારની ઉપાસના અને સાજની રમત એ જ સૌથી અને સરખા મહત્ત્વના લાગે છે.

અહીં અમે મજામા છીએ ટાઢ બિલકુલ નિયમિત નથી કોક દિવસ હડકાયા કૂતરાની પેઠે કરડવા ધાય છે અને કોક દિવસ સાવ ગાયી પડે છે આજકાલના દિવસો ટાઢના કહેવા કરતા વાદળાના કહેવા જોઈએ આ વાદળાની પ્રતિભા ઉપર હુ તમને એક વાર લખવાનો છુ

ચિંચવડ,
પોષ વદ ૮, ૧૯૮૨

# ૧૧
# પ્રાર્થના

## ૧

ॐ असतो मा सद् गमय ।
तमसो मा ज्योतिर् गमय ।
मृत्योर् माऽमृत गमय ॥

હે જગદ્ગુરો! અમને જ્ઞાન આપ અમારુ અધ્યયન તેજસ્વી થાઓ સ્વધર્મની, સ્વદેશની અને સ્વભાષાની સેવા કરવાને અમને જ્ઞાનબળ અને તપોબળ આપ અમે એકબીજા પ્રત્યે ક્ષમાવૃત્તિ ધારણ કરીને એકબીજા પર પ્રેમ કરીએ એવી પ્રસન્નતા અમને આપ અમારા હૃદયમા તારુ સ્મરણ હમેશ રહો

* * *

હે પરમ પિતા, પ્રાર્થના કરવાનોયે અમારો અધિકાર નથી તારુ સ્મરણ કરીએ, ભક્તિપૂર્ણ હૃદયે તારો જયજયકાર કરીએ, તેં આપેલી સ્થિતિમા આનદ

માનીએ અને તેં દીધેલા અવસરનો સદુપયોગ કરવાનો પ્રયત્ન કરીએ એટલો જ અમારો અધિકાર છે અમને આ આપ, આ ન આપ, એમ અમારાથી કેમ કહેવાય? અમારુ ખરેખરુ અને આત્યન્તિક હિત શામા રહેલુ છે એ અમે ક્યા જાણીએ છીએ? અને તુ ક્યા નથી જાણતો? કે અમે તને પ્રાર્થના કરીએ? છતા પ્રભુ! બાલબુદ્ધિથી એટલુ તો માગી જ લઈએ કે તારી કૃપાદૃષ્ટિ અમારી ઉપર હમેશા છે, તારો વરદ હસ્ત અમારા માથા ઉપર છે, એનુ અમને અખડ સ્મરણ રહે દુ ખનો તાપ—સકટનો તાપ એટલો દુ સહ નથી હોતો, જેટલો નાસ્તિક નિરાશાનો અને આત્મઘાતી અશ્રાદ્ધાનો હોય છે

* * *

હે અનન્ત, નિર્વિકાર વૃત્તિથી ધ્યાનમા બેઠેલા ઋષિ દ્વારા એક વાર તેં કહ્યુ, यो वै भूमा तत् सुख नाल्पे सुखम् अस्ति। જ્યારે જ્યારે અલ્પમા આસક્ત થઈને અમે ક્ષુદ્ર બન્યા છીએ ત્યારે ત્યારે અમને ક્લેશ જ થયો છે

હાય રે દૈવ! ભગવાનની અમૃતમય વાણી અમારી બુદ્ધિમા ઊતરતા હજારો વર્ષના કડવા અનુભવની મદદ લેવી પડે છે! હે આનન્દસિન્ધો! नाल्पे सुखमस्ति—ક્ષુદ્ર વસ્તુમા સુખનો છાટો પણ મળવાનો નથી—એમ અમને જણાયુ છે હવે તે અનુભવ અમારા મનમા ઠસાવી દે અલ્પ લાભ અને અલ્પ હાનિથી અમે અનેક વાર ખુશ અને નાખુશ થયા છીએ અમને સ્થિર કર, હે અચ્યુત, અમને સ્થિર કર

* * *

જે સત્યધર્મી છે તેને જ પરમેશ્વરના કલ્યાણમય, તેજોમય રૂપનુ દર્શન થાય છે એટલા માટે હે પ્રભો સવિતર્! અમારા હૃદયમા સત્યનો પરિપૂર્ણ ઉદય થવા દે સત્યને અમે દગો ન દઈએ અને અમારામા મોહની દુર્બળતા આવે તે વેળા સત્ય અમને દગો ન દે પ્રાચીન ઋષિઓએ કહ્યુ, सत्या परता नाही धर्म। જગતે સાભળ્યુ, सत्ते परता नाही धर्म। તેથી ધર્મને નામે અધર્મ વધ્યો અને શક્તિએ શિવને પગ નીચે કચડી નાખ્યુ કચડાયેલા કલ્યાણમા જ ખરુ તેજ છે, શિવનુ ધ્યાન કરવાથી જ શક્તિ પ્રસન્ન થાય છે, એવી અમારી ખાતરી થાઓ, પ્રભો! અમને પ્રેમનુ ધૈર્ય અને શ્રદ્ધાનો પ્રાણ આપ અમને પ્રાણવાન કર!

* * *

હે ભાગ્યવિધાતા, મારું જીવન અને મૃત્યુ બન્ને તારા હાથમા છે મારા જીવનનો સ્વામી હુ છુ અને મારુ મૃત્યુ માત્ર દૈવાધીન છે એમ હુ કેમ કહી શકુ? તે તો નાસ્તિકતા કહેવાય મારા જીવનના અણુઅણુમા મને તારુ દર્શન થાઓ અને મરણ માટે મારી સદા તૈયારી રહો મારી ગાફેલપણાની ઘડીએ મૃત્યુનો પજો મારા ઉપર ન પડો આટલી મારી પ્રાર્થના કાને ધર, હે પ્રભો, આટલી જ મારી પ્રાર્થના છે

* * *

હે ઇતિહાસવિધાતા! વિશ્વંભર! ભૂતકાળ અમારા સ્મૃતિપટ પરથી ભૂસાઈ ગયો છે વર્તમાનકાળનુ યથાર્થ આકલન કરવાની શક્તિ અમારી દૃષ્ટિમા રહી નથી ચાલુ ક્ષણની અને તરતની જરૂરિયાતો અને વાસનાઓની પાર અમારાથી જોઈ શકાતુ નથી પછી ભવિષ્યકાળ નીરખવાની દિવ્ય દૃષ્ટિ ક્યાથી આવે? હે કાલસ્વરૂપી પરમેશ્વર! અમારા નેત્ર ઉઘાડ વર્તમાન પરિસ્થિતિ અને શ્રેય સાધનનો માર્ગ સ્પષ્ટ દાખવનારી દિવ્ય દૃષ્ટિ અમને આપ.

હે હૃદયચાલક પ્રભો! તારી પ્રેરણાથી, કર્તવ્ય ગણીને આત્મોદ્ધારના પ્રયત્ન કરતા સકટથી ન ડગે એવુ ધૈર્ય અને અલ્પ લાભથી પ્રયત્ન-ચ્યુત ન થાય એવી સ્થિરતા અમને આપ પ્રભો! આર્યોના વશમા તેં અમને જન્મ આપ્યો છે અમારો ત્યાગ અને અમારો ભોગ આર્યવૃત્તિને છાજે એવો જ રહે એવુ આર્યોનુ શીલ અમને આપ! આર્યોનુ તેજ અમને આપ. સ્વાધીન સ્થિતિમા કે પરાધીન સ્થિતિમા અમારી વૃત્તિ હીન થવા દઈશ નહીં

* * *

અમને જે દીક્ષા મળી છે તેને લાયક અમારુ જીવન નથી તેથી તે દીક્ષા-મત્ર રોજ ને રોજ અમે ભૂલી જઈએ છીએ અને મોહમા સપડાઈ અમારા વર્તમાન જીવનને અનુકૂળ એવો જ તે દીક્ષામત્રનો અર્થ કરીએ છીએ પ્રભો! અમારા દીક્ષામત્રને જાગ્રત રાખવા કાજે જેટલી દૃઢ સ્મૃતિ અને શુદ્ધ દૃષ્ટિ જોઈએ તેટલી અમને આપ અને અમે અમારુ જીવન ઉચ્ચતર અને પ્રાણપૂર્ણ કરીએ એટલા માટે જરૂર જેટલી કઠોરતા અમને આપ. અમે પોતાની દયા ખાઈ બગડી જઈએ છીએ પોતાના તરફ, પ્રભો! અમને કઠોરતા

આપ, કઠોરતા આપ, અને અમારા ભાઈઓ પ્રત્યે પ્રેમની અને ક્ષમાની કોમળતા આપ.

* * *

હે ગણપતિ! અનેક વ્યક્તિઓમાં એક જ ધ્યેય અને એક જ ભાવ પ્રેરી તમે લોકોના ગણ બનાવો છો અમે બાળકો અને યુવકો તમારા શરણમા આવીએ છીએ અમને સન્મતિ આપો અને અમારી એકમતિ થાઓ અમે નથી કહેતા કે અમારો માર્ગ વિઘ્નરહિત હો અમે વિઘ્નો વધાવીએ છીએ, માગીએ છીએ. માત્ર એ શરતે કે વિઘ્નો સાથે લડતી વખતે સન્મતિ આપનાર જ્ઞાનમૂર્તિ તમે અમારા હૃદયમા રહો! મગલમૂર્તિ તમે હૃદયમા આવીને વસો, પછી રિદ્ધિસિદ્ધિનુ સ્વતત્ર આવાહન કરવુ જ ન પડે. વિઘ્નરાજ! તમે જ અમારા ગણના નાયક થાઓ અમે સ્વરાજ્ય—ગણરાજ્ય સ્થાપવા માગીએ છીએ, ત્યા બીજા ગણપતિ હોઈ જ ન શકે

* * *

પ્રભો! દુનિયામા સત્ય અને અસત્ય મિશ્રિત છે અમારી વૃત્તિ શુદ્ધ નથી સત્ય નિષ્ઠાથી અમને વીણી વીણીને સત્ય ભેગુ કરવાની કળા તેમ જ શક્તિ આપો

એ જ અમારી મધુકરી વૃત્તિ થાઓ

૨

હે પરમ પિતા! અમને સભાળજે, જ્યારે અમને કોઈ પૂછતુ ન હતુ, બધા જ અમારો સરખો તિરસ્કાર કરતા, બધે જ અમે સરખા હડધૂત હતા, ત્યારે અમને એક જાતની શાતિ હતી એક તારો જ આધાર, એક તારો જ વિશ્વાસ હતો અમે ક્યા છીએ, અમારી કેવી સ્થિતિ છે, અમારે શુ કરવુ એ અમે જાણતા જ્યા જોઈએ ત્યા શિયાળા જેવી ટાઢ હૂક એકલી તારી જ એ વખતે અમને કશી જ ભારે આશા ન હતી, સાથે સાથે ખાસ મૂઝવણ પણ ન હતી

આજે અનેક લોકો અમારા વીરા બન્યા છે, અમારા હિતકર્તા થયા છે, અને દરેક જણ જુદો જુદો રસ્તો બતાવે છે. જે આવે છે તે પોતાનો જ ધર્મ અમારા પર લાદવા માગે છે અને તેમ કરતા બીજા ધર્મની અમારી આગળ નિંદા કરે છે બધાની એકબીજા સામેની દલીલો સાભળીશુ

તો એમ જ થઈ આવે છે કે એકે ધર્મ સાચો નથી આ બધા પોતપોતાના ધર્મના કેવળ કમિશન એજન્ટો છે

રાજદ્વારી બાબતોમા પણ એ જ દશા જે આવે છે તે અમારો હિતકર્તા પણ અમારુ હિત કરીને કોઈ અમને બે મણ જાર આપી જતુ નથી અમારી પાસેથી પૈસા જ માગે છે

હે પરમ પિતા! અમારી આ મૂઝવણ ટાળ અમને સાચા માર્ગદર્શક આપ એટલુ જ નહીં પણ એમને ઓળખવાની શક્તિ આપ એમને ઓળખ્યા પછી એમને જ અનુસરવાની શ્રદ્ધા આપ, દૃઢતા આપ, અથવા અમારુ કલ્યાણ શામા રહેલુ છે તે અમે પોતે જ સમજી શકીએ એવી દૃષ્ટિ જ અમને આપ ને! અને એ દૃષ્ટિ પ્રમાણે ચાલવાની શક્તિ અમને આપીશ તો જ એ દૃષ્ટિ કામની નહીં તો હૈયાબળતરામા એક ઉમેરો જ કેવળ થશે, બીજુ શુ?

૩

હે હૃદયસ્વામી! તુ જ અમારા જીવનનો આચાર્ય બન અમારા વિકાસ માટે જે કડવો-મીઠો અનુભવ કરાવવો હોય તે અમને જરૂર કરાવ અમે એમ નથી માગતા કે અમારી જીવનસાધના સહેલી થાએ જેમ સખત ગરમી અને સખત ઠડીથી વૃક્ષની શક્તિ વધે છે અને નાના નાના છોડવાની પ્રાણશક્તિનો વિકાસ થાય છે, તેમ સુખદુ ખ, લાભહાનિ, અને જયપરાજયથી અમારા જીવન ગભીર, સમર્થ એને સમૃદ્ધ જ થશે અમારી સસ્કારક્ષમતા વધશે જ એમે કદી નહીં માગીએ કે અમારી તાલીમ સુખપ્રદ જ હો

અમે એમ પણ કદી ન કહીએ કે એમારો સાધના-ક્રમ જલદી પૂરો થઈ જાઓ અને અમે તારી જીવનશાળાનો અમારો અભ્યાસક્રમ જલદી પૂરો કરીને સ્નાતક બની જઈએ અમે તો, એક જન્મના નહીં પણ અનેક જન્મોના સાધક બનવા માટે તૈયાર છીએ જે દિવસે અમે સ્નાતક બનીશું તે દિવસે અમે મુક્ત પણ બની જઈશુ જ્યા સુધી અમારા જીવનમા ઉત્કટતા કાયમ છે, ત્યા સુધી અમને કોઈ પ્રકારની ઉતાવળ નથી પરતુ એક બાબતની ચિંતા જરૂર છે અને તેને કારણે જ આ પ્રાર્થના અમે તારા ચરણે રજૂ કરીએ છીએ

અમારા જીવનના ગમે તેટલા ટુકડા થઈ જાય, પરતુ અમારુ હૃદય અતૂટ રહો—એના ટુકડા ન થાઓ ભગવાન! અમારી નિષ્ઠામા દુવિધા ન આવી જાય બુદ્ધિ એક વાત માને અને હૃદય બીજી વાત, એવી રામારી વિડમ્બના ન હો, જો રામારુ હૃદય સાબૂત રહેશે તો અમને કોઈ પણ વસ્તુની પરવા નથી

ભગવાન! અમને અવિચ્છિન્ન હૃદયનુ વરદાન આપ અને પછી અમારી પાસેથી ગમે તે કામ લો અને ગમે તે હાલતમા રાખો તે અમને મજૂર છે

જાન્યુઆરી, ૧૯૪૧

## શ્રી કિશોરલાલ મશરૂવાળાનાં પુસ્તકો

| | |
|---|---|
| અહિંસાવિવેચન | ૨.૫૦ |
| ઈશુ ખ્રિસ્ત | ૦.૬૨ |
| ઊધઈનું જીવન | ૧.૦૦ |
| કેળવણીના પાયા | ૧.૫૦ |
| કેળવણીવિકાસ | ૧.૨૫ |
| કેળવણીવિવેક | ૧.૦૦ |
| ગાંધીજી અને સામ્યવાદ | ૧.૨૫ |
| ગીતાધ્વનિ | ૦.૫૦ |
| ગીતામંથન | ૨.૫૦ |
| તિમિરમાં પ્રભા | ૧.૫૦ |
| બુદ્ધ અને મહાવીર | ૧.૦૦ |
| ભાવિ હિંદનું દર્શન | ૦.૬૨ |
| રામ અને કૃષ્ણ | ૧.૦૦ |
| વિદાય વેળાએ | ૧.૦૦ |
| સત્યમય જીવન | ૧.૨૫ |
| સમૂળી ક્રાંતિ | ૧.૨૫ |
| સહજાનંદ સ્વામી | ૦.૬૨ |
| સંસાર અને ધર્મ | ૨.૦૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧.૦૦ |

## શ્રી મહાદેવ દેસાઈનાં પુસ્તકો

એક ધર્મયુદ્ધ
ત્રણ વાર્તાઓ
બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ
બે ખુદાઈ ખિદમતગાર
મહાદેવભાઈની ડાયરી પુસ્તક પહેલું
મહાદેવભાઈની ડાયરી " બીજું
મહાદેવભાઈની ડાયરી " ત્રીજું
મહાદેવભાઈની ડાયરી " ચોથું
મહાદેવભાઈની ડાયરી " પાંચમું
મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ
વિરાજવહુ
સંત ફ્રાંસિસ

૦.૭૫
૧.૨૫
૨.૫૦
૦.૭૫
૪.૫૦
૫.૫૦
૫.૦૦
૩.૦૦
૭ ૦૦
૬.૦૦
૧.૨૫